# પદ્ય સંગ્રહ.

હિમતલાલ ગણેશજી અંજારીઆ
એમ. એ. એલ એલ બી.
મુંબઈ.

કીમત એક રૂપીઓ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી.

# પદ્ય સંગ્રહ.

ગુજરાતી કાવ્યભંડારમાંથી ચુંટી કાઢેલાં
પદ્યોનો સંગ્રહ.

તૈયાર કરનાર,
હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.
એમ. એ. એલએલ. બી.
મુંબઇ.

છપાવી પ્રકટ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ,
આસિ. સેક્રેટરી—અમદાવાદ.

સંવત ૧૯૭૭. ઇ. સ. ૧૯૨૧.
આવૃત્તિ ૧ લી. પ્રત ૧૫૦૦.

કિમ્મત એક રૂપિઓ.

# પ્રસ્તાવના.

ઇ. સ. ૧૯૧૪ માં સોંપાયેલું કામ ઇ. સ. ૧૯૨૧ માં પ્રગટ કરવાનું બની શક્યું એ પણ એક સુભાગ્યજ ગણું છું. ગુજરાતી કાવ્યભંડાર તપાસવો એ બહુ શાંતિ, ધૈર્ય અને ખંતની અપેક્ષા રાખે છે. જીવનકર્તવ્યના અંતરાયો પણ કેટલા વિલંબ કરાવનારા થઇ પડે છે એ સર્વના અનુભવની વાત છે. તે બધાં કારણો છતાં આટલું પણ થઇ શક્યું એ, ઉપર કહ્યું તેમ, સુભાગ્યજ ગણું છું.

પસંદગીનું ધોરણ કેવું રાખ્યું છે એ તો ' લઘુલેખ 'માં જણાવ્યું છે તેથી પુનરૂક્તિની જરૂર નથી. માત્ર એટલું ઉમેરવાની જરૂર છે કે ઇ. સ. ૧૯૧૦ પછીના કવિતા લખાણનો સંપૂર્ણ અભ્યાસ થઇ શકયો નથી. માસિકો, અને છપાયેલાં પુસ્તકોમાં બને તેટલાં તો જોયાં છે, છતાં સંભવ છે કે વખતે સારૂં કાવ્ય રહી ગયું હોય, નજર પર ન ચડયું હોય, કે સ્મૃતિમાંથી ખરી પડ્યું હોય. વાંચન હજી ચાલુ રાખવામાં આવશે, અને બીજી આવૃત્તિ વખતે ઘટતો વધારો કરવા મને પ્રસંગ આપવામાં આવશે એવી આશા રાખું છું.

આ સંગ્રહ કરતી વખતે જે જે મિત્રો તથા સંસ્થાઓ તરફથી મને મદદ મળી છે તેમનો ઉપકાર માનું છું. સા. શ્રી નરસિંહરાવ તથા કેશવલાલ ધ્રુવ એ બંનેએ લઘુલેખ જોઇ જવા તસ્દી લીધી છે અને તેથી લેખને લાભ થયો છે, મારા પર તો ખાસ ઉપકાર થયો છે. સુંદરી સુબોધના બહુશ્રુત, અને શાંત પણ સંગીન અભ્યાસમાં મચી રહેલા, તન્ત્રી રા. રામમોહનરાય જશવંતરાય ( ઉર્ફે સુમન્ત )–એમણે સ્ત્રી લેખકોમાંથી એનાં કાવ્ય મેળવી આપ્યાં છે અને તેથી થોડીક ઊણપ દૂર થઇ છે એમ મને લાગ્યું છે. તે તસ્દી માટે તેમનો, તથા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના અધિકારી સજ્જનોએ મને જે સગવડ અને જે સરલતા હોંસથી અને લાગણીપૂર્વક કરી આપી છે માટે તે બધાનો પણ ઉપકાર માનું છું.

વૈશાખ ૧૯૭૭. હિ. ગ. અંજારિયા.

## કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સ્મારક ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

તા. ૧૩ મી. એપ્રિલ ૧૮૯૮ ના રોજ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની જનરલ સભા મળી હતી અને તેમાં એવો ઠરાવ થયો હતો કે, 'સ્વ. કવિ દલપતરામના સ્મારક માટે એક જાહેર ફંડ ઉઘાડવું' અને તે 'કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઇ. ઇ. સ્મારક ફંડ' તરીકે સોસાઇટીએ જુદું રાખવું. તેનું વ્યાજ જૂનાં કાવ્યો સંશોધન કરી છપાવવામાં તેમજ ગુજરાતી સાહિત્યના ગ્રંથો તૈયાર કરાવી છપાવવામાં વાપરવું.' તે પ્રમાણે પ્રસ્તુત ગ્રંથ તૈયાર કરાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છેઃ—

| નંબર. | પુસ્તકનું નામ. | કર્તા અગર સંપાદક. | કીંમત. |
|---|---|---|---|
| ૧. | સુભદ્રાહરણ—કવિ પ્રેમાનંદ રચિત. | અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. | રૂ.૧) |
| ૨. | પદ્યસંગ્રહ | હિમ્મતલાલ ગ. અંજારિયા. એમ. એ. એલએલ. બી., | રૂ.૧) |



# અનુક્રમણિકા.


| | સંખ્યાંક. | |
|---|---|---|
| | કાવ્ય. | પૃષ્ઠ. |
| અક્ષય લીલા ... ... ... ... | ૩૩ | ૩૨ |
| અખિલ બ્રહ્માંડમાં ... ... ... | ૧૨ | ૭ |
| અગ્નિ હોત્ર ... ... ... ... | ૧૫૪ | ૧૮૨ |
| અટકબંધી ... ... ... ... | ૯૧ | ૧૨૦ |
| અદ્ભુત રથ ... ... .. ... | ૬૨ | ૭૩ |
| અનોપમ પુરૂષોત્તમ ... ... ... | ૩ | ૨ |
| અભેદોર્મિ ... ... ... ... | ૧૬૦ | ૧૯૨ |
| અમર આશા... ... ... ... | ૧૬૩ | ૧૯૫ |
| અમે રે જડ ભરતિ જોગિયા ... ... | ૧૦૯ | ૧૩૩ |
| અલૌકિક ખંડ વર્ણન ... ... ... | ૬૩ | ૭૩ |
| અહિલોચન અને કૃષ્ણ ૧–૨–૩–૪ ... | ૬૪ | ૭૬ |
| અંગદ વિષ્ટિ ૧–૨ ... ... ... | ૭૧–૭૨ | ૯૦–૯૨ |
| આજ મહારાજ જલ પર ઉદય ... ... | ૧૭૫ | ૨૦૭ |
| આ તન રંગ પતંગ સરીખો ... ... | ૯૮ | ૧૨૫ |
| આપની યાદી... ... ... ... | ૧૮૪ | ૨૨૭ |
| આરોહણ ... ... ... ... | ૧૯૯ | ૨૫૨ |
| આશાનું સ્થાન... ... ... ... | ૨૦૪ | ૨૬૧ |
| આસ્વાદોર્મિ ... ... ... ... | ૧૬૧ | ૧૯૩ |
| ઇશ્વરને ઓળખવા વિષે... ... ... | ૧૦૬ | ૧૩૧ |
| ઇશ્વરને ભજવા વિષે ... ... ... | ૧૦૧ | ૧૨૭ |
| ઉદ્ધવ એક સમે ... ... ... | ૭૬ | ૧૦૪ |
| ઉન્મત્તે! ઊતાવળી! ... ... ... | ૨૮ | ૨૪ |
| ઉભા રહો તો કહું વાતડી ... ... | ૧૨૬ | ૧૫૧ |

| | | |
|---|---|---|
| ઋતુપર્ણની સવારી ... ... ... | ૫૬ | ૫૮ |
| એક અબળાના ઉદ્દગાર... ... ... | ૨૧૯ | ૨૮૪ |
| એક ઇચ્છા ... ... ... ... | ૧૮૭ | ૨૩૦ |
| એક મને થઇ ગોવિંદ ગારે ... ... | ૧૧૩ | ૧૩૭ |
| એ ભૂમિ અમારી ... ... ... | ૧૬૪ | ૧૯૬ |
| એવા રે અમો... ... ... ... | ૫ | ૩ |
| ઓધવજી અમને દુઃખ દીધું વાલમે ... | ૯૯ | ૧૨૬ |
| ઓધવજીનો સંદેશો ૧, ૨, ૩. ૧૦૩, ૧૦૪, | ૧૦૫ | ૧૨૯,૧૩૦ |
| ઓ પેલો ચાંદલિયો ... ... ... | ૧ | ૧ |
| કઠણુ કામ કહેતાં રે ... ... ... | ૮૭ | ૧૧૭ |
| કરૂં થાપટ થાપટ પાણુ ... ... ... | ૨૪ | ૨૧ |
| કશી વાતનો ખરખરો ... ... ... | ૧૦૨ | ૧૨૮ |
| કર્તવ્ય ... ... ... ... | ૨૧૦ | ૨૭૦ |
| કવિવરો ગાયકગણો ... ... ... | ૨૦૭ | ૨૬૫ |
| કાચબા કાચબી ... ... ... | ૯૦ | ૧૧૯ |
| કામણુ દીસે છે ... ... ... | ૧૨૫ | ૧૫૦ |
| કામાવતીનું હસ્તકૌશલ્ય... ... ... | ૭૫ | ૧૦૧ |
| કાયા બનીરે તાહરી ... ... ... | ૭૮ | ૧૦૫ |
| કાંઇ નહિં મારૂં નાથ ... ... ... | ૯૪ | ૧૨૨ |
| કુમુદ સુંદરીનો પત્ર ... ... ... | ૧૬૯ | ૨૦૧ |
| કૃતજ્ઞતા ... ... ... ... | ૧૮૦ | ૨૧૬ |
| કોકિલાને ... ... ... ... | ૧૬૮ | ૧૯૯ |
| ક્ષમા અંગ ... ... ... ... | ૪૪ | ૪૧ |
| ખરી સબળતા ... ... ... | ૧૫૮ | ૧૯૧ |
| ગરબે રમવાને ... ... ... | ૧૨૪ | ૧૪૭ |
| ગઝલો ... ... ... ... | ૧૭૦ | ૨૦૧ |
| ગિરનારને ચરણે ... ... ... | ૧૯૦ | ૨૩૩ |

| | | |
|---|---|---|
| ગીરધારી રે સખી ગીરધારી ... ... | ૧૦૦ | ૧૨૬ |
| ગુણવંતી ગુજરાત ... ... ... | ૧૯૫ | ૨૪૮ |
| ગૂઢ કોકિલા ... ... ... ... | ૧૫૩ | ૧૮૦ |
| ગૃહ ... ... ... ... ... | ૨૦૯ | ૨૬૮ |
| ગોકુળ લીલા ... ... ... ... | ૯૬ | ૧૨૩ |
| ગોપિકા ... ... ... ... | ૨૦૬ | ૨૬૩ |
| ગોવિન્દ ને ગોપી ... ... ... | ૨૫ | ૨૧ |
| ઘેલાં ભલે થયાં રે ... ... ... | ૨૧ | ૧૯ |
| ચંદા ... ... ... ... | ૧૫૫ | ૧૮૩ |
| ચાર મનહર ... ... ... ... | ૧૪૪ | ૧૬૭ |
| ચાહીશ હું ... ... ... ... | ૨૨૨ | ૨૮૭ |
| ચિત્ત તું શીદને ચિંતા કરે ... ... | ૧૩૩ | ૧૫૮ |
| ચેત તો ચેતાવું તને રે ... ... | ૧૪૫ | ૧૬૮ |
| છુટક છપ્પા ... ... ... ... | ૪૭ | ૪૩ |
| જગતનું સુખ ઝાકળનું છે પાણી રે... ... | ૭૯ | ૧૦૬ |
| જય જય ગરવી ગુજરાત ... ... | ૧૭૬ | ૧૬૦ |
| જળમાં અસ્યા જોને રે... ... ... | ૮૮ | ૧૧૮ |
| જંગલ વસાવ્યું રે જોગિયે ... ... | ૧૦૮ | ૧૩૩ |
| જાગીને જોઉં તો ... ... ... | ૧૧ | ૬ |
| જાબાલીનું આશ્રમ ... ... ... | ૨૭ | ૨૨ |
| જીવન મિત્રો... ... ... ... | ૨૧૭ | ૨૮૦ |
| જે કોઇ પ્રેમઅંશ અવતરે ... ... | ૧૧૬ | ૧૪૨ |
| જેને પિયુ મળવાનો પ્રેમ હોય ... ... | ૮૪ | ૧૧૬ |
| જોગી જીવોરે એવા જગતમાં ... ... | ૧૦૭ | ૧૩૨ |
| જ્ઞાનના ચાબકા... ... ... ... | ૮૯ | ૧૧૯ |
| જ્યાં લગી આતમા તત્ત્વ ... ... | ૧૦ | ૬ |
| ટેક ન મેલે રે... ... ... ... | ૯૭ | ૧૨૫ |

| | | |
|---|---|---|
| ડગલું ભર્યું કે... ... ... ... | ૧૪૦ | ૧૬૪ |
| તત્કાલ મહિમા ... ... ... | ૧૭૯ | ૨૧૫ |
| તરણા ઓથે ડુંગર રે ... ... ... | ૮૩ | ૧૧૫ |
| તું મારે આંદલિયે ... ... ... | ૪ | ૨ |
| તૂટ્યો મારો તંબુરાનો તાર ... ... | ૧૭૩ | ૨૦૫ |
| દમયન્તી ૧, ૨, ૩. ... ... | ૪૮, ૪૯, ૫૦ | ૪૬,૪૭,૪૯ |
| દમયન્તી સ્વયંવર ... ... ... | ૫૧ | ૫૦ |
| દવ તો લાગેલ ડુંગરમાં... ... ... | ૧૭ | ૧૭ |
| દિલનું દર્દ ... ... ... ... | ૧૪૩ | ૧૬૬ |
| દિવ્ય મંદિર તથા લેખ... ... ... | ૧૫૦ | ૧૭૬ |
| દિવ્ય સુંદરિઓની ગરબી... ... ... | ૧૫૨ | ૧૭૮ |
| દુઃખીયાનાં બેલી ... ... ... | ૨૦૩ | ૨૬૦ |
| ધીરે ધીરે સુધારાનો સાર ... ... | ૧૪૨ | ૧૬૫ |
| ધ્યાન ધર હરિતણું ... ... ... | ૬ | ૩ |
| નથી નિપજતો પ્રેમ ... ... ... | ૮૨ | ૧૧૪ |
| નરને ઉપજે દઢ વેરાગજી ... ... | ૩૯ | ૪૬ |
| નવ કરશો કોઇ શોક ... ... ... | ૧૪૧ | ૧૬૫ |
| નહિં પ્રીતને નહિં વેર રે ... ... | ૮૫ | ૧૧૬ |
| નહિં રે વિસારૂં હરિ ... ... ... | ૨૩ | ૨૦ |
| નળને શોધતી દમયંતી ... ... ... | ૫૪ | ૫૫ |
| નામ પામ્યા પણ ... ... ... | ૮ | ૫ |
| નિયમવશ માનવ ... ... ... | ૧૫૭ | ૧૮૯ |
| નિરખને ગગનમાં ... ... ... | ૯ | ૫ |
| નિરાશા પછીના આશા... ... ... | ૨૨૧ | ૨૮૬ |
| નિશ્ચેના મહેલમાં વસે ... ... ... | ૧૨૯ | ૧૫૪ |
| પરીક્ષિતને ઋષિનો શાપ... ... ... | ૭૪ | ૯૮ |
| પંડિત અને સંત ... ... ... | ૪૬ | ૪૩ |

| | | |
|---|---|---|
| પારણું ... ... ... ... | ૧૨૧ | ૧૪૪ |
| પુણ્ય પ્રભાવ ... ... ... ... | ૩૦ | ૨૭ |
| પૂર્ણ પરમાનંદ ... ... ... | ૩૮ | ૩૬ |
| પ્રકટ મળે સુખ થાય ... ... ... | ૧૩૧ | ૧૫૫ |
| પ્રપંચ અંગ ... ... ... ... | ૪૨ | ૪૦ |
| પ્રભાતની વાદળીને ... ... ... | ૧૯૪ | ૨૪૬ |
| પ્રભુનો પ્રેમ ... ... ... ... | ૨૧૨ | ૨૭૨ |
| પ્રાર્થના ... ... ... ... | ૧૯૮ | ૨૫૧ |
| પ્રીતડીની રીત અતિ અટપટી ... ... | ૧૧૮ | ૧૪૩ |
| પ્રીતિ સ્મરણ ... ... ... ... | ૨૧૪ | ૨૭૫ |
| પ્રેમચંદા ... ... ... ... | ૧૩૮ | ૧૬૨ |
| પ્રેમની પીડા તે કોને કહીએ રે ... ... | ૧૧૭ | ૧૪૩ |
| પ્રેમની પ્રેમની પ્રેમની રે ... ... | ૧૮ | ૧૮ |
| પ્રેમને સત્કાર ... ... ... ... | ૨૦૮ | ૨૬૭ |
| પ્રેમ પરીક્ષા ... ... ... ... | ૧૧૪ | ૧૩૭ |
| ફુલડાં કટોરી ... ... ... ... | ૧૯૧ | ૨૩૬ |
| ફુલની પાંખડી... ... ... ... | ૨૦૫ | ૨૬૨ |
| બાળક ... ... ... ... | ૨૧૮ | ૨૮૧ |
| બાળકોને વિદાય ... ... ... | ૫૨ | ૫૪ |
| બાળુડો ... ... ... ... | ૨૧૩ | ૨૭૩ |
| બુદ્ધિ પ્રમાણે વાંચે રથા... ... ... | ૪૩ | ૪૧ |
| બેડો બાઇ બુડતો તારો... ... ... | ૧૧૨ | ૧૩૬ |
| બોધ ... ... ... ... | ૧૬૭ | ૧૯૮ |
| બોલમાં બોલમાં બોલમાં રે ... ... | ૧૫ | ૧૪ |
| બ્રહ્મશાળા ... ... ... ... | ૧૩૭ | ૧૬૧ |
| બ્રહ્મ લેહમાં લાગવા વિષે ... ... | ૩૫ | ૩૩ |
| બાઇ રે સ્વર્ગપદ તે સાચું ... ... | ૩૪ | ૩૩ |

| | | |
|---|---|---|
| ભાષા અંગ ... ... ... ... | ૪૫ | ૪૨ |
| મદૂલી ... ... ... ... | ૨૦૧ | ૨૫૮ |
| મણિમય સેંથી... ... ... ... | ૧૮૮ | ૨૩૧ |
| મદન મોહના ... ... ... ... | ૬૮ | ૮૬ |
| મધ્ય રાત્રિયે કોયલ ... ... ... | ૧૫૧ | ૧૭૭ |
| મનજી મુસાફરરે ... ... ... | ૧૩૫ | ૧૬૦ |
| મન તું ગમાર થામાં ... ... ... | ૧૭૨ | ૨૦૫ |
| મરવાનું તો નહિં મટે... ... ... | ૬૬ | ૭૩ |
| મહિના ... ... ... ... | ૮૧ | ૧૦૭ |
| મહેતાજી મામેરે ચાલ્યા... ... ... | ૫૭ | ૬૩ |
| મહેતાનો સત્કાર ... ... ... | ૫૮ | ૬૪ |
| મહેમાનોને ... ... ... ... | ૧૭૬ | ૨૦૮ |
| મંગળ ... ... ... ... | ૨૨૩ | ૨૮૮ |
| માયાનું નાટક... ... ... ... | ૪૧ | ૩૮ |
| માયાનો તિરસ્કાર ... ... ... | ૧૬૨ | ૧૯૪ |
| માલમી સરજનહાર ... ... ... | ૭ | ૪ |
| મારા વ્હાલા રે લાગો છો વ્હાલા... ... | ૧૨૮ | ૧૫૩ |
| મારે ઘેર આવજો માવા... ... ... | ૧૧૦ | ૧૩૪ |
| માળાનો મર્મ નવ જાણે ... ... | ૮૬ | ૧૧૭ |
| મીરાં ચારિત્ર ... ... ... ... | ૧૧૫ | ૧૩૯ |
| મુખડાની માયા લાગી ... ... ... | ૨૨ | ૨૦ |
| મુજ અબળાને મોટી મિરાત બાઇ ... | ૨૦ | ૧૯ |
| મેમાનને વિનંતિ ... ... ... | ૧૭૪ | ૨૦૬ |
| મોરલીની અસર ... ... ... | ૧૧૧ | ૧૩૫ |
| મોરલી ગાય છે રે ... ... ... | ૨૬ | ૨૨ |
| યોવના ... ... ... ... | ૧૯૨ | ૨૩૬ |
| રંગભર આવે સલુણો છેલ ... ... | ૧૨૭ | ૧૫૨ |

| | | |
|---|---|---|
| રાણા પ્રતાપની હલદીઘાટની હોરી... | ૧૬૫ | ૧૯૭ |
| રામ રમકડું જડીયું રે ... | ૧૯ | ૧૮ |
| રાવણને પ્રજાની સલાહ... | ૭૩ | ૯૬ |
| રાસ... | ૨૦૦ | ૨૫૬ |
| રાસલીલા ... | ૧૨૪ | ૧૪૯ |
| લંકા વર્ણન ... | ૭૦ | ૯૦ |
| લેનારો ફાટી પડજો | ૫૫ | ૫૬ |
| લોચન મનનો ઝગડો | ૧૩૦ | ૧૫૪ |
| વચન અને કર્મ | ૨૨૦ | ૨૮૫ |
| વનમાં વૈદર્ભી... | ૫૩ | ૫૪ |
| વર વહુ અમે... | ૧૯૭ | ૨૫૦ |
| વશીકરણ ... | ૧૫૯ | ૧૯૨ |
| વસમી વિદાય... | ૨૦૨ | ૨૫૯ |
| વસંત ક્રીડા માટે આહ્વાન | ૨ | ૧ |
| વસંત વર્ણન... | ૧૪૬ | ૧૬૯ |
| વસંત વિજય... | ૧૭૮ | ૨૦૯ |
| વાંસલડીને ... | ૧૨૨ | ૧૪૬ |
| વિકરાળ વીર કેસરી | ૧૬૬ | ૨૯૭ |
| વિક્રમની અસવારી | ૬૯ | ૮૮ |
| વિદ્યા વિષે ... | ૬૭ | ૮૫ |
| વિધવા બ્હેન બાળાંને ... | ૧૮૫ | ૨૨૮ |
| વિરહ વૈરાગ્યે જેનું મન તપેજી ... | ૪૦ | ૩૭ |
| વિષનું વિષયા ૧–૨ | ૬૦ | ૬૭ |
| વીણાનો મૃગ ... | ૧૮૩ | ૨૨૩ |
| વીરનું સ્વરૂપ શોધન | ૧૯૬ | ૨૪૯ |
| વૈષ્ણવ જન ... | ૧૩ | ૮ |
| વ્હાલાંઓને ઉપદેશ | ૧૭૬ | ૨૦૮ |

| | | |
|---|---|---|
| શાન્તિ ... ... ... ... | ૨૧૬ | ૨૭૮ |
| શામળશા ... ... ... ... | ૫૯ | ૬૫ |
| શિકારીને ... ... ... ... | ૧૮૬ | ૨૩૦ |
| શું જાણે વ્યાકરણી ... ... ... | ૧૨૦ | ૧૪૪ |
| સખી હું તો જાણુતી જે ... ... | ૧૧૯ | ૧૪૩ |
| સતભામાનું રૂસણું ... ... ... | ૧૬ | ૧૪ |
| સત્ય ... ... ... ... | ૬૫ | ૮૨ |
| સત્ય સુધા શ્રીકૃષ્ણ નામ છે ... ... | ૭૭ | ૧૦૫ |
| સમજણ વિના રે ... ... ... | ૩૭ | ૩૫ |
| સમજી સિદ્ધાન્તને ... ... ... | ૩૬ | ૩૪ |
| સર જોઈ અહો ચાલતાં... ... ... | ૨૯ | ૨૬ |
| સરોવર ... ... ... ... | ૧૮૯ | ૨૩૨ |
| સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણ ... | ૧૪૯ | ૧૭૧ |
| સહુ ચલો જીતવા જગ ... ... ... | ૧૩૯ | ૧૬૩ |
| સંતો આવો અમારડા દેશમાં જો ... ... | ૯૫ | ૧૨૨ |
| સંતો દિયા રે અગમ પર ડેરા ... ... | ૯૩ | ૧૨૧ |
| સંતો મૂળ રે ગ્રાહે તો ... ... ... | ૯૨ | ૧૨૧ |
| સારસી ... ... ... ... | ૧૮૧ | ૨૧૯ |
| સાંતીડાંનું ભજન ... ... ... | ૩૨ | ૩૮ |
| સિન્ધુને ... ... ... ... | ૨૧૫ | ૨૭૬ |
| સુદામા ચરિત્ર... ... ... ... | ૧૪ | ૮ |
| સેજવાલે ગઢ કીધું ઘાત... ... ... | ૭૧ | ૨૯ |
| સ્નેહ નિદાન ... ... ... ... | ૧૭૧ | ૨૦૩ |
| સ્મરણ લોપક કાળબળ ... ... ... | ૧૫૬ | ૧૮૮ |
| સ્ત્રી સ્વરૂપ ... ... ... ... | ૧૪૭ | ૧૭૧ |
| સ્વદેશ સ્તોત્ર... ... ... ... | ૧૪૮ | ૧૭૧ |
| હનુમાન ગરૂડ સંવાદ ... ... ... | ૧૩૨ | ૧૫૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| હમારી પિછાન | ... | ... | ... | ૧૮૨ | ૨૨૨ |
| હરિ જેવો તેવો | ... | ... | ... | ૧૩૪ | ૧૫૯ |
| હરિનો મારગ | ... | ... | ... | ૮૦ | ૧૦૬ |
| હલદી ઘાટનું યુદ્ધ | ... | ... | ... | ૧૯૩ | ૨૪૦ |
| હિરણ્ય કશિપુ અને પ્રહલાદ | | ... | ... | ૬૧ | ૭૧ |
| હું પીત ભક્તના | ... | ... | ... | ૨૧૧ | ૨૭૧ |




# —ગુજરાતી પદ્યસંગ્રહ—

## —દિગ્દર્શન બતાવનારો લઘુ લેખ—

ગુજરાતી પદ્યસંગ્રહને પ્રજા સમક્ષ મૂકતાં ગુજરાતી પદ્યભંડાર વિષે કાંઇક માહિતી આપવી એ જરૂરનું લાગે છે. એ પદ્યભંડારમાં કેવી રીતે ક્યારે ક્યારે અને કેવો કેવો ઉમેરો થતો ગયો તથા ઉમેરો કરનારને પ્રેરક બળો–પ્રજાજીવન, દેશકાલની સ્થિતિ વગેરેની અસરો કેવી થઇ હતી એ વિષે વિસ્તારપૂર્વક વિવેચન તો આંહિ અસ્થાનેજ ગણાય–તે ઉમેરો કરનારમાંથી ઘણાંનાં જીવન સંબંધે તો અટકળો અને દંતકથા સિવાય બીજો પુરાવો ભાગ્યેજ મળી શકે તેમ છે; મળેલા તેવા પુરાવા પરથી અત્યાર સુધીમાં બંધાયેલા મતો અને સ્વીકારાયેલી હકીકતનું પ્રમાણિક અને નિષ્પક્ષપાત બ્યાન હવે ગુજરાતી પ્રજા માગી રહી છે; પરંતુ તે કાર્યમાં એક મોટી મુસ્કેલી તો એ છે કે સાધનો પૂરતાં મળી શકતાં નથી. જે થોડાંક સાધનો મેળવી શકાય તે મેળવવા માટે જોઇતો વખત, પૈસો, અને ઉત્સાહ હોવા ઉપરાંત તેનો યોગ્ય ઉપયોગ કરવાના બુદ્ધિ હોવી જોઇએ; આ બધી જરૂરીયાતો સાથે વિશાળ વાંચન, મર્મસ્પર્શી તુલના, લાગણી ભર્યો વિવેક અને અનવરત શ્રમ: એ બધાં જેનામાં એક સાથે વસી રહેલાં હોય તેવો ભાગ્યશાળી લેખક તૈયાર ન થાય ત્યાં સુધી તો આવા છુટા છવાયા ઉપલક લઘુલેખોથીજ ચલાવી લેવું પડશે.

આવી જાતના પ્રયાસો બૃહત્કાવ્યદોહન અને પ્રાચીન કાવ્યમાળા પ્રકટ કરનાર સંસ્થાઓએ કંઇક કર્યાં છે–તે ઉપરાંત તો માત્ર માસિકોમાં દેખા દેતા છૂટક છૂટક લેખો માલુમ પડશે. તેવા લેખોમાંથી ચુંટણી કરવામાં આવે તોજ તે સાહિત્ય પ્રજાસમસ્તને ઉપયોગી થવાની સ્થિતિમાં આવે. સાહિત્ય પરિષદોના પ્રમુખો તરફથી અને પરિષદ પાસે રજુ થએલા નિબંધો પૈકી કોઇ કોઇમાંથી એ વિષયપર કાંઇક પ્રકાશ પડતો જણાશે. પુસ્તકરૂપે પ્રકટ થયેલાં તેવાં બહુજ થોડાં છે. સાર્વ

અને પ્રમાણરૂપ ગણી શકાય તેવાં તો બહુજ જૂજ છે. અંગ્રેજીમાં* બે પુસ્તકો છે જેમાંથી એક ગુજરાતીમાં અવતાર પામ્યું છે. બીજું થોડા વખતમાં તૈયાર થશે એમ જાહેર થયું છે. આંહિ પદ્યસંગ્રહના વાંચન માટે અને તેના સાધારણ અભ્યાસ માટે પદ્યવિકાસની માર્ગદર્શક રૂપરેખાથી વધારે કરવું અસ્થાનેજ ગણાય એ તો પ્રારંભમાંજ કહી દીધું છે.

ગુજરાતી પદ્યનાં આધુનિક સ્વરૂપની કદરમાં કાંઈ કાંઈ મતભેદ માલુમ પડે છે. પદ્યભંડાર એ પ્રજા જીવનને દોરનાર, તેને માટે આદર્શો ખડા કરનાર, સંસ્કૃતિ ઘડનાર, પરમ આનંદના સાગર ઉલટાવનાર એક મહા ગેબી અને ગંભીર સાધન છે એ વિચાર કેટલાકનાં મગજમાં સ્ફુરી પણ શકતો નથી એ ગુજરાતને માટે ખરેખર દિલગીર થવા જેવું છે. માત્ર પ્રજાને રંજન કરનાર, તાત્કાલિક લોકમતને રજુ કરનાર કે સામાન્ય પ્રજાજનના સામાન્ય સમજવાળાના મનને વાંચન પૂરૂં પાડનાર તરીકેજ તેને ગણવાથી દેશ સમસ્તને હાનિ જ છે. પદ્ય ભંડારની સમૃદ્ધિપર દેશના બળભંડારની સમૃદ્ધિનો સઘળો જ આધાર છે એ ગુજરાતને તો હજી જાણવાનું બાકી છે. અઢળક ધન ભંડાર હશે, અસંખ્ય જનભંડાર હશે, પણ તેથી ખરૂં બળ પ્રજામાં આવવાનું નથી. બળનો સકળ આધાર તન અને ધનના કરતાં મન પરજ રહેલો છે અને મનને સમૃદ્ધ કરનાર બીજાં સાધનોમાં પદ્ય એ મહા મૂલ્યવાન છે. પ્રજાનું મન—સમસ્ત પ્રજાનું મન સારા સંસ્કારોને ઝીલે તેવું થઈ જાય ત્યારે જ ઉચ્ચ મનમાંથી નીકળતા વિચાર—પ્રવાહ સફળતાથી ઝીલી શકાય. આનો અર્થ એવો નથી કે દરેક પ્રજાજન મનની અમુક કોટિએ પહોંચવું જ જોઇએ. પ્રજા

* 1 Classical poets of Gujarat by G. M. Tripathi.
  2 Milestones in Gujarati Literature, by K. M. Jhaveri.

જેવા વિમિશ્ર પ્રતિના સમુદિત સંઘમાં તેવી અત્યંત સમાનતાની આશા ન રખાય–પ્રજાજનની મનવિકાસની કોટિ પાયરીબંધ રહેવાની. કેટલાક ઉન્નત જીવોનાં મન પ્રજાજીવનથી પર અને તેના મોહપાશમાંથી વિમુક્તજ રહેવાનાં–કેટલાક સંસ્કારી મહાત્માઓનાં મન પ્રજાજનમાં ન મળી આવે તેવા સંસ્કારોથી સર્વદા પુનિતજ માલુમ પડવાનાં–કેટલાક સાહિત્યવિલાસી અભ્યાસકોનાં મન સામાન્ય પ્રજાજન જેને જરા પણ ન સમજી શકે તેવા ઉચ્ચ સાહિત્યમાંજ વિચર્યા કરવાનાં–કેટલાક સામાન્ય પ્રતિની ક્રિયાઓમાં મશગુલ રહેનારા શ્રમાનુરાગીઓનાં મન પોતપોતાની ધૂનમાંજ મત્ત રહેવાનાં–કેટલાક તો મન એ શી વસ્તુ છે તેનો વિચાર સરખો ન કરી શકે તેવા રહેવાના અને કેટલાક અત્યંત હીન પ્રતિની પશુ દશા–માનવ હોવા છતાં માત્ર પાશવ જીવનમાંજ પડયા રહી–ભોગવવાના. પ્રજાસંઘ સર્વ દેશમાં સર્વ કાલે વિમિશ્ર પ્રતિનો, ઉતરતી ચઢતી પાયરીવાળા અને મનની વિવિધ કોટિએ રહેતા જનોનોજ બની રહે છે. આવા પ્રજાસંઘનો બળભંડાર વધારવા આવશ્યક છે કે તેમ તેમની મનોદશા ધ્યાનમાં લઇનેજ વિચારકો અને નાયકોએ પ્રયત્ન આરંભવા જોઇએ; ગુજરાતમાં સાહિત્યના અનુશીલનમાં મગ્ન રહેનારાઓમાં પણ આવી જાતનો કોટિભેદ છે એમ કહેવું એમાં કોઇને હલકા કે કોઇને ઉંચા ગણવાની વાત નથી. તેથી તો ઉલટું એમજ સિદ્ધ થાય છે કે પ્રજા સમસ્તનાં મનને અમુક કેળવણી આપવામાં જૂદી જૂદી પાયરીના લેખકોની જરૂર પૂરી પડે છે. અને તેથી તેવા બધા લેખક દેશના પર ઉપકાર કરનારાજ છે. પરંતુ તેથી દરેક પ્રતિના લેખકનો ઉંચી જાતના લેખક તરીકે સ્વીકાર થવો જોઇએ એ આવશ્યક નથી. સંસારજીવનમાં પામરમાં પામર કીડો પણ પ્રભુની ઘટનામાં ઉપયોગી જીવ છે. પણ તેટલા માટે બુદ્ધિવિકાસમાં માણસ જેટલાં માનને પાત્ર છે તેટલાંજ માનને પાત્ર બીજા બધા જીવો કાંઇ ગણાતા નથી. તેમજ ઉચ્ચ પ્રતિના લેખકોજ સાહિત્ય ઇતિહાસમાં વધારે માન પામે અને ચિર સ્મરણીય બને એ સ્વાભાવિક છે. દરેક

વ્યક્તિ દરેકજ લેખકને પૂરેપૂરો સમજીજ શકે તેવું બને નહિં. **શેલી** અને **શેકસ્પીઅર** જેમ પ્રાથમિક શિક્ષણથીજ જેની કેળવણી ખતમ થએલી છે એવા અંગ્રેજો સમજી ન શકે, તેમ ગુજરાતીનાં ઉંચી પ્રતિનાં લખાણો સામાન્ય પ્રજાજન સમજી ન જ શકે. છતાં પણ સાહિત્ય સમૃદ્ધિની તુલના તો હમેશાં ઉચ્ચ કોટિના લેખોની ગણતરીથીજ થાય છે. સામાન્ય પ્રતિના લેખકોની સેવા કાંઈ ઓછી કે નહિં સ્વીકારવા જેવી નથી. એમ તો એકડે એક અને બગડે બે શીખવનાર મહેતાજી જ સાહિત્ય જાનતું બી રોપે છે–માટે કાંઈ સઘળાજ મહેતાજીઓ ઇતિહાસમાં સ્થાન પામતા નથી. એક સહેલો દાખલો લ્યો. લડાઇઓ જીતવામાં સેનાધિપતિજ કાંઈ બધું કામ કરતા નથી. લડવા જનારાઓ સિપાઈઓ હોય છે. તેવા ઘણા ન હોય તો ગમે તેવો શૂરવીર અને બુદ્ધિશાળી સેનાધિપતિ પણ કાંઈ કરી શકવાનો નહિ. પણ લડવૈયાઓ લડે છે માટે તે બધાનાં નામઠામની વિગતવાર નોંધ ઇતિહાસમાં જણાવાતી નથી. સાહિત્યસમરાંગણમાં પણ તેવુંજ બને છે. બીજાને હારનાર અને અમુક ઉત્કૃષ્ટતા સિદ્ધ કરનારજ અમર થાય છે. બીજા કાંઈ ફોકટ જીવ્યા એમ ન કહેવાય, પણ તેટલા માટે સામાન્ય પ્રતિના લખનારાની પણ ઉચ્ચમાં ગણતરી કરવી જ જોઇએ એ જરૂરનું ગણાતું નથી. ગુજરાતના આધુનિક પદ્યલખાણ માટે અમુક પ્રતિનો દુરાગ્રહ પકડવામાં આવે છે અને ઉચ્ચ કોટિની કદર કાં તો નહિ થઈ શકવાને લીધે અગર કાં તો કરવા જેટલી શ્રદ્ધા નહિં હોવાને લીધે, હાલ ઘણોક વૃથાવાદ થયા કરે છે. 'મણિકાન્ત કાવ્યમાળા'ની ઘણી આવૃત્તિઓ ખપે છે માટે તે વાંચવા વિચારવાનો આગ્રહ કરવો, અને 'સ્નેહમુદ્રા' 'ભણકાર' તરફ સામાન્ય વાચક દૃષ્ટિ પણ કરી શકતો નથી માટે તે નકામા સંગ્રહ છે એમ કહેવું, એ ઉપર કહેલા વૃથાવાદનુંજ પરિણામ ગણવું જોઇએ. મણિકાન્ત કાવ્યમાળા ઘણી ખપે તે સૌએ ખુશી થવા જેવું છે. નિર્દોષ કાવ્યો, સરળ ભાષા, સીધા સુલભ વિચારો, અને લોક સમસ્તને જરાક ઉંચે લેવા પ્રયત્ન કરનારા સાધારણ આશયો;

આવી સમૃદ્ધિવાળું પુસ્તક સાહિત્યના શોખનાં બીજને વેરાન ભૂમિમાં વેરે છે, અને તે કાંઈ જેવી તેવી સેવા નથી. તેવાં લખાણોની ભૂલો પણ દરગુજર કરવા જેવી ગણાય છે; સાહિત્યવિમુખ વર્ગમાં સાહિત્ય પિછાન કરાવવા માટે, અને સાહિત્યના રસ તરફ તેમની વૃત્તિ કરાવવા માટે આવા લેખો અવશ્ય સ્વીકારવા જેવા છે. પરંતુ તેનો સ્વીકાર અને તેનો ઉપયોગ તેટલા પૂરતોજ છે. સાહિત્યના ચિરંજીવ ભંડારમાં તેનું નામ નિશાન ન રહે તો તેથી કોઇએ માઠું લગાડવાનું નથી.) નર્મદના વખતમાં કવિશ્રી માટે જે મોહ હતો અને જે ભક્તિ હતી તેનો કેટલામો ભાગ આજે બાકી રહ્યો છે? આજે નર્મ કવિતાના મોટા દળદાર જથ્થામાંથી કવિતા તરીકે સ્વીકારાય તેવું કેટલું મનાય છે? પણ તેથી શું? ભડવીર નર્મદ, ગુજરાતની અનેક પ્રતિની સમૃદ્ધિ માટે રાત દહાડો શ્રમ લીધા કરનાર, ગુજરાતને ઉંઘમાંથી જાગ્રત કરવા હચમચાવનાર, ગુજરાતને નવજીવન માટે પ્રેરનાર, ગુર્જર વીર નર્મદની કદરમાં ફેર પડવાનો છે? અલબત, જે ખોટો મોહ હતો. તાત્કાલિક લાગણીની અસર હતી, અને દેશકાલની સ્થિતિને લીધે બંધાતી સમયવશ કદર હતી, તેમાં ફેર પડશે. પણ તેમ તો સૌને માટે થયાં કરે છે જ. નર્મદ જેવાને માટે તેવું થાય તો સામાન્ય લેખક વિષે શું કહેવું? કાળ એ મોટામાં મોટો કદર કરનારો—નિષ્પક્ષપાત રીતે કદર કરનારો મહાત્મા છે. તેની પાસે સત્યજ ટકી રહે છે. સત્ય સિવાય બીજું ટકી શકતું નથી—એવું બને કે કોઇવાર સત્ય પણ કાળના ભાર નીચે દબાઈ જાય પરંતુ અસત્ય કાળના પ્રવાહમાં ટકી રહે એ સંભવતું નથી; છેવટ તો તે તણાઇજ જવાનું, અને સત્યજ ટકવાનું. સાહિત્ય સંબંધે પણ આ સિદ્ધાંત સર્વદા સ્થિતજ છે.

મન મનની કદરવૃત્તિમાં તફાવત હોય છે અને એકને સારૂં લાગે તે બધુંજ બીજાને તેટલેજ દરજ્જે સારૂં લાગે એવું તો બને જ નહિં, અને તેથી મતભેદ અને તેને પરિણામે લખાપડી થયા જ કરે. તેમ થાય એ પણ ઇષ્ટ જ છે. ચર્ચાતાં ચર્ચાતાં સત્ય જ શોધાશે, અને

સત્ય જ પરિણામે ટકી રહેશે. ગુજરાની પદ્યભંડાર માટે દયારામ સુધીના લેખકો—જેને હવે આપણે પ્રાચીન કવિઓ નામ આપી દીધું છે ત્યાંસુધીના લેખકો—વિષે મૂલગત મતભેદ ઘણો નથી. અમુક અમુક પ્રતિના સ્વીકાર માટે હજી રગઝગ ચાલુ છે, પરંતુ એકંદરે એમ કહી શકાશે કે તે સમય સુધીના લેખકોની કદરમાં સાધારણ રીતે ગુજરાત એક જ મત ધરાવે છે. ચુંટણી કરી સંગ્રહ કરવાનો હોય ત્યાં મનમનની રસપિછાનના ભેદને પરિણામે અહિંતહિં મતભેદ રહે એ તો સ્વાભાવિક છે. પરંતુ તેટલું મૂકાણુ કયા પછી તે વિષે અત્યંત વિરોધ રહેવાનો સંભવ નથી. પરંતુ આધુનિક લેખકોમાં તેવો મતભેદ ઘણો જબ્બર છે. આ સંગ્રહમાં દયારામના સમય પછીથી તે ૧૯૧૯ સુધીના લખાણોમાંથી બધાને જ પ્રિય થઈ પડે અને ગુર્જર સાહિત્યમાં ચિરંજીવ રહી શકે, તેવી જાતનાં કાવ્યો એકત્ર કરવા પ્રયત્ન થયો છે. પરંતુ તેમાં સર્વ પાયરીના લેખકોને સ્થાન આપવાનું ધોરણ સ્વીકાર્યું નથી. માત્ર સ્વ. લેખકો માટે જ થોડો અપવાદ કર્યો છે. બીજા લેખકોમાંથી તો જેનું જેનું લખાણ સંગ્રહ કરનારને ચિરંજીવ યોગ્યતાવાળું લાગ્યું છે તેટલું જ અને તેવું જ સ્વીકારવામાં આવ્યું છે. આ સંગ્રહ પ્રતિનિધિરૂપ નથી, પણ સર્વોત્કૃષ્ટ પ્રસાદી રજુ કરવાનો હેતુ જ તેમાં રાખવામાં આવ્યો છે—એટલે લખનારાઓમાંથી બધા જ આવી શકયા નથી એટલો ખુલાસો કરી હાલની સાહિત્ય પ્રવૃત્તિઓનો થોડો ઉલ્લેખ કરી તેનાં મૂળો ક્યાં અને કયારથી મળી આવે છે તે જરા જોઈશું.

હાલની કાવ્યસંપત્તિ ગમે તેટલી વિવિધ પ્રકારની ગણીએ તોપણ પ્રમાણમાં તો તે જૂજ છે એમ કહ્યા વિના છૂટકો નથી. કવિતા એ માનવજીવનને ભાવનામય કરી દેનાર એક અજબ તરેહની મોહની છે—તે માનવ હૃદયને ઘડે છે, ઉંચું બનાવે છે, વિશુદ્ધ કરે છે; કવિતા લખનારા એક જાતના પેગમ્બરો કહી શકાય છે. તેઓ સમયના સર્વ સંસ્કારથી અંકિત હોય છે, સમય સમયના ગુણદોષો, જીવનઘટનાની

સર્વ ગુંચો, ઉન્નત જીવોનાં જીવન રહસ્યો, અને જગતના પ્રવાહનાં વલણોનું સારૂં જ્ઞાન પામેલા હોય છે. તે પ્રજાસમસ્તના ઉપર પ્રકાશનાં કિરણો વરસાવી માનવજીવનને ઉચ્ચતર, વિશુદ્ધતર, અને વિશિષ્ટતર બનાવવામાં મદદ કરનારા હોય છે. તેઓ કાળબળને તાબે હોય છે ખરા; કાળબળનાં દબાણને નીચે દબાતાં છતાં તેઓ કાળને ઉત્પન્ન કરવા માટે પણ પ્રયત્ન કરી રહે છે અને જેનું જેટલું બળ, તે પ્રમાણે તેઓ તે કાર્યમાં સફળ થાય છે. હાલનું ગુજરાતનું વાતાવરણ એવું છે,—થોડાં ઘણાં વર્ષો થયાં એવું થયું છે અને થતું જાય છે,—કે કાળબળનાં દબાણને નહિં ગણકારી નવી દિશા કે નવા વિચારો બતાવે તેવો કોઇ કવિ ઉત્પન્ન થાય એવો સંભવ જણાતો નથી. જૂના સમયમાં એક તરફથી ધર્મ અને બીજી તરફથી લોકસેવા એ વિષયો લોકોને આકર્ષનારા હતા અને તે તે વિષયનાં સારાં લખાણો લોકો મોઢે કરી કે લખી લખાવી ટકાવી રાખતા. હાલ સારા ખરાબની કદર પ્રકટ કરવાની હિમ્મત થોડી છે. અને છાપવાની કળા ઠીક હાથ આવી છે તેથી હાલનાં લખાણો જથ્થામાં વખાણવા જેટલાં છે.—પરંતુ દેશજીવનને કાયમની અસર કરી શકે તેવાં બહુ થોડાં છે. નર્મદાશંકર અને દલપતરામના વખતમાં પણ હજી લોકોને સહેલાઇથી અસર કરી શકાય તેવી સ્થિતિ હતી. લોકોમાં અક્ષરજ્ઞાન પ્રમાણમાં થોડું હતું. અંગ્રેજીનો પરિચય જૂજ હતો, સંસ્કૃતનો તેથી પણ થોડો, ફારસી અને વ્રજ ભાષાનો મોહ ખસી ગયો હતો. પરિણામે લોકોને જે કાંઇ મળે તે સ્વીકાર્ય લાગતું. નર્મદાશંકર અને દલપતરામે તે સમયમાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી અને તે સમયને ઘડવામાં સારો ભાગ ભજવ્યો હતો. તે બન્નેથી સંસ્કાર, શિક્ષણ, અને દીર્ઘદૃષ્ટિમાં બહુ આગળ જનાર નવલરામની કદર પ્રમાણમાં થોડી થઇ હતી. કારણ માત્ર એટલું જ કે તે સમયમાં નવલરામને સમજી શકે તેવા થોડા જ હતા. તે ત્રિપુટીના સમય પછી તો ગુજરાતમાં અંગ્રેજી અને સંસ્કૃતનો પરિચય એટલો બધો વધવા લાગ્યો—વાંચવા વિચારવાનાં પુ-

સ્તોનું જ્ઞાન એટલું બધું થવા લાગ્યું કે તે ભાષાની સારી કૃતિયોની સાથે ન મૂકી શકાય તો પછી લખવું જ શા માટે એ વિચાર તે તે પરિચય ધરાવનારામાં પેઠો. પરિણામ એ આવ્યું કે વાંચનારા વધ્યા, પણ શિષ્ટ લખનારા ઘટ્યા. સારા સંસ્કારથી ભાગ્યશાળી થયેલા, કાંઇક પ્રભુદત્ત શક્તિવાળા અંગ્રેજી તરફ જ પ્રેરાયા અને હજી પ્રેરાયેલા રહે છે. ગુજરાતીનો તો અભ્યાસ પણ કમી થયો અને તેની કિંમત શિષ્ટ સુશિક્ષિત વર્ગમાં ઓછી મનાવા લાગી, એટલે સ્વભાષા દ્વારા થતા પ્રયત્નો સ્વલ્પાલ્પ જ રહ્યા. દેશના સુશિક્ષિત વ-ર્ગમાં એવું થયું એ ખરૂં—પણ, સામાન્ય વર્ગનો તો વાંચનનો શોખ ચાલુ રહ્યો અને તે પૂરો પાડનારની જરૂર પણ રહી જ. તેવા લખ-નારા સારી સંખ્યામાં આગળ આવવા લાગ્યા અને રૂચિભેદ પ્રમાણે તે તે લખનારાઓનાં લખાણો સ્વીકારાવા લાગ્યાં તેમ તેમ તે લખ-નારાઓને સ્વાભાવિક રીતે જ પ્રશંસાનો મોહ થયો. પોતાના જ વર્ગની પ્રશંસાથી સંતુષ્ટ નહિં રહેતાં તેમને એવી અભિલાષા થઇ કે સર્વ વર્ગના વાંચકોમાં પોતાની પ્રશંસા થવી જોઇએ, સુશિક્ષિત વર્ગના વાંચકોમાં પણ પોતાની પ્રશંસા થવી જોઇએ.—સુશિક્ષિત વર્ગના જે થોડા ઘણા વાચકો અને લેખકો માતૃભાષામાં કામ કર્યે જતા હતા તેમને મતે અમુક કોટિએ નહિં પહોંચનારા લેખો પ્રશંસનીય ન ગણાય એટલે તેઓ પ્રશંસા કરવામાં શિથિલ રહે. આ શૈથિલ્યને દ્વેષ, અણ-સમજ, વિદેશીનો મોહ વગેરે વગેરે ઉપનામો અપાવા લાગ્યાં અને ગુજરાતના વાચકોમાં ભાગલા પડી ગયા. આવું થયું તેમાં દિલગીર થવા જેવું કશું નથી. જગતમાં બધે તે જ પ્રમાણે ઘટના થતી આવે છે. માત્ર ફેર એટલો છે ખરો કે જગતમાં અન્ય ભાષા દ્વારા મેળવેલાં જ્ઞાન તથા સંસ્કારથી લોકની બુદ્ધિની આંકણી થતી નથી,—આપણે ત્યાં તેવું હોવાથી અને પરીક્ષાની કસોટીથી જ માણસના સંસ્કાર અને બુદ્ધિનું માપ થતું હોવાથી બી. એ., કે એમ. એ., થયો એટલે બહુ સારો ગણાવા લાગે. તેવી પદવીવાળાને ખરી સંસ્કૃતિએ કેટલે સુધી

પુનિત કર્યો છે તે જોવાનું બહુ થોડું અને છે અને આવો કોઈ કોઇ ગ્રાજ્યુએટ—પદવી ધારી સામાન્ય પ્રતિનો ટીકાકાર નમાલા લેખને પ્રશંસાથી વધાવે, એટલે બીજા બધા દ્વેષથી જ દોરવાઈ મૌનભાવ રાખી રહે છે એમ લખનારાઓ અને વાંચનારાઓ માની બેસે છે. આવાં કારણને લીધે ગુજરાતીમાં ભાષા અને લખાણની કદર સંબંધેની અવ્યવસ્થા એટલી બધી વધી ગઇ છે કે તેનો ફેંસલ તો ભવિષ્ય જ કરી શકશે. તે ફેંસલ લાવવા હાલ કાંઇ પ્રયાસો કરવા એ નકામાં લખાણો ઉભાં કરવાં, ભેદભાવને વધારે ઉત્તેજીત થવા પ્રસંગ આપવો, એમ જ કર્યું કહેવાય.—હાલના સમયમાં જે કાંઇ લખાય છે તેમાંથી ઘણું ભવિષ્ય ફેંકી દેવાનું છે, તો પછી તેને માટે વિચાર કરવાનો વૃથાશ્રમ લેવાને કારણ નથી. તો પણ એટલું તો જણાવવું જ જોઇએ કે ભવિષ્યમાં ફેંકી દે તેવું બધું જ લખાણ કાંઈ તત્કાલ માટે નિરૂપયોગી હોતું નથી. હાલના તે પ્રતિના લખનારાઓ વાંચનશોખ ચાલુ રાખવામાં, તે દ્વારા સામાન્ય લોકો આગળ અમુક અમુક આશયો ખડા કરવામાં, અને દેશજનને વિનોદ અને કાળગળામણું આપવામાં ખરેખર મોટી સેવા બજાવે છે. સ્વાર્થની ખાતર હલકી વૃત્તિઓને પોષણ મળે તેવું લખાણ જાણી જોઇને કરનારા દુષ્ટ ગણાવા જોઇએ અને તેવાનો તો સર્વેએ તિરસ્કાર જ કરવો જોઇએ. પણ જે જે લખનાર પોતપોતાની શક્તિ અનુસાર પોતાનાં ગાણાં જગત આગળ સદ્‌ભાવથી અને નિર્દોષ રીતે ગાય છે તે બધા જ દરગુજર કરવા લાયક છે, કોઈ કોઈ તો માન આપવા લાયક પણ હોય છે. તેવા લેખકો ભૂલો કરતા હોય, તો તે ભૂલો બતાવવી જોઇએ, પણ તેટલા માટે તેઓ તિરસ્કારને પાત્ર ન ગણાવા જોઇએ. દુષ્ટતાથી જ દુષ્ટ વૃત્તિઓને પોષવામાં અને તે દ્વારા પોતાનો સ્વાર્થ સાધવા તત્પર રહેનારા કોઇ હોય તો તેવાને જ તિરસ્કાર ઘટે—અન્યને નહિ.

આ રીતે જોતાં હાલની સાહિત્ય પ્રવૃત્તિ ઉચ્ચથી માંડી દરેક કોટિની માલુમ પડશે, અને તે બધાનાં મૂળ તથા કારણો શોધી શ-

કાશે. આપણે હાલની પ્રવૃત્તિ માટે ઉપર કર્યો છે તેટલાજ ઇસારાથી સંતોષ માની હાલના ઉચ્ચ પ્રતિના લેખકોની થોડી પિછાન યથાક્રમે આપવાનું રાખી, હવે ગુજરાતી ભાષામાં જૂનામાં જૂના લખનારથી શરૂ કરી ટુંકમાં કવિતાનો વિકાસ તપાસીશું.

ગુજરાતીમાં કવિતા લખવાની શરૂઆત ક્યારથી થઈ હશે એ એક ચર્ચવા જેવો પ્રશ્ન છે; પરંતુ તેને માટે ઐતિહાસિક સાધનો પૂરતાં મળવાં જોઇએ. તેવાં સાધનોની પૂરતી શોધ ન થઈ શકે ત્યાં સુધી તો હાથ લાગેલાં કાવ્યો પરથી જ અટકળ કરવાની રહે છે. પરંતુ તે વિચાર કરતાં ગુજરાતી ભાષાનું સ્વરૂપ હાલ છે તેવું ક્યારથી થયું અને તેથી જૂદી જાતના સ્વરૂપની ભાષાને ગુજરાતી જ કહેવી કે કેમ એ જોવાનું રહે છે. નરસિંહના વખતથી જ ભાષાનું સ્વરૂપ હાલ છે તેવું જ ચાલ્યું આવે છે એ માન્યતા હવે કોઇ સ્વીકારે એમ નથી. તેમ જૈન ગુજરાતી અને બ્રાહ્મણ ગુજરાતી એવા બે જૂદા જૂદા પ્રકારો હતા એ પણ માની શકાય તેવું નથી. ખરી વાત તો એજ છે કે ગુજરાતી ભાષા હાલ જે સ્વરૂપની છે તે સ્વરૂપ તેને હળવે હળવે જ મળ્યું છે. 'ગુજરાતી' નામને માટે પણ એમ જ થયું છે. નરસિંહ તેને અપભ્રષ્ટ ગિરા કહે છે, ભાલણ પણ તેજ નામ આપે છે. અપભ્રષ્ટ એટલે ખરાબ કે હલકી એમ નહિ; અલબત્ત પ્રાકૃત પરથી અપભ્રંશ, અપભ્રંશ પરથી વિકાર પામી થયેલી, એટલું તો ખરું જ, પણ અપભ્રષ્ટ શબ્દ હલકા જ અર્થમાં વપરાયેલો માની લેવાની જરૂર નથી. પ્રાકૃતના જૂદા જૂદા પ્રકારમાં એક અપભ્રંશ એવો પણ છે. જૈન ગ્રંથોની ભાષા સાથે તે ઠીક ઠીક મળતી આવે છે. પ્રાકૃત પરથી અપભ્રંશ અને તે પરથી ગુજરાતી થઈ છે એમ પણ નિશ્ચિતપણે જ મનાય છે. વચ્ચેના ગાળામાં જે ભાષા વપરાતી તે ભાષાને ગુર્જર અપભ્રંશ એવું નામ આપીએ તો અયોગ્ય નથી. એ પછી ગુર્જર ઉપરથી જેમ દેશને નામ મળ્યું, તેમ જ ભાષાને પણ નામ મળી ગયું અને ગુજરાતી કહેવાવા લાગી. જૈનોનાં

પુસ્તકોમાં અમુક જાતની ભાષા છે; તે ભાષા એ **નરસિંહ મહેતાનાં** પદોની ભાષા નથી; માટે જૈનોનાં પુસ્તકોની ભાષા ગુજરાતી નહિં, પણ **જૈન ગુજરાતી** છે એમ માનવું એ કોઈ પણ રીતે સમંજસ નથી. **નરસિંહ** મહેતાનાં પદો **નરસિંહ** મહેતાના વખતની ભાષામાં જ જળવાઈ રહ્યાં છે એમ કોઈથી કહી શકાય એમ નથી. તે વખતનાં કાવ્યોમાંથી જેના જૂના લિખિત પ્રતો મળે છે, તેમાં ભાષા જૂદી જ છે. **નરસિંહ** મહેતાનાં પદો તો કંઠે પરંપરાથી ઉતરતાં આવ્યાં, અને એમ આવેલાં પદો રૂપાન્તર પામતાં ગયાં એ તો સમજી શકાય તેવું છે. **મીરાંબાઈ**નાં પદો માટે પણ તેવું થયું છે. **નરસિંહ** મહેતાના સમયમાં અને તેની આસપાસના સમયમાં બીજાં લખાણો પણ સિદ્ધ કરી બતાવે છે કે તે વખતની ભાષા જૂદી હતી. જૈનોએ વાપરી છે તેવી છે, એટલે જૈન ગુજરાતી એમ માનવાનું અત્યંત ભૂલભરેલું છે. જૂના વખતની ગુજરાતીનું સ્વરૂપ જ એવું હતું. **મુગ્ધાવબોધઔક્તિક**, **કહાનડદે પ્રબંધ**, **ભાલણની કાદંબરી** એ પુસ્તકો પૂરવાર કરી બતાવે છે કે જૂની ગુજરાતીનું સ્વરૂપ કાંઈક જૂદું હતું. આ વિષે આટલા ઉલ્લેખથી વધારે લખવાની જરૂર નથી. રા. **મણિલાલ બકોરભાઈ વ્યાસે** તેમણે પ્રગટ કરેલા, **વિમળ પ્રબંધ**ના પુરોલેખમાં તથા રા. **રામલાલ ચુનીલાલ મોદીએ** તેમનાં **ભાલણનાં જીવન**માં જે ચર્ચા કરી છે તે તરફ જિજ્ઞાસુનું ધ્યાન ખેંચી એ પ્રશ્ન આટોપી લઈશું.

જૂની ગુજરાતીમાં લખાયેલાં કાવ્યો ઘણાં મળી આવતાં નથી. જૈનોએ રાસા પુષ્કળ લખેલા છે, પણ તે તો ધર્માભિમાનથી અને ધર્મપ્રચારના ભાવથી લખાયેલા હોઈ ગુજરાતી કાવ્યભંડારમાં ઉમેરો કરનાર કેટલા હશે તે કહી શકાતું નથી. કોઈ કોઈમાં સારાં કાવ્યો હશે. તે મહાસાગરમાં ડૂબકી મારનારા કોઈ નીકળી આવે અને અને સારા સારા કાવ્ય ખંડો ચુંટી કાઢી એકત્ર ન કરે ત્યાં સુધી બધાં લખાણો ડોળવાનું બની શકે એવું લાગતું નથી. ભવિષ્યમાં

કોઈ એવો નીકળે તો જૂદી વાત. હમણાં તો તેનું કાંઈ સાધન ન હોવાથી તે લખાણોનો આટલો ઉલ્લેખ જ કરી શકાશે.

જૈનેતર લખાણોમાં હાથ લાગેલામાંનાં મુખ્ય નીચેનાં છે.

૧ વસંત વિલાસ વિ. સં. ૧૫૦૮

૨ પદ્મનાભ કૃત કહાનડદે પ્રબંધ વિ. સં. ૧૫૧૨

૩ કર્મણ મંત્રી કૃત સીતાહરણ વિ. સં. ૧૫૨૬

૪ કેશવનો દશમ સ્કંદ વિ. સં. ૧૫૨૯

૫ ભીમકવિની હરિલીલા. વિ. સં. ૧૫૪૧

૬ જર્નાદન ઉષાહરણ. વિ. ૧૫૪૮.

૭ ભાલણ—કાદંબરી વિ. સં. ના સોળમો સૈકો.

૮ શ્રીધર—રણમલ્લ છંદ.

આ હાથ લાગેલાં કાવ્યો પરથી જાણી શકાય છે કે કવિતા કાંઈ ધર્મને જ વરેલી નહોતી. અને જેમ જેમ જૂદા જૂદા લેખકોનાં કાવ્યો હાથ લાગતાં જાય છે તેમ તેમ જાણવામાં આવે છે કે ગુજરાતીમાં ધર્મ સિવાયના વિષયોને અવલંબીને કાવ્યો થયાં છે ખરાં. માત્ર તેવાં કાવ્યો મોટે કરવાની ઘણી દરકાર ન થઈ હોય અને તેથી બહુ પ્રચલિત પણ ન થયાં હોય. પરિણામે તે બહુ મોડાંજ જાણવામાં આવ્યાં અને ત્યાંસુધી કવિતા માત્ર ભક્તિની જ લખાઈ છે એમ મનાયું. જૂનામાં જૂના કાળમાં કવિતામાં તો માત્ર ભક્તિનાં જ ગાણાં થતાં હતાં એમ માની લેવાનું આજ સુધી ધારવામાં આવતું હતું તેમાં ફેર કરવાની હવે જરૂર છે એમ સ્વીકારવું પડે છે.

જૂની ગુજરાતીમાં કર્મણ મંત્રી, પદ્મનાભ, ભાલણ અને ભીમનાં લખાણો સારૂં વાંચન પૂરૂં પાડે તેવાં છે. ગુજરાતી ભાષામાં તે વખતે જૂદા જૂદા વિષય પર લખનારા હતા અને તેમની કદર કરનારા પણ હતા એમ સિદ્ધ કરવામાં પુરાવારૂપ બને તેવાં છે.

ભાલણે કાદંબરી ઉપરાંત બીજું પણ ઘણું લખ્યું છે, પણ તેનાં બીજાં લખાણને છપાવનારે તેને આધુનિક સ્વરૂપ આપી દીધું છે તેથી ભાષાના અભ્યાસમાં તેટલી ક્ષતિ આવે છે. ભાલણનું ન-

વ્યાખ્યાન અને તેનું સમશ્લોકી ભાષાંતર મૂળને અનુસરી બહુ સરળ રીતે લખાયાં છે; પણ તેમ કરવા જતાં કવિતાની મજા રહી નથી. સુકાં, અર્થવાહી ભાષાંતર સંસ્કૃત ન જાણનારાને વાંચવા જેવાં લાગે અને ધર્મવિષયક પૂજ્ય નરનાં વર્ણનરૂપ હોઇ સ્વીકાર્ય લાગે, પણ ગુજરાતી કવિતાના વિકાસમાં તેવાં બહુ મહત્ત્વનો હિસ્સો આપતાં હોય એમ તો કહી શકાતું નથી. તેટલા જૂના વખતમાં પણ લોકોની રુચિ માતૃભાષા દ્વારા તેવા તેવા વિષયોનો રસ ચાખવા જેટલી ઉત્કટ હતી, અને પ્રેમાનંદે જ તે મોહ લગાડ્યો એમ માનવામાં આપણે ભૂલ કરતા હતા તેટલું બતાવવામાં તે ભાષાંતરો મદદરૂપ બને છે ખરાં. આ ઉપરાંત દશમસ્કંદ અને રામલીલાનાં પદો એ પણ ભાલણનાં પ્રકટ થએલાં કાવ્યોમાં માલમ પડે છે. રામલીલાનાં પદોમાં ભાલણે સ્વતંત્ર લખાણ કરેલું હોવાથી ભાલણના ભક્તિભાવની અને તેના હૃદયના મનોભાવની આપણને ઠીક પિછાન થાય છે. 'ભાલણ પ્રભુ રઘુનાથ' એમ લખનારનું 'રઘુનાથ'ને વિષે આ થોડાં પદો સિવાય કાંઈ લખાણ હાથ ન લાગે એ ખરેખર નવાઇ પામવા જેવું છે.

હવે મનાય છે તેમ ભાલણથી લગભગ પચાસેક વર્ષ પહેલાં થઈ ગયેલાં નરસિંહ મીરાંની જોડીએ કવિતાને મોહક રૂપ આપી ગુજરાતી ભાષાપર જે ઉપકાર કર્યો છે તે ખરેખર અમાપજ છે. તે બે ભક્તોએ શૃંગાર, પ્રેમ, અને જ્ઞાનનાં જે પદો લખ્યાં છે તે પદોજ ગુજરાતી કવિતાના મૂળનાં કેમ જાણે મૂળજ ન હોય તેવાં બની રહ્યાં છે. સુદામાચરિત્ર, નાગદમન 'જ્યાં લગી આતમા' જાગીને જોઉં તો જગત દીસે નહિ' 'જે ગમે જગત ગુરૂદેવ' 'ધ્યાન ધર હરિતણું' તું મસ્યા કોણ ને, વગેરે વગેરે પ્રભાતિયાંએ ગુજરાતના જીવનમાં જે રસ, જે જ્ઞાન અને જે ભક્તિ રેડયાં છે અને તે દ્વારા ગુજરાતી કવિતાને જીવનરસ સાથે એકતાર બનાવી જે કવિતાપ્રિયતા ગુજરાતીનાં લોહી સાથે ભેળવી દીધી છે, તે તે કવિતાઓ નહોત તો ખરેખર કદી માલમ પડત નહિ—તેમજ મીરાંના 'જાણ્યું

જાણ્યું હેત તમારૂં જાદવારે લોલ ', ' **બોલમાં** બોલમાં બોલમાં રે રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં, ' ' **પ્રેમની** પ્રેમની પ્રેમની, ' ' **કાનુડો** ન જાણે મારી પીડ ' વગેરે પદો અને ભજનો ગુજરાત સમસ્તની અવિભાજ્ય સંપત્તિ તરીકે રહી ભક્તિ અને પ્રેમનું જે વાતાવરણ ગુજરાતીઓ માટે પ્રસારી રહેલ છે તે અત્યંત ઉપકારક છે એમ કોણ નહિં સ્વીકારે? ઉપર કહ્યું છે તેમ કહાનડદે પ્રબંધ અને **સી**તાહરણ એ બે તે વખતનાંજ હાથ લાગેલાં કાવ્યો છે. આવી જાતનાં બીજાં કાવ્યો આ અરસામાં કદાચ થયાં પણ હોય, પરંતુ સમર્થ વ્યક્તિઓ સામાન્ય વ્યક્તિના પ્રતાપને નાબુદ કરી નાખે છે તેમ બીજાં કાવ્યો ટકવા ન પામ્યાં હોય એ બનવાજોગ છે. ગુજરાતી કવિતાને આ બે ભક્ત કવિઓથી એટલું બધું જીવનબળ મળી ગયું કે બીજા સામાન્ય ટેકાઓની જરૂરજ રહી નહિં.

તે બે કવિઓ પછી **ભીમ**, **તુળસી**, **વસ્તો**, **વચ્છરાજ**, **વિષ્ણુદાસ**, **નાકર** વગેરેએ કવિતા દેવીને પોતપોતાના ઉપહારો આપ્યા છે અને કવિતાના અને ભાષાના વિકાસમાં મદદરૂપ ગણાય તેવાં કાવ્યો તેઓ લખી ગયા છે. **ભીમ**ની હરિલીલા ષોડશકળા, **વચ્છરાજ**ની રસમંજરી, **તુળસી**નું ધ્રુવાખ્યાન, **વસ્તા**નું શુકદેવાખ્યાન, **નાકર**નાં આખ્યાનો એ બધાં ગંભીર અધ્યયનને માટે કદાચ ઉપયુક્ત માલમ નહિં પડે, પરંતુ કવિતાવૃક્ષની વૃદ્ધિમાં તો તેઓ અવશ્ય નોંધ લેવા લાયક ગણાશેજ. નરસિંહ મીરાં જેટલા આવશ્યક નહિં ગણાવા છતાં તેમની નોંધ તો અનિવાર્યજ ગણવી જોઇએ. ગુજરાતી કાવ્ય સંગ્રહો છપાવવાની પ્રારંભની રીતિજ એવી હતી કે જે જે છપાવવું તેને આધુનિક સ્વરૂપજ આપી દેવું. કાવ્યદોહન, બૃહત્ કાવ્યદોહન, પ્રાચીન કાવ્ય ત્રિમાસિક, અને પ્રાચીન કાવ્યમાળા એ બધામાં ભાષાનું સ્વરૂપ આધુનિકજ રખાયું છે, એટલે જ્યાં જ્યાં લહીઆઓએ કંઇક ભેદ રહેવા દીધો હશે તેવામાં પણ પ્રકટ કરનારાએ તેવો ભેદ અત્યંતજ દૂર કર્યો—માત્ર નજરચૂક, સમજફેર કે અણસમજ, ઉ-

તાવળ અથવા તો બેદરકારી, એવાં કારણથી અહિં તહિં તે સમયની ભાષાની છાંટ કયાંક કયાંક જોવામાં આવે છે.-પરંતુ તે તો ભાષાની વાત થઈ. કવિતાના વિકાસને ભાષાની લેખનપદ્ધતિ સાથે ઝાઝી લેવા દેવા હોતી નથી. તેથી આપણે જોઇ શકીએ છીએ કે **નરસિંહ** અને **મીરાં** જેવા ભક્તો તો બીજા થયા નહિં, પણ વાર્તા કે આખ્યાન દ્વારા કવિતા લખાતી ચાલુ રહી, અથવા કહો કે બીજાં મહાપ્રતાપી નામો નહિં હોવાથી આવા સામાન્ય પ્રતિના લેખકો પણ ચિરંજીવ રહી શક્યા.

આ સમય પછી તો ગુજરાતી કવિતાનું વૃક્ષ જૂદે જૂદે પ્રકારે ફાલવાનું નિર્માણ થયું હતું. અખો, પ્રેમાનંદ અને સામળ એ ત્રણે ગુજરાતી કવિતામાં જ્ઞાન, રસ, અને વ્યવહારકુશળતા એ ત્રણે એવી રીતે વહેવરાવ્યાં છે કે ગુજરાત સમસ્ત તે ત્રણે લેખકોનાં યશોગાન યાવચ્ચન્દ્રદિવાકરો ગાયા કરશેજ.

અખામાં ઉંચું કવિત્વ કદાચ ઓછું હશે, પણ તેનામાં જ્ઞાન તો ઘણી ઉંચી કોટિનું છે. ગુજરાતી કવિતાને જ્ઞાનસમૃદ્ધ અને ચરુ સ્વરૂપની બનાવવામાં તેનાં લખાણો બહુ સેવા કરી રહ્યાં છે. હૃદયને સદ્બોધ ગ્રહણ કરી શકે તેવું બનાવી, મનુષ્યજીવન વધારે પવિત્ર અને વધારે ઉન્નત કરવું એ જો કવિતાનાં અનેક કામોમાંનું એક ગણાતું હોય તો અખાની કવિતાએ ગુજરાત માટે ઘણું કર્યું છે એમ સ્વીકારવું પડશે. હજી અખાનું વાંચન થોડું છે, પિછાન થોડી છે, કદર પણ થોડી હોયજ, સમજ પણ જોઇએ તેવી નથી. પરંતુ અખાની કવિતા જેમ જેમ વધારે ને વધારે વંચાતી જશે, જેમ જેમ તેના અભ્યાસકો નીકળશે, જેમ જેમ તેની કવિતામાં ભાષાનાં અધ્યયન માટે પણ પુષ્કળ સંભાર છે એમ સમજવામાં આવતું જશે, તેમ તેમ અખાને વધારે ન્યાય મળતો જશે. પ્રેમાનંદના અને શામળના અભ્યાસકો—અલબત ઘણા નથી, પણ એકાદ બે દરેકના

છે; તેમ અખાના અભ્યાસકો નીકળશે ત્યારેજ ગુજરાત અખાને વધારે સારી રીતે ઓળખશે.

પ્રેમાનંદની ગુજરાતને એવી સારી પિછાન છે કે તે વિષે આવા ટુંકા લેખમાં કશું ન લખાય તોપણ હરકત ન ગણાય. પ્રેમાનંદની કવિત્વ શક્તિ, તેનાં કાવ્યો માંહેનો રસ, તેનો ભાષા પર કાબુ, તેનો અથાગ શ્રમ, તેની વાજબી લોકપ્રિયતા અને તેના જીવન વિશે આપવામાં આવેલી દંતકથાઃ એ બધાં એવાં છે કે તેના અભ્યાસકને અભ્યાસ માટે સારા વિષયો રજુ કરે અને તેના ભક્તને અભિમાન માટે સારાં કારણો આપે. છતાં પણ એટલું તો કહેવું જોઇએ કે પ્રેમાનંદનાં લખાણમાંથી નળાખ્યાન, મામેરૂં, સુદામાચરિત્ર, શ્રાદ્ધ, હુંડી, રણયજ્ઞ, ઓખાહરણ વગેરેમાં જે રસ અને જે યોગ્યતા દૃષ્ટિગોચર થાય છે તે તેનાં બીજાં કાવ્યોમાં માલમ પડતાં નથી. જેણે ઘણું લખ્યું છે તેનાં લખાણમાં આવી સ્થિતિ હોય એ સંભવિત છે; પણ લોકરુચિનેજ પોતાની નજર આગળ રાખી. પોતાનાં પાત્રોની યોગ્યાયોગ્યતા વિષે જે કવિ વિચાર કરી શકતો નથી. એ ગમે તેવું ઉત્તમ કાવ્ય રજુ કરે તોપણ તેના ચિરંજીવ યશમાં અમુક પ્રતિની ન્યૂનતા રહેવાનીજ. દ્રૌપદી જેવી સતીને પરપુરૂષથી એક ઘડી-પળ પણ આકર્ષાયેલી ચીતરવી, તેના હૃદયમાં જરા સરખો પણ ભિન્ન ભાવ દાખલ થવા દેવો એ તો 'સોનાની થાળીમાં લોઢાની મેખ' કરતાં પણ વધારે ખરાબજ કહેવાય. મનુષ્ય સ્વભાવની વિચિત્ર લીલાનાં દર્શન કરાવવા, કે વિનોદ અને ગર્વથી થતી માઠામાં માઠી અસરનું ખરાબમાં ખરાબ સ્વરૂપ બતાવવા, કે એવા બીજા ગમે તે કારણથી ઉલ્લેખ કર્યો હોય, કે થઇ ગયો હોય, તોપણ તે ન્યૂનતા તો છે જ; અને જે લેખક તેવી ભૂલ કરે છે તે ઉચ્ચ કવિની ઉત્તમ પદવી મેળવે તોપણ તેના દોષવર્ણનમાં આવી ભૂલો વિષે સૂચન કર્યા વિના રહી શકાયજ નહિં. પ્રેમાનંદના અનેક પ્રતિના ઉપકારોમાં આવી બાબત વિસારીજ મૂકવી જોઇએ એ દલીલ સ્વીકારવા જેવી છે, પણ સર્વાંગ સુંદર કૃતિ તરીકે

ગણના કરવા જઈએ, ત્યારે તો આવી આવી બાબતો નજર આગળ આવ્યા વિના રહેતી જ નથી. અસ્તુ. **પ્રેમાનંદના** બાષા સમૃદ્ધિ માટેના અને કવિતા વિકાસના ઉપકારો એટલા બધા છે કે આવાં દોષદર્શનથી તેના યશમાં કલંક આવી જવાનું તો નથીજ. પ્રેમાનંદે જે વાંચન પૂરૂં પાડયું છે, લોકોમાં કાવ્યરસનું લ્હાણું કરવામાં જે મદદ કરી છે, કાવ્યાનંદની પિછાન લેવામાં સાધારણ મનુષ્યોને જે સરળતા કરી આપી છે, અને અમુક અમુક કાવ્યોમાં અમુક અમુક રસની જે જમાવટ કરી છે તે ખરેખર ઉત્તમજ છે અને ગુજરાતી કવિતાના શણગારરૂપ તેને ગણવામાં આવે છે એ ખરેખર વાજબીજ છે.

કવિતા વિકાસનો વિચાર કરતાં **અખાની** પિછાન જોઈએ તેથી હજી ઓછી છે એમ કહેવાનો વારો આવ્યો, તેમ **શામળ** માટે તેથી ઉલટી સ્થિતિ છે એમ કહેવા જેવું છે. શામળ તેના વખતમાં બહુ પ્રિય હતો. જમાનાઓ ગયા તેમ તેમ તેની પ્રિયતા ઓછી થતી ચાલી, અને કવિતા વિષે જેમ વધારે ને વધારે વિચારો થતા જશે તેમ તેમ **શામળનું** નામ તો માત્ર તેના સમયમાંના લેખકોની ગણનામાં જ રહેશે એમ સંભવિત છે. તેનો અર્થ એમ નથી કે **શામળના** ગુજરાત પર ઉપકાર ઓછા છે. હમણાં હમણાં લોકોનો મોટો ભાગ અજ્ઞાન અંધકારમાં સડે છે એવી દલીલની સામે જે દલીલ રજુ કરવામાં આવે છે કે ગુજરાતનાં ગામડાંમાં કદાચ અક્ષરજ્ઞાન નહિં હશે, પણ સામાન્ય સમજનું જ્ઞાન તો સારી પ્રતિનું છે. એ દલીલ આજે આપણે આપી શકીએ છીએ તેનું કારણ એ છે કે **શામળે** ખાસ, અને તેના જેવા બીજા વાર્તા લખનારા થયા છે એ બધાએ, ગામડાંમાં વાર્તાદ્વારા સામાન્ય જ્ઞાન ઘણું જ પ્રસારી દીધું છે. **શામળ** ભટ્ટની વાર્તાઓમાં કોઈ કોઈ જગાએ અનિષ્ટ અને અશિષ્ટ પ્રસંગો છે. પરંતુ તે તો સમય અને સંજોગોની અસરને તાબે થયાનું જ પરિણામ છે. એકંદર રીતે જોતાં તેની વાર્તાઓ વાર્તારસમાં સફળ, અને બાવ-

દ્વારૂ જ્ઞાન આપવામાં બહુ ઉપયોગી છેઃ અજ્ઞાન લોકોમાં જ્ઞાનપ્રચાર કરવામાં બહુ ઉપકારક છેઃ લોકોમાં પ્રસરી રહેલી નાત જાતની અને અનેક રીત રિવાજોની બેડીઓને તોડી નાખી સ્વતંત્રતા, જ્ઞાન અને સમાનતાનું વાતાવરણ ફેલાવી શકે તેવા કલ્લોલોથી ભરપૂર છે; ભાષા સમૃદ્ધિમાં તો તેનો હિસ્સો સારી પેઠે મોટો છે; અરબ્બી અને ફારસી શબ્દોને રૂઢ બનાવવામાં અને તે દ્વારા ભાષાનો શબ્દભંડાર વિપુલ બનાવવામાં શામળે ઘણો સારો વિજય મેળવ્યો છે. તેની વિદ્યાવિલાસિનીની વાર્તા, રૂપાવતીની વાર્તા અને એવી બીજી કોઈ કોઈ સારા સમુદાયમાં પણ ક્ષોભ વિના વાંચી શકાય તેવી વાર્તાઓ કોઈ સારો વિવેચક સંગ્રહી, યોગ્ય રીતે પ્રકટ કરે તો શામળના યશને તો લાભ થાય જ, પણ ગુજરાત સમસ્તને પણ લાભ થાય.

આ ત્રણ લેખકો પછી પાછું ગુજરાતી લખાણ કાં તો અટક્યું અને કાં તો હલકી પ્રતિનું હોવાથી અપ્રકટ જ રહ્યું. પ્રેમાનંદના શિષ્યોમાંથી કોઈ કોઈનાં કાવ્યો પ્રાચીનકાવ્યમાળામાં છપાયાં છે. પરંતુ જે કાંઈ જૂનું હાથ લાગ્યું એ બધું જ છપાવવું, છપાવવા જેવું છે એમ માની લેવું એ ઇતિહાસની દૃષ્ટિએ એક જરૂરનો અને ઉપકારક પ્રયાસ ગણાય, તોપણ જેમ જેમ સાહિત્યના કદર વધતી જાય, અને વિવેક દૃષ્ટિ સંસ્કાર પામતી જાય, તેમ તેમ એવું તો લાગી આવે કે કાવ્ય સંગ્રહો છપાવતાં જરા વધારે સંગીનતાપૂર્વક વિચાર થયા હોય તો પાછળની કેટલીક મુસ્કેલીઓ દૂર થાય. જે થયું છે તે ઠીક જ થયું છે એમ માની લેતાં પણ જે થયું છે તેને જરા કસોટીયે ચડાવવા જેવું પણ રહ્યું છે એમ કહેવાની જરૂર જેવી સ્થિતિ છે એમાં તો મતભેદનો સંભવ લાગતો નથી.

આ બધા પછી પાછું ગુજરાતનું ધ્યાન ખેંચનાર તો દયારામ જ થયો. દયારામમાં નરસિંહની મીઠાશ, મીરાંની તન્મયતા અને પ્રેમાનંદનું ભાષાજ્ઞાન હોવા ઉપરાંત તેની પોતાની એક એવી અજબ

જાતની લેખનછટા છે કે ગુજરાતને વાજબી રીતે જ તેને માટે મોહ છે. તેનાં સંગીતની લિજ્જત તાજી હોઈ ઘણાને સ્મૃતિમાં હતી અને તેથી તે હજી સુધી ટકી રહી છે. તેની ગરબીઓની મનને હલાવી નાખનારી લીટીઓ ઘણાને કંઠાગ્રે છે. તેની કવિતામાં વ્યવહારૂ જ્ઞાનની ઓછપ નથી, રસ જમાવવાની શક્તિ ઊણી નથી; ભાષાની કોમળતા અને વિચારોની અસર એટલી બધી છાપ પાડનારી છે કે શ્રોતાઓ તન્મય થયા વિના રહેજ નહિં. શબ્દરચિત ચિત્રો રચવામાં તેનું કૌશલ ઘણું ઉંચી પ્રતિનું છે; મન મનામણાં કરવાની કળા, સામાને સમજાવી લેવાની આવડત અને હૃદયના ભાવથી જ સર્વને સ્વવશ કરી દેવાની તેની શક્તિ તેનાં ઘણાં કાવ્યોમાં જોવામાં આવે છે. સહેજ ટકોરભરી મજાક, લાગી આવે તેવા મેણાંનો પણ પોતાનું કાર્ય સાધવા માટે પ્રયોગ, અને પુરાણોમાંથી પોતાના મતને પુષ્ટિ આપનારા અનેકાનેક દાખલાઓનો જથ્થો: આ બધા તેના ગુણો તેની કવિતાને અધ્યયન યોગ્ય બનાવે છે, તેને પોતાને માટે માન ઉત્પન્ન કરે છે, અને ગુજરાતના વાચકોને સારી પ્રસાદી આપી રહ્યા છે; તેટલું જ નહિં, પણ ગુજરાતી કવિતાના વિકાસમાં પણ બહુ ઉપયોગી હિસ્સો આપે છે. તેના વખતમાં અંગ્રેજી જ્ઞાન તો પ્રસર્યું નહોતું તોપણ તેણે લખવાની જે સીધી, લક્ષ્યગ્રાહી, સરળ છતાં સારા સંસ્કારોથી ભરેલી પદ્ધતિ ગ્રહણ કરી છે તે ભવિષ્યમાં ગુજરાતી ભાષામાં થનારા વિકાસની કેમ જાણે આગાહી આપતી હોય તેવી છે.

ભાષાને જે સ્વરૂપ દયારામે આપ્યું છે તેને તે જાતનું વલણ આપવામાં **ધીરો**, રત્નો, **નિરાંત**, **બાપુ**, **બુટિયો**, **નરભેરામ**, વગેરેએ થોડો ઘણો હિસ્સો આપેલો છે એ હકીકત આપણે ભૂલવી જોઇએ નહિં, અને **બ્રહ્માનંદ**, નિષ્કુલાનંદ, પ્રીતમદાસ, રઘુનાથદાસ, મનોહર સ્વામી વગેરે એ ભાષામાં ચિરંજીવ બની રહે તેવાં પદો આપી, ભાષાની સેવા બજાવી છે એ પણ ધ્યાનમાં લેવા જેવી હકીકત છે. વળી નરસિંહે ભક્તિ સાથે જ્ઞાન અને અખાએ વ્યવહાર સાથે જ્ઞાન, પહેલાએ આછી

આછી છાંટ રૂપે અને બીજાએ પોતાનાં કાવ્યોમાં લગભગ સંપૂર્ણપણે જે તત્ત્વજ્ઞાન પ્રવાહ વહેવરાવ્યો છે તેને ઝીલનારા અને તેમાં પોતાથી બન્યો તેવો ઉમેરો કરનારા **ધીરો, ભોજો, બુટિયો, બાપુ, નિરાંત, બ્રહ્માનંદ, કૃષ્ણાનંદ, મનોહર** સ્વામી, વગેરે જ્ઞાનીઓ પણ થઈ ગયા છે: તે બધાએ ગુજરાતી કવિતાના વિકાસમાં કાંઈ કાંઈ મદદ કરી છે. ગુજરાતી કવિતાને જનપ્રિય રાખવામાં તો તેમનાં કાવ્યો બહુ ઉપયોગી નીવડ્યાં છે. અને લોક સમસ્તમાં તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરતાં સાથે સાથે ભાષાજ્ઞાનનો પણ જે ઝરો તેઓએ ચાલુ રાખ્યો છે તે કવિતાના આસ્વાદ માટે અને વિકાસ માટે બહુ કિંમતી સેવા બજાવી રહ્યો છે.

આવી જ જાતની સેવા જૈન લેખકોએ પણ કરેલી છે. ઉદયરત્ન, જિનવિજય, નેમવિજય, લાવણ્યસમય, અને એવા ઘણા ઘણા જૈન લેખકોએ ગુજરાતીદ્વારા જૈન આખ્યાનો અને રાસાઓ લખ્યા છે, જે કમભાગ્યે ગુજરાત સમસ્તને બહુ આકર્ષક નહિં હોવાના કારણે અજ્ઞાત જેવા જ રહ્યા છે. તે બધા માટે તો ઉપર સૂચન કર્યું છે તેમ તેમાંથી સારા સારા ખંડોના ચૂંટણી કરવામાં ન આવે ત્યાંસુધી તે બહુ જ્ઞાત થવાનો સંભવ નથી. વળી, બીજી એક વાત તેમનાં લખાણોની વિરૂદ્ધમાં છે. જૈન લેખકોએ પહેલાં દેશભાષામાં જ લખ્યું હતું. પણ દેશભાષા સ્વરૂપ બદલતી ચાલી તેનો ખ્યાલ જૈન લેખકોએ લીધો નહિં, અને તેઓ તો જૂની જ ભાષામાં લખતા રહ્યા. જૈન અને બૌદ્ધ મતનો મોટામાં મોટો સિદ્ધાંત એ હતો કે ધર્મગ્રંથો દેશભાષામાં–બોલાતી ભાષામાં–હોવા જોઇએ. પરંતુ આર્યધર્મ અને બ્રાહ્મણ સંપ્રદાયનો સંસ્કૃત તરફનો મોહ કદી જ શિથિલ નહિં થવાને લીધે, જૈનોને પણ તે મોહની અસર થઇ અને પોતાનો મૂળ સિદ્ધાંત પણ વિસરી જઇ, તેઓ જૂની ભાષામાં જ લખતા રહ્યા. તેથી દેશભાષા બદલાઇ ગયા પછી, ઘણા સમય સુધી જૈનો તો જૂની ભાષામાં જ લખતા રહ્યા અને

તેનું પરિણામ એ જ આવ્યું કે ગુજરાત સમસ્તમાં જૈન લેખકોનાં લખાણ પ્રચલિત થઈ શકયાં નહિં. તેઓ તો માત્ર ધર્મપુસ્તકો જ ગણાવા લાગ્યાં. તેમની રક્ષા થઇ, તેમનો સંગ્રહ કાયમ રહ્યો અને ભંડારો ભરાતા ગયા. પણ તે બધું લખાણ ભંડારોના પટારામાં જ રહ્યું, અગર તો કોઇ કોઈ જૈન સાધુઓ કે વિદ્યાર્થિઓમાં જ જાણીતું રહ્યું.

ગુજરાતી કવિતાનું સ્વરૂપ ઘડવામાં ગુજરાત પરના રાજ્યવિપર્યયો પહેલાં તો કાંઈ ઝાઝી અસર કરનારા થયા હોય એમ માનવાને કારણ નથી. તેમ શા માટે થયું હશે એ જાણવું સુગમ છે. અંગ્રેજ પહેલાંના રાજાઓ દેશનાં આંતર જીવનપર અસર કરતા નહિં—કરવાનો તેમને ખ્યાલ સરખો નહોતો. તેઓ તો આવે, દેશ જીતે, રાજ્ય મેળવે, પૂજાય, અને મહારાજાપદ પામે એટલું જ તેમને માટે બસ હતું. અગર તો ધન અને કારીગરીની કૃતિઓ લૂંટી ઝૂંટી લઇ જવી એ જ તેમનો ઉદ્દેશ હતો. તેમને પોતાના દેશની સમૃદ્ધિ અર્થે જીતેલા રાજ્યને પોતાના પર ઉપજીવી બનાવવો નહોતો. જીતેલા રાજ્યની સમૃદ્ધિથી જ—ખરી સમૃદ્ધિથી જ તેઓ પોતે ભાગ્યશાળી બનતા—પોતાને ગણતા, અને તેથી દેશનાં આંતર જીવન પર તેમની નજર સરખી નહોતી. એટલે પછી દેશની આંતર પ્રવૃત્તિ પર તેમની ઝાઝી અસર થતી નહિં. અંગ્રેજોએ દેશજીવન પર જે જે અસર કરી છે તેમાં કેળવણી આપવાની તેમની રીત એ બહુ જ ધ્યાન ખેંચનારી છે. તે રીતને લીધે દેશના લોકોની મીંચાએલી આંખ કાંઇક ઉઘડી, તેમની દૃષ્ટિમર્યાદા વધી, નવાં તેજનાં કિરણો તે આંખમાં પ્રવેશ પામ્યાં, મગજ પર અસર થઇ, મોહ વધ્યો, આશા જન્મ પામી, એક જાતનો નિશો ચઢ્યો. પોતાનું ભુલાવા લાગ્યું. નજર એક તરફ લાંબી પ્રહોંચવા લાગી, પણ તેમ થતાં બીજાં કેવાં કેવાં પરિણામો ભવિષ્યમાં આવી લાગશે તેનો ખ્યાલ કરવા જેટલો વખત રહ્યો નહિં.

નવી જાતના પ્રકાશથી અંજાઈ ગયેલી આંખોએ મગજને ભમાવ્યું. બીજી ઇંદ્રિયોને ઉસ્કેરી શરીર ધમપછાડા કરી રહ્યું. તેનાં પરિણામે કવિતા લખાવા લાગી અને 'સહુ ચલો જીતવા જંગ'નું, 'જય જય ગરવી ગુજરાત'નું 'ધિક્ ધિક્ દાસપણું'નું અને એવાં ઘણાં ઘણાં ગીતો લખાયાં–વંચાયાં–સ્વીકારાયાં. તે જ વખતે દેશના જીવન પર થતી કાયમની અસરનાં કાંઈ કાંઈ દર્શન કોઇકને થવા લાગ્યાં અને 'હુન્નરખાનની ચઢાઈ' લખાઇ. પણ ઉપર ઉપરની દૃષ્ટિનો મોહ બહુ જબરો હતો. સુધારો આવશ્યક છે અને અમુક જાતનો જ સુધારો આવશ્યક છે એમ **નર્મદ** અને દલપત બંને જ માનતા હતા–તેમનાં કાવ્યોમાં તેજ બોધ ઉભરાતો હતો–**નર્મદને** અંગ્રેજી સાથે થોડી સીધી પિછાન હતી, દલપતને થોડી આડકતરી પિછાન હતી. **નર્મદની** પિછાન જેમ જેમ વધતી ગઈ, તેમ તેમ તેનો નિશો કાંઇક ઉતરતો ગયો–પણ કવિતા અમુક નિશા વગર થતી નથી, એટલે કવિતા છુટી ગઈ. ગદ્ય જ લખાવા લાગ્યું. કવિતા વિકાસમાં આ સ્થિતિની સાથે આપણે ઝાઝી લેવા દેવા નથી, પરંતુ **નર્મદની** કવિતા અંગ્રેજી ભાષાની કાંઇક પિછાનને લીધે અમુક વલણ પામી હતી; તેની કવિતા તે તેના પ્રારંભનાં જીવનના જ ઉદ્‌ગારો છે, તેના પાછળના વિચારોના નહિં, એ વાત લક્ષમાં રાખવાની છે. કવિતામાં કાંઈ કાંઇ નવીનતા ઉમેરવા તેણે પ્રયાસો કર્યા. અંગ્રેજીનાં ભાષાંતર, અંગ્રેજીમાં લખાયેલાં હોય તેવાં વર્ણન અને તેવી વાર્તા લખવા સાથે શામળનું અનુકરણ કરવાનો પણ જરા મોહ લાગ્યો હતો. શૂરવીરનાં લક્ષણ અને વીર કવિતા તરફ પણ વૃત્તિ પ્રેરાઇ હતી અને પ્રેમ તો જાણે પોતે જ સારો ગાઇ શકે છે એમ તેણે માન્યું હતું. ખરી રીતે જોતાં આ બધામાં તેમની માત્ર શરૂઆત જ હતી. શૂરવીરનાં લક્ષણ અને બીજાં છુટક છુટક કાવ્યો ઉપરાંત બીજું ગુજરાતી સાહિત્ય ભંડારમાં સાચવી રખાય તેવું થોડું જ છે. પણ **નર્મદની** કિમ્મત તેનાં ચિરંજીવ લખાણના જથ્થાપરથી આંકવાની જ નથી. તેણે ગુજ-

રાતને નવા જીવન માટે જે પ્રેરણા કરી તે અન્ય જાતની હતી. કવિતાના ઉદ્દેશોમાં મુખ્ય તો જીવનને પરમ આનંદ આપી, વિશુદ્ધ અને ઉન્નત બનાવવાનો ગણાય, અને તે સ્વીકારીએ તો નર્મદે પોતાની કવિતાથી તાત્કાલિક જીવનને ઘણી સારી અસર કરી હતી એટલે તેની કવિતા મુખ્ય ઉદ્દેશ પાર પાડવામાં સફળ થઇ હતી. પરંતુ દેશનું તાત્કાલિક જીવન એ તો 'અઘોર નીર' કાલસાગરનું એક બિન્દુ માત્ર છે અને તેથી સાર્વકાલિક–જીવનને ઉન્નત અને વિશુદ્ધ બનાવનારી કવિતા જ ચિરંજીવ રહે છે. તે રીતે જોતાં નર્મદની કવિતા તાત્કાલિક ઉપયોગિતાની જ ગણવી જોઇશે. પરંતુ તેવી રીતે પણ તેણે ગુજરાતી કવિતાના વિકાસમાં ઘણું જ મહત્ત્વનું કામ કર્યું છે. તેણે જે નવા ક્ષેત્રની પિછાન આપી હતી તેમાં પાછળના કવિયોને વિહાર કરવાની સરળતા થઈ અને તેથી ગુજરાતી કવિતાનો વિકાસ સારી રીતે થતો ગયો.

દલપતે પણ તેવું જ કામ કર્યું છે અને તાત્કાલિક અસર તેની પણ જબરી હતી તેની ના કોઇથી કહેવાય તેમ નથી. એટલું જ નહિં, પણ ગુજરાતમાં નવી કેળવણીને પ્રતાપે જે મોટા વિભાગો પડવાના હતા તેમાંના એક વિભાગ માટે તો તેણે ચિરંજીવ કવિતા લખી છે. લોક સંઘ અનેક પ્રતિની વ્યક્તિઓનો જ બને છે. સંઘમાં જૂદા જૂદા સમુદાય થઇ રહે છે. અંગ્રેજોની કેળવણી મળ્યા પહેલાં તેવા સમુદાયો હતા. પણ અત્યંત ભિન્ન પ્રતિના હતા. અને જે હતા તે પરંપરાગત પ્રણાલિકાથી જ બંધાયેલા રહેતા. અંગ્રેજી કેળવણીએ તે પ્રણાલિકાના બંધો તોડયા અને વ્યવસ્થા કરી. અંગ્રેજી અને તેની સાથે સાથે સંસ્કૃત કેળવણી પામેલો એક સમુદાય દેશ, દેશની ભાષા, દેશના જીવન, દેશના અભિમાન વગેરે માટે ચિંતા કરતો થયો અને સ્વાભાવિક રીતે જ તેના વિચારો–વલણો–આશયો–વિનોદો–વગેરે ભિન્નત્વ પામ્યા. અંગ્રેજી સંસ્કૃત કેળવણી નહિ પામેલો, છતાં તેના સંસ્કારથી છંટાયેલો બીજો સમુદાય થયો, ત્રીજો સાધા-

રજુ પ્રતિનો થયો—ચોથો તેથી જરા ઉતરતા દરજ્જાનો થયો. આમ ભાગ વિભાગ વધતા ગયા, સમુદાયો બંધાતા ગયા. દરેકને માટે વાંચન જોઇએ—કવિતા અને ગદ્ય બંનેમાં રસ લેનારા હળવે હળવે વધતા ગયા. દેશનું સમગ્ર જીવન અમુક રીતે ઉંચું આવતું હતું તેનું એ પરિણામ હતું. આવી સ્થિતિને લીધે લેખકો અને લખાણો વિવિધ પ્રકારનાં થવા લાગ્યાં. નર્મદાશંકર અને દલપતરામ જે જોઇ નહોતા શક્યા, તે જોનાર તેમના વખતમાંજ નવલરામ હતા અને તેણે દેશના જીવનને કાયમની અસર કરી રહે તેવા ઘણા ઘણા સત્પ્રયાસો કર્યા. કવિતામાં તો માત્ર બાળગરબાવળી, બાળલગ્ન બત્રીશી તથા મેઘદૂત અને વીરમતી નાટક એટલાં લખ્યાં છે. પરંતુ તેટલાં લખાણથી તેણે કવિતાના વિકાસમાં જે મદદ કરી છે તેના કરતાં અનેકગણી મદદ કવિતાનાં અવલોકનથી કરી છે. ગુજરાતી સાહિત્યને અમુક દોરપર લેવાના તેના પ્રયાસોના જેવા પ્રયાસ હજી સુધી બીજો કોઇજ કરી શક્યો નથી.

ગુજરાતી કવિતાના હવેથી બે લગભગ જૂદાજ પંથ થઇ ગયા. સુશિક્ષિત વર્ગમાં પ્રિય થતી અને તેમના વડે લખાતી કવિતા અને સામાન્ય વર્ગ માટે લખાતી કવિતા એ બંનેમાં સારો ભેદ રહેતો ગયો—પરંતુ જે ઉચ્ચ અને ઉત્તમ છે તે માટે મોહ રહે એટલુંજ નહિં, પણ તેજ કર્તવ્ય છે એમ સર્વ માન્ય થઇ જાય છે અને તેને પરિણામે ' કાવ્ય રસિકા ' ના લખનાર પણ ' વિલાસિકા અને પ્રકાશિકા ' જેવાં લખાણ માટેજ પ્રેરાયા. દલપતરામ પછી ન્હાનજી ધર્મસિંહ, છોટાલાલ સેવકરામ, ગુલાબીરામ ચકુભાઇ, શિવલાલ ધનેશ્વર, પંડિતશ્રી ગટુલાલ, સવિતાનારાયણ, વગેરે ઘણા ઘણા લખનારા થઇ ગયા છે, પણ તેમનો જમાનો જતો હતો અને ગયો. તેમના સુધરેલા સ્વરૂપો તરીકે કેશવ હ. શેઠ, ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી, મણિકાન્ત, ભગવાનલાલ ડુંગરશી, એમ હળવે હળવે ઘણા લેખકો લખે છે, અને ગોકળદાસ રાયચુરા, શેઠ, અને ઉદ્દેશી જેવા

તો ગુજરાતી કવિતામાં સંસ્કારી અને સાહિત્યને શોભા આપે તેવાં પણ કાવ્યો આપશે એવી આશા છે. મોહનલાલ પાર્વતીશંકર, ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા વગેરે વિનોદ દાખલ કાવ્યો લખે છે અને તેઓ પણ કાંઇ કાંઇ પ્રસાદી આપતા રહેશે એમ ગુજરાત માને છે. પરંતુ આ બધામાંથી ગુજરાતી કવિતાને બળવાન અસર કરી, તેનાં સ્વરૂપમાં કાંઇક ઉમેરો કરી, તેના વિકાસમાં અમુક પાયરી બાંધનારા કોઈ પણ થશે કે કેમ એ અત્યાર સુધીમાં જે જે લખાણો બહાર પડયાં છે તેટલાથી કહી શકાતું નથી. સ્ત્રી લેખકોની તો આપણે ત્યાં બહુજ ન્યૂનતા છે. મીરાં પછી બીજી કોઈ પણ સમર્થ લખાણ કરનારી કહી શકાય તેવી નથી. સુમતિ તથા વિજયાલક્ષ્મી એ બેએ કાંઈક કર્યું છે, અને એક ' લહરી ' ઉપનામથી લખનાર બાઇની કોઈ કોઈ કવિતા સુંદરી સુબોધમાં વાંચતાં કાંઇક આશા બંધાઈ હતી—પણ તે ' લહરી ' તો વાયુની લહરી પેઠેજ આવીને પસાર થઈ ગઈ જણાય છે.

નર્મદ દલપત પછી ગુજરાતી કવિતાના જે વિભાગો થઈ ગયા તેમાંથી સુશિક્ષિત વર્ગ એટલે કે અંગ્રેજી સંસ્કૃતના પરિચયવાળો વર્ગ ગુજરાતી કવિતાના સ્વરૂપને ફેરવવા—કેળવવા—સુંદર કરવા—સમર્થ થયો છે. તે બધામાં મુખ્ય કરીને નરસિંહરાવ, કલાપી અને ન્હાનાલાલ એ ત્રણ નામ ગુજરાતી કવિતાને ઘડનારાઓ તરીકે આપી શકાશે. નર્મદ, દલપત પછી ગુજરાતી કવિતામાં યુગપતિ કહીએ તો તે નરસિંહરાવજ કહી શકાય. તેમના ' ચંદા ' કાવ્યથી ગુજરાતની વાંચનારી આલમ અતિ સંતુષ્ટ થઈ હતી, અને ગુજરાતમાં એક નવો કવિ આવ્યો છે એમ એકદમજ સ્વીકારાયું હતું. તેમનાં **કુસુમમાળા** અને **હૃદયવીણાથી** તે મત વધારે દઢ થયો હતો અને કવિતામાં રસ લઇ શકે અને સાહિત્યની જરા પણ સમજ ધરાવતો હોય તેવો કોઇકજ કુસુમમાળા તથા હૃદયવીણાથી અજાણ હતો. નરસિંહરાવનાં બીજાં બે પુસ્તકો ત્યારપછી છપાયાં છે. ' **નૂપુરઝંકાર** ' અને ' **સ્મ**

**સ્નેહસંહિતા**, ' પરંતુ તે બહાર પડયાં તે પહેલાં કલાપીનો **કેકારવ** ગુજરાતમાં રેલાઇ ગયો હતો, **ન્હાનાલાલનાં વસન્તોત્સવ અને કેટલાંક કાવ્યો** પ્રકટ થઇ ચૂકયાં હતાં. નરસિંહરાવની અસર કરતાં બીજી અસરો વધારે બળવાન થતી જતી હતી. કલાપી અને **ન્હાના**લાલે ગુજરાતને સર કરી લીધું હતું. કવિતાના સ્વરૂપમાં, કવિતાના વિષયમાં, ભાષાની પસંદગીમાં, વૃત્તો વગેરેની ચુંટણીમાં, અને ભાવ એજ કવિતાનો આત્મા છે એ સમજાવવામાં **નરસિંહરાવે** ગુજરાતી કવિતાને ઘણો સારો ઝોક આપ્યો છે. **નર્મદાશંકર** પછી ગુજરાતી કવિતાને અમુક માર્ગ અને અમુક સ્વરૂપ પર લઇ જવામાં તેજ નેતા અને તેજ કર્તા હતા; તેમના સમકાલીન તરીકે બીજા કવિતા લેખકોએ પોતપોતાની સારી પ્રસાદી સમર્પી છે એ તો ખરૂંજ છે. ગોવર્ધનરામ, **મણિલાલ** નભુભાઇ, **મણિશંકર** રત્નજી ભટ્ટ, **બાલા**શંકર ઉલ્લાસરામ, **હરિલાલ** હર્ષદરાય ધ્રુવ એ દરેકે ગુજરાતી કવિતાને સમૃદ્ધ કરવામાંજ નહિં, પણ તેને અમુક સ્વરૂપ આપવામાં પણ સારો હિસ્સો આપેલો છે. **મણિલાલ** નભુભાઇ અને **બાલાશંકર** ઉલ્લાસરામ એ બંનેએ ફારસી શબ્દો અને ફારસી ' ગઝલ ' દાખલ કરી; પહેલાએ કવિતામાં સંસ્કારી વિચારો સાથે ઉત્સાહભરી કલ્પના અને બીજાએ ખરી મસ્તી એ બે બહુ સફળ રીતે ભેળવ્યાં છે—

ગોવર્ધનરામની ' હતી લક્ષ્મી હતા તાત ' વાળી સરસ્વતીચંદ્રની ગઝલે ગુજરાતના વાચક વર્ગને મોહવશ બનાવી દીધો હતો. તેની સ્નેહ મુદ્રાના સમજનારા થોડા હોવાથી અને તેમાં પર્યેષક વિચારો અને પૃથગ્ જનથી ન સમજાય તેવાં સજીવારોપણો ઘણાં હોવાથી, જે કાંઇ કવિત્વ તેમાં છે તે માત્ર ઉંચી કોટિના વાંચકો માટેજ નિર્માણ થયેલું બની રહ્યું છે, એટલે સ્નેહમુદ્રાએ કવિતાના વિકાસમાં કાંઇ ફાળો આપવા જેવું કર્યું હોય એમ કહી શકાતું નથી. **હરિલાલ હર્ષદરાય** ધ્રુવના **કુંજ** વિહારમાં દેશભકિત અને પ્રેમલીલા, અને યુરોપ પ્રવાસ પુષ્પાંજલિમાં જગતલીલા સારી શકિતથી ગવાયાં છે. બંને વિષય જન

ભોગ્ય હોવા છતાં હરિલાલનાં લખાણની એવી વિચિત્ર ઘાટી છે કે તે પૃથગ્જનથી એકદમ સમજી શકાતી નથી. એટલે હાલ જો કે તેની અસર દેખાતી નથી—થઈ હોય એવું જણાતું નથી, પણ ભવિષ્યમાં તેમનાં કાવ્યો જો વધારે પ્રચલિત થશે તો અવશ્યે કવિતાપર તેના સંસ્કાર રહ્યા વગર રહેશે નહિં. મણિશંકર રત્નજી ભટ્ટે ઘણું થોડું લખ્યું છે, પણ તે થોડું પણ ગુજરાની કવિતાને અસર કરી શક્યું છે. તેમના 'વસંત વિજય' ચક્રવાક મિથુન,' દેવયાની' 'મહૂ-માનો, ઓ વ્હાલાં પુનઃ પધારજો,' 'સુરતાથી વાડીના મીઠા મોર-લા' થી ગુજરાતી કવિતાના દરેક વાચક અને લેખક પરિચિત હશે અને તેનાં હૃદયપર તે તે કાવ્યોએ કાંઈ ને કાંઈ સંસ્કાર મૂક્યાજ હશે.

તેજ અરસાના લેખકોમાં આ સિવાયના ભોળાનાથ સારાભાઇ, ભીમરાવ ભોળાનાથ, દોલતરામ કૃપારામ સારી રીતે જાણીતા છે. તેમનાં લખાણો અધ્યયન યોગ્ય છે અને કવિતાના વિકાસ માટે જે અભ્યાસ જરૂરનો ગણાય તે અભ્યાસ કરતાં તે તે પુસ્તકો પણ અનિવાર્ય ગણવાં જોઇએ તેવાં છે.

આ લેખકોની અસરથી ગુજરાતી કવિતાએ જે સ્વરૂપ પકડયું તેમાં મુખ્ય નાયક કલાપી ગણવા જોઇએ. કલાપીનો કેકારવ ઇ. સ. ૧૯૦૩ માં બહાર પડયો ત્યારે ન્હાનાલાલ, ખબરદાર, ઠાકોર, લલિત, બોટાદકર, લખતા હતા, અને ન્હાનાલાલે ઘણાનું ધ્યાન ખેંચ્યું હતું. પરંતુ કલાપીમાં જે ભાવ, જે લાગણી, જે કોમળતાના અને જે સર્વ સામાન્ય પ્રસંગો માલમ પડતા હતા તે એવા તો અસરકારક અને મોહ-દાયક હતા કે ઘણા ખરા બધા જ વાંચનારો કલાપીના જ ભક્તો બની રહ્યા. કલાપીમાં નરસિંહરાવના જેવું વિશુદ્ધ કવિત્વ અને જન ભોગ્ય ભાવ, ગોવર્ધનરામના જેવા પણ ઘણા સહેલા રૂપમાં મૂકાયે-લા—પર્યેષક વિચારો, મણિલાલની ઉત્સાહ ભરી કલ્પના. બાલાશંકરની મસ્તી, હરિલાલનો પ્રેમ અને તેની જગતલીલાનાં દર્શન કરવાની શક્તિ,

મણિશંકરની કવિતાને કોમળ ભાષાથી કુમળી અને અસરકારક બનાવવાની તાકાત; એ બધાં કેમ જાણે સાર રૂપે-નિતારરૂપે-એકત્ર થયાં હોય એવું લાગે છે. કલાપીનું લાગણી ભર્યું હૃદય તાત્કાલિક પ્રસંગોથી વિહ્વલ બનતાં છતાં સાર્વકાલિક સત્યોને જોવાની જે અચ્છી શક્તિ ધરાવે છે તે, અને તે શક્તિથી નીકળી આવતી કોમળ ભાવ ભરી, સરલ શૈલી તેની કવિતાને વધારે મોહક બનાવે છે. કવિતામાં અવશ્ય રૂપે જોઇએ તેવી કળાનાં કાંઇ કાંઇ દર્શન તેમને થયેલાં હોવાથી તેનો પ્રયોગ તેમણે સશ્રમ કરેલો છે. ગુજરાતી કવિતામાં કળાની પિછાન સફળ રીતે આપનારા જે થોડા લેખકો છે તેમાં કલાપીની પણ ગણતરી કરી શકાય તેમ છે. કલાપીના આવા આવા ગુણો—તે પોતે રાજા હોવાથી લોકોની તેમના તરફ તેમનાં જીવન તરફ રહેલી માનભરી જીજ્ઞાસાભરી દૃષ્ટિ—અને કેકારવની પ્રસ્તાવનામાં આપેલા સર્વકશ પ્રસંગો: એ બધાની સાથેલાગી અસર એવી થઇ, કે ગુજરાતી કવિતામાં નરસિંહરાવનું પદ લોકોએ એકદમ જ કલાપીને આપી દીધું. અને ગુજરાતી કવિતાક્ષેત્ર કલાપીમય થઇ રહ્યું.

જ્યારે જ્યારે સમર્થ વ્યક્તિ દેખા દે છે ત્યારે ત્યારે તેનો પ્રતાપ આવાં પરિણામ લાવે છે જ. કલાપીનું જીવન બહુ ટુંકું હોવાથી, સ્વાભાવિક રીતે જ તેના પ્રતાપની અસર અલ્પજીવીજ રહી. વળી ન્હાનાલાલનાં લખાણ ધ્યાન ખેંચાય તેટલી કોટિએ પહોંચી ગયેલ અને તેથી નરસિંહરાવનો લેખ પ્રવાહ ચાલુ હોવા છતાં નવીનતા અને યૌવનના પ્રભાવથી ગુજરાતી કવિતાના વાચકો પર કાંઇક જુદી જાતની અસર થઇ. કવિતાનાં સ્વરૂપમાં ન્હાનાલાલે એક તો એવો જબરો ફેરફાર કરવા ધાર્યો કે તે ધૃષ્ટતાને લીધે પણ તેમના તરફની વૃત્તિ કાંઇક વધારે ઉત્કટતા પામી. કવિતાને માપ મેળના બંધનમાંથી તદ્દન નિર્મુક્ત કરવાના તેમના પ્રયાસ ઘણાને અનુકરણ યોગ્ય લાગ્યા. મણિશંકર રત્નજી ભટ્ટ જેવા પ્રૌઢ લેખકને પણ તેની અસર થઇ. જુવાન વર્ગ તો મોહમાં ફસાય તેમાં નવાઇ જ શી! પરંતુ તે બાહ્ય સ્વરૂપને વિવેચન અને વિચાર કેટલી અને કેવી જાતનું

વલણ આપશે એ હમણાં તો ભવિષ્ય પર જ રહેવા દેવું યોગ્ય છે.

ન્હાનાલાલની સાથે સાથે કે જરા આગળ પાછળ બીજા લખનારાઓ પણ હતા. અને **ખબરદાર** અને **લલિત** એક રીતે, ઠાકોર અને **સુમન્ત** બીજી રીતે, અને **બોટાદકર** જૂદી રીતે પોતપોતાનાં કાવ્યઝરણાં રેલી રહ્યા હતા. આ બધામાંથી અનુકરણ તો માત્ર લલિતનાં જ થયેલાં દેખાય છે. બીજા વંચાય છે ખરા, પણ તેમની અસર બીજા લેખકોપર કે ગુજરાતી કવિતાનાં સ્વરૂપ પર અત્યાર સુધીમાં થયેલી માલમ પડતી નથી. પરંતુ અત્યારે હજી તેમને માટે કાંઈ કહેવું એ ઉતાવળ જ કરી કહેવાય. સુમન્તની અત્યાર સુધીની કાવ્યપ્રવૃત્તિ એટલી બધી ઓછી છે કે તેની છાપ પડે એવો સંભવ પણ ન ગણાય. ઠાકોરનો '**ભણકાર**' નામનો કાવ્યસંગ્રહ બહાર પડી ચૂક્યો છે અને કાવ્યો થોડાં હોવા છતાં તેના ગુણો ઘણા હોવાથી સંભવ છે કે ગુજરાતના વાચકો આજ નહિ તો ભવિષ્યમાં તેને વધાવી લેશે.

હાલમાં આટલા લેખકો હોવા છતાં એમ તો કહેવું જ પડે છે કે **મણિશંકરની** ગુજરાતમાં મહાકવિ દેખાશે એવી આશા હજી સફળ થઈ નથી. ન્હાનાલાલનાં લખાણો પ્રમાણમાં હજુ થોડાં જ છે અને કવિ તરીકેની તેમની કીર્ત્તિ તેમનાં કવિ જીવનથી નથી બંધાઈ, પણ તેમનાં કાવ્યોની ઉંચી કલ્પના, ભાષાની સચોટતાભરી અસર અને હાલના ગુજરાતના હૃદયમાં રમી રહેલા ભાવોને કવિત્વથી પ્રકટ કરવાની તેમની પ્રભુદત્ત શક્તિ એ કાવ્ય ગુણોને જ લીધે તેમની કીર્ત્તિ ગુજરાતમાં પ્રસરી છે.

આધુનિક લેખકો માટે આથી વિશેષ ચર્ચા ઉપસ્થિત કરવાનું આ સ્થાન નથી, તેમ આંહિ તેની જરૂર પણ નથી. ગુજરાતી કવિતાના વિકાસની **રૂપરેખા** દોરતાં દોરતાં તેનાં આધુનિક સ્વરૂપની ઝાંખી માત્ર બતાવવી એ જ યોગ્ય માન્યું હતું. આવી રીતનો વિકાસક્રમ હજી કાંઈ છેવટની કોટિએ પહોંચ્યો નથી. જગતમાં એકે વિકાસક્રમ પરમ કોટિએ તો પહોંચતો જ નથી, તો આપણી કવિતાનો વિકાસ ક્રમ તેવી કોટિએ ક્યાંથી પહોંચે ? તેવું છે તોપણ આપણે આશાથી-

અને ગર્વથી કહી શકીશું કે નરસિંહ મીરાંથી શરૂ થતી આપણી ગુજરાતી કવિતા ક્રમેક્રમે પોતાનાં સ્વરૂપમાં એવો યથાયોગ્ય વિકાસ પામી રહેતી આવી છે, કવિતાના જે જે ઉદ્દેશો સર્વમાન્ય ગણી શકાય તે તે ઉદ્દેશોને સફળ કરવા તરફ એવા એકસરખા પ્રયત્નોથી તેનો વિકાસ ચાલુ રહેતો આવ્યો છે કે ભવિષ્યમાં તે જગમોહક સ્વરૂપને પણ પામી શકશે–બંગાળામાં જો રવીન્દ્રનાથ ટાગોર જન્મ્યા, તો ગુજરાતમાં પણ તેવા એક સમર્થ કવિ કેમ નહિ જન્મે ?

આ રૂપરેખા પૂર્ણ કરતાં પહેલાં એક વાતની નોંધ લેવાની જરૂર જણાય છે. કવિતાને સર્વાંગ સુંદર બનાવવામાં નાટકોનો હિસ્સો ઘણો મોટો હોવો જોઇએ. જૂના વખતમાં કાંઇ નાટકો રચાયાં હોય તો તે આપણે જાણતા નથી. પ્રબોધ ચંદ્રોદય નાટકનું સાર રૂપ કાવ્ય ભાષાન્તર ભીમ કવિએ પ્રબોધપ્રકાશ નામથી કર્યું છે. પછી તો પ્રેમાનંદનાં નામ પર ત્રણ નાટકો ચડાવાયાં છે. અને પછી તદ્દન જ શૂન્ય. ગુજરાત નાટકો માટે પ્રખ્યાત હોવા છતાં, નાટકોની મંડળીઓ ઘણી હોવા છતાં, ઘણાં નાટકો દરવરસે લખાએલાં હોવા છતાં, ગુજરાતી કવિતાના વિકાસમાં મદદરૂપ બને તેવાં એકે ગણી શકાતાં નથી એટલું ગુજરાતનું નસીબ હીણું જ ગણવું જોઇએ. નર્મદાશંકર, દલપતરામ, નવલરામ, ભીમરાવ અને કૃષ્ણરાવ ભોળાનાથ, મણિલાલ, ગોવર્ધનરામ, હરિલાલ હર્ષદરાય ધ્રુવ, દોલતરામ કૃપારામ, મણિશંકર ભટ્ટ, અને હમણાં હમણાં ન્હાનાલાલ, રમણભાઇ, લલિત એ કાવ્યલેખકોએ, રણછોડભાઇ ઉદયરામ તથા નૃસિંહદાસ વિભાકર એ ગૃહસ્થોએ, અને વાઘજી આશારામ, નથુરામ સુંદરજી, ડાહ્યાભાઇ ધોળશાજી, અને ગુજરાતી નાટક કંપનીના જૂદા જૂદા લખનારાઓ એ નાટ્યલેખકોએ નાટકો લખેલાં હોવા છતાં, કવિતા સંબંધે તેઓમાંથી કોઇએ કાંઈ જ અસર કરી હોય એમ કહી શકાતું નથી. જે સંગ્રહના અગ્ર લેખ તરીકે આ લેખ મૂકવામાં આવનાર છે તે કાવ્યસંગ્રહને આ

બાબત સાથે સીધી રીતે કશી લેવા દેવા નહિ હોવા છતાં, કવિતાના વિકાસની રૂપરેખામાં આટલો ઉલ્લેખ આવશ્યક માન્યો છે.

છેવટમાં જે ગુજરાતી કવિતાનો ભક્તિ (દંતકથાએ પ્રચલિત કર્યું છે તેમ) પ્રેમાનંદે ઉઘાડે માથે કરી હતી, નરસિંહ મીરાંએ જેને પ્રભુમય જીવન માટે વાપરી હતી, ભાલણે જેને કાદમ્બરી જેવી રસભરી કથા કહેવામાં વાપરી હતી. વસ્તો, વછીઓ, તુળશી, નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની વગેરેએ જેને લોકોપકાર દાખલ સેવી હતી, પ્રેમાનંદ, અખા અને શામળે જેને સુંદર, સમૃદ્ધ, અને સુપ્રિય બનાવવા મરણ પર્યંત ભજી હતી, ધીરો, ભોજો, નિરાંત, નરભેરામ, રત્નો, નાનો, તથા બ્રહ્માનંદ, દેવાનંદ, નિષ્કુળાનંદ વગેરે ભક્તો અને જ્ઞાનીઓએ જેવડે જ્ઞાન અને સાક્ષરતા ગામડામાં ઘેર ઘેર અને વ્યક્તિએ વ્યક્તિને આપવા જીવન ગાળ્યાં હતાં, જેને દયારામે હૃદયના અજબ વહેણમાં વહેતી કરી હતી, નર્મદ દલપતે ફરી ગયેલા ગુજરાતને ફરેલા સ્વરૂપને સમજાવવા માટે જે ગુજરાતી કવિતાનો ઉપયોગ કર્યો હતો, અને નરસિંહરાવ, ન્હાનાલાલ, ખબરદાર, લલિત, ઠાકોર, બોટાદકર, જેને હજી સેવી રહ્યા છે તે ગુજરાતી કવિતા ગુજરાતીઓને રસજ્ઞ અને કર્તવ્યપરાયણ બનાવવામાં, ગુજરાતી ભાષાને વિશુદ્ધ અને વિપુલ બનાવવામાં અને ગુજરાતને સમૃદ્ધ, ઉન્નત અને અગ્રણી બનાવવામાં સફળ થાઓ એજ પ્રાર્થના છે.

હિ. ગ. અંજારિયા.

# ગુજરાતી પદ્યસંગ્રહ.

## નરસિંહ મ્હેતો.

1

### ઓ પેલો ચાંદલિયો.

ઓ પેલો ચાંદલિયો, આઈ મુને રમવાને આલો,
નક્ષત્ર લાવીને, મા મારા ગજવામાં ઘાલો.
રૂવે ને રાતડો થાય, ચાંદા સામું જુવે,
માતા રે જશોદાજી હરિનાં આંસુડાં લુવે.
લોકનાં અનેરાં બાળક ઘેલો તું કાં થાય,
ચાંદો આકાશે વ્હાલા, કે' કેમ લેવાય ?
વાડકામાં પાણી ઘાલી ચાંદલિયો દાખ્યો,
નરસૈંનો સ્વામી શામળીયો રડતો રાખ્યો.

2

### વસંતક્રીડા માટે આહ્વાન.

( રાગ વસંત )

ચાલચાલ સખિ ! મેલ મથવું મહીરે, વસંત આવ્યો વને વેલી ફુલી;
મોરા અંબ કદંબ કોકિલ લવે, કુસુમે રહ્યા ભમરા ઝૂલી. ચાલ૦
સજ આભૂષણ હે ગજગામિની, તારુણી કહું છું ચાલ ઉઠી;
રસિકરાયસું ઢુંબવું ઝુંબવું, આજ લાજ નિંદાય જૂઠી. ચાલ૦
ચૂવા ચંદન વળી અરગજા, કેસર ગાગર લેને ભરી;
કોણ પુણ્યે કરી પામી સુંદરવર, આ અવસર નહિ આવે ફરી. ચાલ૦

હેતે હરિ વશ કરી લાહાવો લે, સ્નેહે શામળીયે પ્રીત પળશે;
નરસિંહના સ્વામી સંગ રમતાં, જન્મનાં પાતિક સૌરે ટળશે. ચાલ૦

૩

## અનોપમ પુરૂષોત્તમ.

સાંભળ સૈયર સુરત ધરીને, આજ અનોપમ દીઠોરે;
જે દીઠો તે જોવા સરખો, અમૃતપેં અતિ મીઠોરે. સાંભળ.
દ્રષ્ટે ન આવે નિગમ જગાવે, વાણી રહિત વિચારોરે;
સત્ય અનંતજ જેને કહિએ, તે નવધાથી ન્યારોરે. સાંભળ.
નવધામાં તો નહિં નરવેડો, દશધામાં દેખાશેરે;
અચવો રસ છે એની પાસે, તે પ્રેમીજનને પાશેરે. સાંભળ.
અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસંખ્ય જુગનો એહવોરે;
જોગ જગન, જપતપ મુની દુર્લભ, માને તેહવો મેવોરે. સાંભળ.
જ્યાં લગી જયમછેત્યમનો ત્યમ છે, વધે ઘટે નહિં વહાલોરે;
આવે ના જાએ, જાએ ના આવે, નહિં ભર્યો નહિ ઠાલોરે. સાંભળ.
પૂર્ણાનંદ પોતે પુરૂષોત્તમ, અપરમ ગત છે એનીરે;
એ પદ ક્ષર અક્ષરની ઉપર, તમો જોજો ચિત્તમાં ચેતીરે. સાંભળ.
હું તું મટશે, દુગ્ધા ટળશે, નિરભે થાશો નરખીરે;
ભલે મળ્યો નરસઇઆનો સ્વામી હું હૈયામાં હરખીરે. સાંભળ.

૪

## તું મારે ચાંદલિયે ચોંટયો.

( રાગ કેદારો )

તું મારે ચાંદલીએ ચોંટયો, સારા સુરતમાં શામળિયો;
ક્ષણું એક વ્હાલા અળગા ન થાઓ, પ્રાણજીવન વર પાતળિયો. તું મારે.

ખડકીએ જોઉં ત્યારે અડકીને ઉભો, બારીએ જોઉં ત્યારે બેઠોરે;
શેરીએ જોઉં ત્યારે સનમુખ આવે, વહાલો અમૃતપેં અતિ મીઠોરે. તું મારે.
જમતાં જોઉં ત્યારે જોડે બેઠો, સુતો જોઉં ત્યારે સેજડીએ;
વૃંદાવનને મારગ જાતાં, આવીને વળગ્યો બેલડીએ. તું મારે.
પ્રીત કરે તેની કેડ ન મેલે, રસ આપે અતિ રસિયોરે;
નરસૈંયાનો સ્વામી ભલે મળીઓ, મારા હૃદય કમળમાં વસિયોરે. તું મારે.

---

૫

## એવા રે અમો.

### ( રાગ પ્રભાત. )

એવારે અમો એવારે એવા, તમો કહો છો વળી તેવારે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવારે. એવારે.
જેનું મન જે સાથે બંધાણું, પહેલું હતું ઘર રાતુંરે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતુંરે. એવારે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળિ ભુંડોરે;
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મન ઉંડોરે. એવારે.
કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુની તોલે નાવેરે. એવારે.
હળવાં કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વહાલારે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલારે. એવારે.

---

૬

## ધ્યાન ધર હરિતણું.

### ( રાગ પ્રભાત. )

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જેથી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કરે, અરથ કાંઇ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વહાયે.
ધ્યાન૦

સકળ કલ્યાણ શ્રી કૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખપાર ન્હોયે;
અવર વેપાર તું, મેહેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોંયે.
ધ્યાન૦

પટક માયા પરી, અટક ચરણે હરિ, વટક્ય મા વાત સુણતાંજ સાચી;
આશનું ભવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી.
ધ્યાન૦

અંગ જોબન ગયું, પલિત પિંજર થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેતરે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં રાજ લેવું.
ધ્યાન૦

સરસ ગુણ હરિતણા, જે જનો અનુસર્યા, તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈંયા રંકને પ્રીત પ્રભુસુ ઘણી, અવર વેપાર નહિં ભજન તોલે.
ધ્યાન૦

---

૭

## માલમી* સરજનહાર.

અનેક જૂગ વીત્યાંરે, પંથે ચાલતાંરે, તોયે અંતર રહ્યારે લગાર;
પ્રભુજી છે પાસેરે, હરિ નથી વેગળારે, આડોને પડ્યો છે ઓંકાર.
દિનકર રૂંધ્યોરે, જેમ કાંઇ વાદળેરે, થયું અજવાળું મટયો અંધકાર;
વાદળું મટયુંરે, લાગ્યું જેમ દિસવારે, ભાનુ કાંઇ દેખાયો તેવાર.
લોકડીઆની લાજરે, બાઈ મેં તો નાણીઓરે, મેહેલી કાંઇ કુળ-
તણી વળી લાજ;
જાદવને માથેરે, છેડો લઇ નાંખીઓરે, ત્યારે પ્રભુ વર પામી છું આજ.
નાવને સ્વરૂપે રે બાઇ એનું નામ છે રે, માલમી, છે વળી સરજનહાર;
નરસૈઆનો સ્વામીરે, જે કોઇ અનુભવેરે, તે તારી ઉતારે ભવ પાર.

---

* માલમી—અરબ્બી શબ્દ માલમ છે. ખલાસીના ઉપરી માટે તે વપરાય છે. ( સંપાદક. )

૮

## નામ પામ્યા પણ.

-નામ પામ્યા પણ, રામને નવ લહ્યા, વિના વિવેક ઋષિ જોગ જાગે;
પુત્ર વિના જેમ ઘર મધ્યે પારણું, વર વિના તે જેમ જાન મહાલે. નામ૦
પિંડમાં પ્રભુ પણ પ્રગટ દેખે નહિં, ફોકટ ભમે તે દૂર ભારે;
અગણિત ભરમને, ના ગણી લખ્યા કર્યા, દેહી ભાવ કરી ચોરી મારે. નામ
મને એમ જાણ્યું જે, હું હરિજન થયો, વૈષ્ણવપદ ગાયને ભકિત ભાવે;
કરણી તો કાગની, હોડ કરે હંસની, પેટની વારતા કળી ન જાવે. નામ.
નામ અરથ સર્યા, કઇ જીવ ઓધર્યા, વસ્તુ વિના નહિ ભુખ ભાગે;
મેહની દાઝના, ભેખ ધરે એ સમે, વરસાદ વિના મેઘ જેમ ગાજે. નામ
નિરાકારે એકાકારે, મેરૂગરભિતનું એ, જ્ઞાન વિના અજ્ઞાને જાચે;
ભણે નરસિ તેને ચરણે નમું, જેને જ્ઞાન અજ્ઞાનની જોત જાગે. નામ.

---

૯

## નિરખને ગગનમાં.

નિરખને ગગનમાં કોણ ધુમી રહ્યો, તેજ હું તેજ હું શબ્દ બોલે,
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણરે, નથી અહિંયાં કોઈ કૃષ્ણ તોલે.
નિરખ૦
શ્યામ શોભાતણી બુદ્ધિ ના શકે કળી, અનંત ઓચ્છવમાં પંથ ભુલી,
જડ ને ચૈતન, રસ કરી જાણવો, પકડીને પ્રેમે સજીવન મૂળી.
નિરખ૦
-ઝળહળ જ્યોત ઉદ્યોત રવિકોટમાં, હેમનો કોર જ્યાં નીસરે તોલે,
-સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાનાં પારણાંમાંહી ઝૂલે,
નિરખ૦

બત્તિવિણ તેલવિણ, સુત્રવિણ જો વળી, અચળ ઝળકે સદા અનલ દીવો;
નેત્રવિણ નિરખવો, રૂપવિણ પરખવો, વણ જીભ્હાએ રસ સરસ પીવો.
નિરખ૦
અકળ અવિનાશી જે, નવજ જાએ કળ્યો, અરધ ઉરધની માંહે મહાલે;
નરસઇઆનો સ્વામી સકળ વ્યાપી રહ્યો, પ્રેમના તંતમાં સંત ઝાલે.
નિરખ૦

---

૧૦

## જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નાહ.

( પ્રભાતિયું. )

જય લગી આતમા તત્વ ચિન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ તારો, એમ એળે ગયો, માવઠાંની વૃષ્ટિ જેમ જાય વૂઠી. જ્યાં.
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળ લોચંન કીધે; જ્યાં.
શું થયું તપ ને તિરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગાજલ પાન કીધે. જ્યાં.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટદર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં.
એ છે પરપંચ સહુ, પેટ ભરવાતણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે, તત્ત્વદર્શન વિના, રત્ન ચિંતામણિ જન્મ ખોયો. જ્યાં.

---

૧૧

## જાગીને જોઉં તો.

પ્રભાતિયું. )

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ટેક.
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપન્યાં, અણું અણુમાંહિ રહ્યાંરે વળગી;

ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહિ'રે અળગી.
જાગીને૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડલ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડયા પછી, નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
જાગીને૦
જીવ ને શિવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચોદ લોક કીધા;
ભણે નરસૈયો એ, તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા.
જાગીને૦

---

૧૨

## અખિલ બ્રહ્માંડમાં.

### ( પ્રભાતિયું. )

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરી, જૂજવે રૂપ અનંત ભાસે;
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ટેક.
પવન તું પાણિ તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે.
અખિલ૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડિયા પછી, નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
અખિલ૦
ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેહ પૂજે,
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એજ મન એમ સૂજે.
અખિલ૦
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરે એજ પાસે;
ભણે નરસૈયો એ, મનતણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે.
અખિલ૦

## ૧૩
## વૈષ્ણવ જન.
### ( રાગ. આશાવરી. )

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણેરે;
પર દુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણેરે. વૈષ્ણવ.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેનીરે;
વાચ કાય મન નિશ્ચય રાખે તો, ધન્ય ધન્ય જનની તેનીરે. વૈષ્ણવ.
સમ દૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માતરે;
જીહ્‌વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે. વૈષ્ણવ.
મોહ માયા વ્યાપે નહિં તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામ નામ શું તાળીરે લાગી, સકળ તિરથ તેના તનમાંરે. વૈષ્ણવ.
વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યારે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યારે. વૈષ્ણવ.

---

## ૧૪
## સુદામા ચરિત્ર.
### ( રાગ પ્રભાત. )

જદુપતિ નાથ તે, મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે.
જદુપતિ૦
ઘેર બાળક સહુ, દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણાં;
નિરધન સરજિયાં, પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પૂગ્યા.
જદુપતિ૦
જદુપતિ જાદવો ભક્તિવશ માધવો, કરશે કરુણા પ્રભુ દીન જાણી,
ગોમતી સ્નાનથી, કોટિ અઘ નાસશે, નિરખતાં કૃષ્ણને પ્રેમ આણી.
જદુપતિ૦

કૃષ્ણને હળિમળી, શીઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતર જામી;
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈનો સ્વામી.
જદુપતિ૦

૨

સાંભળો ભામિની, કાનધરિ કામની, કવણ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવન નાથ તે, મહિપતી માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી.
સાંભળો૦

દિવસ ઝાઝા થયા, બાલપણને ગયાં, નરપતિ નવ પ્રિછે પ્રીત જુની;
દુર્બળ રંક હું, ભિક્ષુક બાપડો, નવ લહું ચોકશી ખોટી ચુની.
સાંભળો,

ઉગ્રસેન અક્રુર, ઓદ્ધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરૂદ્ધ પાસે;
કોટિ જોદ્ધા જયહાં, ઉભો રહીશ ક્યાં, કોણ આવી મ્હારો હાથ સહાશે.
સાંભળો.

જડિત રત્નો મણિ, કાંતિ ભાસે ઘણી, તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું, વેણુ વદતો થકું ધમણ ધમતો રહું શ્વાસોશ્વાસે,
સાંભળો૦

મોન બેસી રહો, સુખ દુખ સઉ સહો, ભોગવો કર્મ છે ભાગ્ય ચોટ્યું;
દુર્જિન બોલે તે, છોને લવતાં રહે, નરસૈના સ્વામીનું બિરદ મોટું.
સાંભળો.

૩

સ્વામી સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે, ભકિત ભૂધર તણી, તેહ હું પ્રીછવું સ્નેહ આણી.
સ્વામી.

નથી હરિ વેગળા, ભકિત ભાવે મળ્યા, રાયને રંક તે એક ધાટે;
લખપતિ કોટિ ધ્વજ, મન નાણે રતિ, શક સરિખા ત્યાંહાં નહિરે સાટે.
સ્વામી.

બ્રહ્મણ્ય દેવ દયાળ શ્રીકૃષ્ણજી, નિજ જન જાણિને સુખ લેશે;
પ્રીતની રીત તે, જાય નહિં વીસરી, બાળ લીલા તણાં ચરિત્ર કહેશે.
સ્વામી.
" નથિ કાંઈ ઓઢાવા, ભેટ લઇ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી;
દત્ત નથી આપણું, વદન લજામણું, નિરખતાં લાજે નરસૈંનો સ્વામી. "
સ્વામિ.

૪

વિનંતી વળી કહું, ભેટ લાવી દઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું, ભાવ ભોજનતણું, ધન્ય કૃષ્ણસું સ્નેહ સાંધો.
વિનંતી.
ભિલડીનાં બોર તે, ભાવે આરોગિયાં, જૂઠું અન્ન આહિરનું લીધું;
ભક્ત વિદુરની, ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોતરૂં પાછું કીધું.
વિનંતી.
પેરે પેરે પાંડવ, કષ્ટ નિવારિયાં, ભક્ત કારણ કઇ દુષ્ટ તાર્યા;
ઊંચ ને નીચનું, એને છે પારખું, પતિત અધર્મી કંઇ કોટિ તાર્યા.
ભક્તિવશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે ત્યહાં, આવી ઉભો રહે, ભક્તના મન તણો ભાવ જાણે.
વિનંતી.
જાઓ વેગે કરી, નિરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારણી સ્નેહ ન્યાળો;
નરસૈંના નાથને, નિરખો નિશ્ચય કરી, કામનિયે કંથને બાંહિ ઝાલ્યો.
વિનંતી.

૫

ચાલિયો વાટમાં, જ્ઞાનના ઘાટમાં, મિત્ર મોહનતણું નામ લેતો;
ધન્ય એ નાર અવતાર સફલ કર્યો, કૃષ્ણ મુખ એમ કહેતો.
ચાલિયો.
માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણિને, લોભ કીધે ત્યાંહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબલા, સુખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છૂટે.
ચાલિયો.

માગિયું મેં નથી, શું મુખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિ નાથે મને રંક સરજાવિયો, એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો.
ચાલિયો.

આવી ઉભો રહ્યો, કંઠ ગદગદ થયો, કોટિ સૂરજ શશિ જ્યોત ભાસે;
ઉર દયા આણિને, હરિજન જાણિને, પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે.
ચાલિયો.

મંદિરે તેડિયા, ચાલિને ભેટિયા, ત્રિવિધના તાપ તે સર્વે નાઠા;
હેમ સિંહાસને, લેઇ બેસાડિયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટયાં.
ચાલિયો.

તેલ ફૂલેલ મર્દન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું.
ચાલિયો.

પુનિત પિતાંબર, પેહેરવા આપિયું, કનકને થાળે પકવાંન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં, લીધું આચમન ને કાજ સિધ્યાં.
ચાલિયે.

કૃષ્ણ પલંગપર પોતે પધરાવિયા, દધિસુતા વીજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક, નારી નિરખી રહી, નરસેંનો નાથ પદસેવ કરતાં.
ચાલિયો.

૬

ભાગ્ય જોજો બાઇ, કૃષ્ણ ભિક્ષુકતણું, રુકમણિ આદિ સૌ નારી બોલે;
હળધર જોઅ તે, ભોગ પહોંચાડિયા, અજ અંબરીષથી અધિક તોલે.

આ કૃપણ રૂપ તે, પ્રગટિયું કયાં થકી, વસ્ત્ર મેલાં દિસે કર્મ ફૂટયો;
ત્રિગુણને દુર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટયો.
ભા.

અંગ અતિ કમ કમે, ધમણ મ્હોડે ધમે, ઉધરસે ને વળી નાક લૂતો;
જો જો કોતુક હરી, દેહ દશા કરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો.

પહોડીને ઉઠિયા, સ્નાને બેસાડિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપિયું, કનક કટોરે તે પાણી પીધું.
ભા.

શ્રી મુખે બોલિયા, કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો;
કુશળ છે બાલ ગોપાલ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત લિધો.
ભા.

ગૃહસ્થ ધર્મમાં, હું ય વળગી રહ્યો, હું તે મારી વળી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની, શુદ્ધ લીધી નહી, કામની કેફમાં હું જ ડૂલ્યો.
ભા.

સાંદીપનિ ગોરને, ઘેર આપણુ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા, વન વિશે આપણે, સર્પણુ ભાગતાં મેઘ આવ્યો.
ભા.

અન્ન લીધા વિના, ભૂખ્યા બેશી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વિસરી ગયું છે કે, વીર તને સાંભરે, સાંદીપનિ ગોરની અચળ વાણી.
ભા.

ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવશું ભાઇ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી, વિપ્ર ધરે, નરસૈના સ્વામીએ નજરે દીઠી.
ભા.

( ૭ )

છપ્પન ભોગ જ્યાં, કવણુ તાંદૂલ ત્યાં, આપતાં ઊર સંકોચ આવે;
જે રે જોઇએ તે, આવી મળે કૃષ્ણને, તાંદૂલ ભેટ તે તુચ્છ કહાવે. છ.
(પણુ) ધાઇ લીધા હરી, મૂઠી તાંદૂલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇંદ્ર કુબેરથી, અધિક વૈભવ કર્યો, રૂકમણિ કર ગ્રહ્યો શીશ નામી. છ.
એક રહ્યાં અમો, એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદા એ પ્રેમનાં, વચન એવાં કહ્યાં, હાથ સહાયો ત્રીજી મુઠી ભરતાં.
વનિતા વચન તે વિપ્ર સમજ્યો નહી, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈને નાથે દુબળપણું ટાળિયું, ભૂખનાં દુઃખની ભીડ ભાગી. છ.

૮

વિપ્ર ચાલ્યા વળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોધી વિચાર કરતો;
આપ્યું તો કાંઇ નહિં, ત્રિઠ જાણી નહી, તે તણો શોચ હૃદયે ધરતો.
વિપ્ર.

અષ્ટ મહાસિદ્ધિ તણી, રિદ્ધિ નવ નિધિતણી, સંપત્તિમાં રહ્યો ભોગ માણી.
કામની કથને હું, દ્વારિકાં આવિયો, અમતણી ત્રીઠ તો નવ જાણી.
વિપ્ર.

બાલ ગોપાલ જે, વાટ જોતાં હશે, તેહને જોઈ અમો શુંય કહેશું;
મિત્ર મોહનતણું હેત જ્યારે પૂછશે, કામીનીને ઉત્તર કેમ દેશું.
વિપ્ર.

એમ ચિંતા કરે, નેત્રથી નિર ઝરે, કર્મની વાત મનમાંહિં ધારી;
નરસૈંનો નાથ તો અતિ ઘણો લોભિયો, પીતાંબરી પણ લીધી ઉતારી.
વિપ્ર.

૯

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુંજ જોગ તે, ભોગ પહોંચાડિયા, આજ અંબરીષથી અધિક કીધું.
ધન્ય.

કનકને આસને મુજને બેસાડિયો, રુકમિણી કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરી કરી હરિ, ચરણ તલાંસિયા, ખટરસ ભોજન ખાંતે ખાતાં.
ધન્ય.

બાલપણાંતણો, સ્નેહ નવ વિસરીયો, મિત્ર મોહન તણી પ્રીત સાચી;
હેતથી હળી મળી, માન દીધું મને, રંક બેસાડિયો કનક માંચી.
ધન્ય.

ધન્ય ધન્ય કૃષ્ણજી, સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્ન જડિત મણિ, ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા અહિં લાવ્યો.
ધન્ય.

કનકની ભૂમિને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હીસે.
ધન્ય.

સપ્ત નવ વરસની, દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રુપાળી;
સોલ શણગાર તે, અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી.
ધન્ય.

સહસ્ત્ર દાસી મળી, દીશે વીંટી વળી, કામની કંથની પાસ આવી;
સ્વામીરે સ્વામી હું, દાસી છું તમ તણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી.
ધન્ય.

ગોમતી સ્નાન કરી, કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રકટ થયું પાપ નાઠું;
તેથકી સમૃદ્ધિ આ, સકલ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું.
ધન્ય.

કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારિયા, નવલ જોબન થયાં નર ને નારી;
વિનાત ઉચ્ચારતાં રજની વીતી ગઇ, નરસૈંના સ્વામીની પ્રીત ભારી.
ધન્ય.

---

## મીરાંબાઇ.

૧૫

બોલમાં બોલમાં બોલમાંરે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં. ટેક.
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીંબડો ઘોળમાંરે; રાધા. ૧
ચાંદા સૂરજનું તેજ તજીને, આગીયા સંગાથે પ્રીત જોડમાંરે; રાધા. ૨
હીરા માણેક ઝવેર તજીને, કથીર સંગાથે મણિ તોળમાંરે; રાધા. ૩
મીરાં કે પ્રભુ ગીરધર નાગર, શરીર આપ્યું સમતોલમાંરે; રાધા. ૪

---

૧૬

**સતભામાનું રૂસણું.**

જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવારે લોલ,
હેતજ હોય તો હૈયડામાં વરતાય જો;
અમે તમારી આંખડિયે ઓળખાણ્યારે લોલ,
વાલ હોય તો નયણામાં ઝળકાયજો; જાણ્યું જાણ્યું.

પારિજાતકનું પુષ્પરે નારદ લાવિયારે લોલ;
જે સોંપ્યું રાણી રૂકમણીને દરબાર જો;
એકે પાંખડલી મારે મંદિર ન મોકલીરે લોલ,
કીધી મુજથી એ અદકેરી નારજો; જાણ્યું જાણ્યું.
અચરત પામ્યાં ને આનંદ ઉતર્યોરે લોલ,
જાઓ જાઓ નહિ બોલું સુંદર શ્યામજો;
રૂકમિણીને મંદિર જૈને રંગે રમોરે લોલ,
હવે તમારે અમ સાથે શું કામ જો; જાણ્યું જાણ્યું.
અળગા રહો અલબેલા મને અડશો નહિરે લોલ,
તમ સાથે નહિ બોલું નંદ કુમારજો.
મોલે તો પધારો માનીતી તણે રે લોલ,
આજ પછી નવ આવશો મારે દ્વાર જો; જાણ્યું જાણ્યું.
નારદે કહ્યું સતભામા સાંભળો રે લોલ,
એ નિર્લજને નથી તમારૂં કામજો;
કાલા ને વાલા કરતો તે આવશે રે લોલ,
મોટા કુળની મૂકશોમા તમ મામ જો; જાણ્યું જાણ્યું.
ઉતાર્યાં આભ્રણરે સર્વે અંગ થકારે લોલ,
લ્યો શામળિયા તમારો શણગારજો,
મારારે મૈયરની ઓઢું ઓઢણીરે લોલ,
બીજું આપો માનીતીને દરબારજો; જાણ્યું જાણ્યું.
ચરણા ચીર ઉતારી ચોળી ચુંદડીરે લોલ,
ઉરથકી ઉતાર્યો નવસર હારજો;
ઝાંબી ને કડલાં રે ત્રોટી દામણીરે લોલ;
સર્વ સંભારી લેજો નંદકુમારજો; જાણ્યું જાણ્યું.
આગળથી નવ જાણ્યું મેં તો એવડુંરે લોલ,
ધરકેથી ન જાણ્યો ધુતારાનો ઢંગજો;
બાલપણાની પ્રીત અમારી પાલટીરે લોલ,
એ નિર્લજને શાને દીજે રંગજો; જાણ્યું જાણ્યું.

ધીરજની વાતો ઘરથી જાણી નહિં રે લોલ,
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણજો;
કાળજડાં કોરીને ભીંતર ભેદિયાંરે લોલ,
મીટલડીમાં માર્યાં મોહનાં બાણજો; જાણ્યું જાણ્યું.
પ્રીત કરી પરહરવું નોતું પાધરૂં રે લોલ,
થોડા દિવસમાં શું દીધાં મને સુખજો;
સ્વપ્નાનાં સુખડાંરે સ્વપ્ને વહી ગયાંરે લોલ,
દેહડલીમાં પ્રગટયાં દારુણ દુઃખજો; જાણ્યું જાણ્યું.
પૂરણ પાપ મળ્યાંરે એ અબળા તણાંરે લોલ,
જેનો પરણ્યો પરઘેર રમવા જાયજો;
અબોલડા લીધારે બાળે વેપથીરે લોલ,
તે નારીનું જોબન ઝોલાં ખાયજો; જાણ્યું જાણ્યું.
પાણીડાં પીનેરે ઘર શું પૂછિયેરે લોલ,
વેરી પિતાએ પૂરણ સાધ્યાં વેરજો;
ઉછેરી આપીરે એના હાથમાંરે લોલ,
ગળથુથીમાં ઘોળી ન પાયાં ઝેરજો; જાણ્યું જાણ્યું.
શોકલડીનાં વેણ મને બહુ સાંભરેરે લોલ,
નયણાંમાંથી છુટે જળની ધારજો;
હૈડું ન ફાટયુંરે હજુયે અમતણુંરે લોલ,
ઉર ઉપર કાંઇ ઉડયા મેઘ મલારજો; જાણ્યું જાણ્યું.
એવાં તે મેણાં શું બોલો મુખ થકીરે લોલ,
ભોળા મનની શું આણો છો ભ્રાંતજો;
નારી મત શું રાખો નારદને કહેરે લોલ,
કુળવંતી તમે કેમ કરો કલ્પાંતજો; જાણ્યું જાણ્યું.
પટરાણી તમથી બીજી પ્યારી નથીરે લોલ,
શું સતભામા કુડો આવ્યો ક્રોધજો,
કપટી નારદિયાનાં કહેણ ન માનિયેરે લોલ,
ઘણો વધારે ઘેર ઘેર જઇ વિરોધજો; જાણ્યું જાણ્યું.

સાચું જો કહું તો તમે નવ સાંભળોરે લોલ,
કહો સતભામા ખાઉં તમ આગળ સમ જો;
કાળુડા નાગને આપું આંગળીરે લોલ,
તો એ તમારૂં મન નવ માને કયમ જો. જાણ્યું જાણ્યું.
મોહનજી કહેરે સતી તમે સાંભળોરે લોલ,
કહો તો મંગાવું પારિજાતકનું ઝાડ જો;
આણીને રોપાવું તમારે આંગણેરે લોલ,
રાણી રોષ તજીને મૂકો રાડ જો. જાણ્યું જાણ્યું.
હરખીને બોલ્યાંરે હરિથી હેતશુંરે લોલ,
સતભામાને સૌકો લાગ્યાં પાય જો;
વાજાં ને વાગેરે વાંસળીરે લોલ,
ગીત ગાન ને નોત્તમ ઉચ્છવ થાય જો. જાણ્યું જાણ્યું.
કુમકુમ ને કસ્તૂરી બેહેકે કેવડોરે લોલ,
ચૂવા ચંદન ઉડે અબિલ ગુલાલ જો;
આનંદ ઓછવરે થાય અતિ ઘણોરે લોલ,
ભેર ભુંગળ ને વાજે મૃદંગ તાલ જો. જાણ્યું જાણ્યું.
રૂશણું ગાયુંરે રૂડી રીતશુંરે લોલ,
સતભામાનાં મનાવ્યાં છે મન જો;
મીરાંનો સ્વામીરે મોલ પધારિયારે લોલ,
સતભામાનાં જીવન કીધાં ધન્ય જો. જાણ્યું જાણ્યું.

---

૧૭

દવ તો લાગેલ ડુંગરમાં, કહોને ઓધાજી હવે કેમ કરીએ;
કેમ તે કરીએ, અમે કેમ કરીએ, દવ તો લાગેલ ડુંગરમાં.
કહોને. ટેક.
હાલવા જઇએ તો વહાલા હાલી ન શકીએ, બેશી રહીએ
તો અમે બળી મરીએરે. કહોને૦ ૧

આરે વરતીએ નથી ઠેકાણુંરે વહાલા, *હેરી, પરવરતીની પાંખે અમે ફરીએરે. કહોને૦ ૨

સંસાર સાગર મહાજળ ભરીયો વહાલા હેરી, બાંહેડી ઝાલો નીકર બુડી મરીએરે. કહોને૦ ૩

બાઈ મીરાંકે પ્રભુ ગિરધરનાગર હેરી, ગુરૂજી તારે તો અમે તરીએરે. કહોને૦ ૪

૧૮

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની, ટેક.
જળ જમુનામાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીરે. મને.
કાચે તે તાંતણે હરજીયે બાંધી, જેમ ખેંચે તેમ તેમનીરે. મને.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, શામળી સુરત શુભ એમનીરે. મને.

૧૯

રામ રમકડું જડિયુંરે રાણાજી, મને રામ રમકડું જડિયું. ટેક.
રૂમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું, નહિં કોઇને હાથે ઘડિયુંરે. રાણાજી.
મોટા મોટા મુનિજન મથીમથી થાકયા, કોઇ એક વિરલાને હાથે ચડીયુંરે. રાણાજી.
સુન શિખરનારે ઘાટની ઉપર, અગમ અગોચર નામ પડિયુંરે. રાણાજી.
બાઇ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, મારૂં મન શામળીયાશું જડિયુંરે. રાણાજી.

* ભજનમાં ગાનની ધૂન જમાવવા માટે એરી, હેરી, હોજી, વગેરે શબ્દો વપરાય છે તેવો શબ્દ.

૨૦

મુજ અબળાને મોટી મીરાત બાઇ, શામળો ઘરેણું સાચું રે.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હૈયેરે;
ચિત્તમાળા ચતુરભુજ ચુડલો, શિદ સોની ઘેર જઇએરે. મુજ.
ઝાંઝરીયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે;
વિછુવા ઘુઘરા રામ નારાયણના, અણુવટ અંતરજામીરે. મુજ.
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળુંરે,
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું ઘાલુંરે. મુજ.
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચુંરે;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ હરિને ચરણે જાચુંરે. મુજ.

---

૨૧

ઘેલાં ભલે થયાંરે બાઇ, મુને ઘેલામાં ગુણ લાધ્યો,
આગે તો અમે કાંઇ ન જાણતાં, મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભુલાં પડયાં ત્યારે, મારગ મળિયા માધુ. ઘેલાં.
ઘેલાંનો વાતો ઘેલાં જાણે, દુર્જનિયાં શું જાણે;
જે રસ દેવ દેવીને દુર્લભ, તે રસ ઘેલાં માણે. ઘેલાં.
ઘેલાં તો અમે હરિનાં ઘેલાં, નિર્મળ કીધાં નાથે;
પૂરવ જન્મની પ્રીતડી, અમને હરિએ ઝાલ્યાં હાથે. ઘેલાં.
ઘેલાં ઘેલાં તમે શું કરો, ઘેલાં ઘેલાંનું કરશે;
સુખનું કહેતાં દુઃખજ લાગે, તે નર કયાંથી તરશે. ઘેલાં.
ઘેલાં મટી અમે ડાહ્યાં ન થઇએ, સંતનાં શરણાં લીધાં;
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, સમજે કારજ સીધ્યાં. ઘેલાં.

૨૨

મુખડાની માયા લાગી, મોહન પ્યારા, મુખડાની૦
મુખડું મેં જોયું તારૂં, જગત તો થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂંરે—મોહન પ્યારા૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીરે—મોહન પ્યારા૦
સંસારીનું સુખ કાચું, પરણી રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઇએરે—મોહન પ્યારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે ટાળ્યોરે—મોહન પ્યારા૦
મીરાં બલિહારી તારી, આશ એક ઉર ધારી;
હવે હું તો બડભાગીરે—મોહન પ્યારા૦

૨૩

નહિંરે વિસારૂં હરિ, અંતરમાંથી, નહિંરે૦
જલ જમુનાનાં પાણીરે જાતાં,
શિર પર મટકી ધરી—અંતરમાંથી૦
આવતાં ને જતાં મારગ વચ્ચે,
અમુલખ વસ્તુ જડી—અંતરમાંથી૦
આવતાં ને જાતાં વૃંદારેવનમાં,
ચરણુ તમારે પડી—અંતરમાંથી૦
પીળાં પીતાંબર જરકસી જામો,
કેસર આડ કરી—અંતરમાંથી૦
મોર મુગટ ને કાનેરે કુંડળ,
મુખ પર મોરલી ધરી—અંતરમાંથી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
વિઠ્ઠલ વરને વરી—અંતરમાંથી૦

૨૪

**ભાલણ.**

### કરૂં થાપટ થાપટ પાણ.

કરૂં થાપટ થાપટ પાણ, કરૂં થાપટ થાપટ પાણ;
રમો રમો રઘુઆ રામ, કરૂં થાપટ થાપટ પાણ. કરૂં થાપટ.
થાપ્યા બ્રહ્મા થાપ્યા શંકર, થાપ્યા નિગમ ચાર;
વિશ્વાવસુ ને વસુધા થાપી, કોઇ ન પામે પાર. કરૂં થાપટ.
ત્રણ ભ્રાત ને માત પિતારે, ગાય ઘણી ઘર માંય;
અગમ અગોચર અતિશે ઉંડા, કરતાનાં ઘર કાંયરે. કરૂં થાપટ.
પાંપણમાં પરઠે ને સંહરે, તેને હુલાવે માત;
ભાલણ પ્રભુ રૂઘનાથજી, સર્વને કરે શાંત. કરૂં થાપટ.

---

૨૫

### ગોવિન્દને ગોપી.

છબીલા નંદના રે, તારી ચાલનો ચટકો જો;
છોરા આહીરનારે, તારા મુખનો મટકો જો. છબીલા.
ચાલનો ચટકો મુખનો મટકો, મોહિની નાંખે એમ;
કાળી તારી કાંબળીમાં, કામણ દીસે છે કેમ. છબીલા.
ચટકો તારી ચાલનો, પાવડીએ કંગર કોર;
ઘુમક ઘુમક ઘુઘર વાજે, નેનમાં નાચે મોર. છબીલા.
તાણીને બાંધે પાઘડીરે, ઢળકતો મુકે તોર;
શેરીએ લડથડતો હીંડે, મોરલી ઘનઘોર. છબીલા.
મુખ દેખાડાવીને ઘેલાં કીધાં, જાણે હવેરાં ઢોર;
ભાલણ પ્રભુ રુઘનાથજી મારાં, ચીતલડાના ચોર. છબીલા.

---

૨૬

## મોરલી વાય છે.

મોરલી વાયછે વૃન્દાવનમાં શ્રી ગોપાળ, મોરલી સાંભળવા જઇએ.
ગૌ તૃણ ચરતી રહી, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહિં, થંભી રહ્યાં વૈમાન. મોરલી૦
મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણાં ન હાલે પાન;
મોરલી રાગ રંગે સાંભળીને, યોગેશ્વરે મૂક્યાં ધ્યાન. મોરલી૦
ગુણીજન લઇ શકે નહિં, અનેક રાગ રંગ તાન;
મોરલી રંભા મેનકા ઉર્વશી, વિધાતાએ મૂક્યાં માન. મોરલી૦
યમુના જળ હાલે નહિં, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણતાં મોહી રહ્યાં, સાંભળી સુંદીર ગાન. મોરલી૦

---

૨૭

## [1]જાબાલિનું આશ્રમ.

### ( રાગ વિરાડી. )

દીઠું આશ્રમ અતિશિ રમ્ય, સ્થલના ભારિ રહ્યા નગ નમ્ય;
પુષ્પિત જાણી સદા વસંત, નવ પલ્લવ જાણી ગ્રીષ્માંત.
એલારજના વાઇ વાય, મધુકર મત્ત મધુર રવ ગાય;
સુંદર સહકારહ મંજરી કોકિલ બોલિ ચંચિ ધરી.
કેતકની રજ ઊડિ અપાર, શ્વેત શરીર થયા કૃષ્ણુશાર;
અતિથિ રાજિત દીસિ વંન, રામ ચરણિ જે થયું પાવન.
બાહારિથી મુનિ આવિ બહુ સમિધ પુષ્પ કુશ લેઈ સહૂ;
મોહન મોર તણા રવ થાય; પ્રાવૃટ ઋતુ પાસિ જણાય.

---

૧ આ કાવ્ય તથા સંખ્યાંક ૨૮, ૨૯, ૩૦ ૩૧ વાળાં કાવ્યો તે વખતની ભાષાનું સ્વરૂપ બતાવે છે. તે તે કાવ્યો માટે જોઈતા ખુલાસા માટે જુઓ ટિપ્પણ.

હોમધૂમથી નીલ આકાશ, જમ નીહાર પડ્યું પરધાસ;
વેદ ભણિ વાડવ માહાઘોષ, જાણી ગૌ હીસારવ ઘોષ.
વૈશ્વ દેવનાં જે બલિદાન, હંસ પોત પાસિ લિ માન;
મુંજ દંડ મેખલા શણગાર, કરિઇ વેદાભ્યાસ કુમાર.
કોએ કરિ વેદ વ્યાખ્યાન, કોએ કથિ છિ બ્રહ્મજ્ઞાન;
કોઇ યજ્ઞ વિદ્યા અભ્યાસ, આગમમંત્ર મર્મ ઉલ્લાસ.
મૃગનાં બાળક ઉટજ દ્વારિ રહ્યાં રૂંધી માગિ છિ આહાર;
ઋષિ પંક્તિ બોલિ છિ ત્યાગ, અંતરિક્ષ અમર રહ્યા લિ ભાગ.
કપિલ કથિત દર્શન કારિકા વાદિ ભણિ કિહી શુક સારિકા;
કૃષ્ણાજિન યજ્ઞનાં પાત્ર, સ્રુવ, સ્રુચ, ઊલી નિચાત્ર.
મુસલ, ઉલૂખલ, પ્રણિતા, ખડ્ગ, પિતૃકાજિ ધરિયાં બહુ ખગ;
કિહી લેપન કરિ દારિકા, ભસ્મ તણી પંક્તિ વારિકા.
કિહી છાણિ છાંટિ આંગણાં વિપ્ર પંક્તિઇ સેવ્યાં ઘણાં;
કો બીડા ગાંડિ રુદ્રાક્ષ, કો સ્ફાટિકની ગૂંથિ અક્ષ;
કો વીંધિઈ કમલ કાકડી, કો વિદ્રુમની માલા ઘડિ;
કોઇક શુદ્ધ કરિ છિ દ્રાખ, બિલ્વ, આંબલાં, કદલી સાખ;
કંદૅધૂ, પનસ, કોકડી, કો ઉપવીત કરિ કોકડી.
ધૂમઈ કરી મલિનતા જિહાં, ચિત્ત તણી અવરિ નહિ તિહાં.
રાતુ શુકના મુખનું રંગ, અવરિ નહિ કિહિ કોપ પ્રસંગિ;
તીક્ષણ કુશનાં અગ્ર સ્વભાવિ, નહિ કો પ્રાણિ તણા સ્વભાવ.
ચંચલતા કદલી દલિ નિત્ય, નહિ કો મુનિજન કેરિ ચિત્ત;
કોકિલનિ નેત્રિ અતિ રાગ, નહિ પરનારી ઉપરિ રાગ.
કંઠ ગ્રહણ કમંડલુ તણું, અવરિ નહિ તે આશ્રમિ ભણું;
સ્તન સ્પર્શ તે દોહોતાં ગાય, કુહુનિ કામિનીનું નવિ થાય.
ભમવું પાવક પાખલિ તહીં, શાસ્ત્ર વિવિ કો એનિ નહીં;
વસુ શબ્દ કથા માંહાં વદિ, તૃષ્ણાથી નવિ આવિ હૃદિ.
ક્રતુ દીક્ષા વિધિ કરિ વધ કર્મ અવરિ ન છાંડિ કોએ ધર્મ;

ગણુના જપમાલાની ધરિ, દેહની ગણુના કો નવિ કરિ.
યત્નિ મુનિ બાલનું નાશ, મૃત્યુઇ નહિ તે આશ્રમવાસિ;
રામનું રાગ રામાયણિ કરી, નવયૌવનથી નહિ સુંદરી;
જરા કરી મુખભંગ વિકાર, ધન અભિમાનિ નહીં લગારિ.
ભારત માંહિ શકુનિનુ ઘાત, અવરિ નહિ તેણિ વનિ વાત;
વૃદ્ધ થયાં દ્વિજ કેરુ પાત; વિભૂતિ વર્ણિ વિષિ વિખ્યાત.
શ્રીફલ વાંછા કપિનિ થાય; ઉદ્‌ભિદ મૂલ અધોગતિ જાય;
ગીત વ્યસન હરિણુનિ હોય, ભોગ સર્પનિ, અવરિ ન કોય.

---

૨૮

## રાગ-રામગ્રી.

ઉન્મત્તે! ઊતાવલી! સુણિસુંદરી, ઊઢાગ્યૂં આપ સંભાલિ ગિહિલી કુણિકરી?
કચલટ મુખ પરિ લટકતી „ કરિ કરી પાછી વાલિ „
ચંદ્રલેખાઇ ચકિત થઇ „ કાં પડિ આખડી આજ ? „
ઉપહાર કુસમ કરિથી ગિર્યા „ દર્શન કરવા કાજિ ! „
મદનાંધે મનિ સ્થિર કરુ „ ઊચૂં મેખલા દામ „
લોલે! લીલાગતિ ગ્રહુ „ કણુ પત્ર કરૂ ઠામિ „
યૌવન માતી મલપતી ! „ જૂઇ છિરે જન „
શ્યામા સતી કાં થઇ ! „ ઢાંકિ પયોધર ધંન „
નીલજ! છૂટૂં પિહિરણૂં „ સાચવિ થઈ સાવધાન „
આવિરે આવિ ઊતાવળી „ જોવા આણિ સ્થાન „
અલગી અસંતુષ્ટે! રહી „ જોવા દિ એકવાર „
તુંહજ જોઇશ કયાંહાં લગિ „ કુતૂહલિની અપાર ? „
ચંચલ હૃદયે ! ચીતવું „ દેખી તુઝ ભરતાર „
અવનૂં ઓઢયું પિશાચિણી „ એ હસિ છિ સંસાર „
ગર્વિં થં નથી દેખતી „ જોવાનું દિ માગ. „

દૂહિલિ ઊભી શું રહી ? „ દૂખશિ તાહારા પાગ ગિહિલી કુણિ કરી ?
પાધરૂં જો રે પાપિણી ! „ કાંઇ કરિષ્ઇ કટાક્ષ ? „
લલિતા ! લોક દેખી ઘણા „ લોચન વારી રાખિ „
પયોધરિ પીડી ઘણું „ પાછી રહિ લગાર „
એકલી ગૂખ રૂંધી રહી „ જોવા આપુ ઠાર „
અનંગી પરવશ્ય કરી સુણસુંદરી, કાંઇ એક આણુ સાન „
કાં ઊઢિ માહારૂં ઊઢણું ? „ પ્રીતિ થઈ અજ્ઞાન ! „
કાં દ્રોડિ વૃદ્ધ દેખતાં ? „ વારિ આપણું મંન „
આકલી આતડૂં થાઇ શું ? „ સ્વેદ વલિ અતિ તંન „
કામ જ્વરિ મુગધે ! પીડી „ ઊપાયુ અતિ રંગ „
ઢાંકુ એ, મૃગલોચની ! „ પુલકિત છિ જે અંગ „
ભાગશિ રે કટિ, કામિની ! „ શું કરિ મોડા મોડિ ? „
ચલિતે ! લોક સાંહાંમૂં જૂઇ „ અહીં અંબોડુ મ છોડિ „
હઇડૂં કાં સૂનું થયું ? „ ભૂલી ઘરની વાટ „
જૂ આગલિ નથી દેખતી ? „ નહિ મંદિર એ હાટ. „
આલસ્ય ! ધરિ બીસી રહી „ કાં લાગી એમ વાર ? „
નયન ઊઘાડુ નિરખવા „ ઓ આવિ રાજકુમાર. „
તડકુ લાગિ, તારુણિ ! „ શિર પરિ અંબર ઊઢિ. „
સતી વ્રત રાખી રહી „ એહ ગ્રંથિ મનિ છોડિ „
દેવી વાહી વામ ! તૂં „ જે પર પુરુષ ન જોય. „
કામ આવિ જાણી રતિવિના „ એહનિ ન નિરખિ કોય ? „
ઊઠિ રે શું બીસી રહી ? „ જો નિ એહનૂં રૂપ. „
શીશિ પુષ્પનું શેહરુ „ જાણી ઇંદુ અનુપ. „
કુંડલ કર્ણિ ઝલહલિ „ નિરખુ હસતા કપોલ. „
નયણિ નિરખિ પ્રેમ શું „ માધ્ય કીકી લોલ. „
મધ્ય નાયક રક્તહાર માંહિ „ જાણીઇ યૌવન રાગ „
પ્રવેશ કરંતાં દેહ માંહાં „ બાહારિ રહ્યું પરભાગ. „
વેશંપાયન શું વદિ „ હાસ્ય કરિ છિ મંદ. „

દંત દિઠા એ દીપતા ? ,, જાણી જપા માંહિ કુંદ. ગિહિલી કુણિકરી ?
રજ ઊડી લાગી કુંતલિ ,, અશ્વ ખુરા આઘાત; ,,
બલાહક લુંચ્છન કરિ ,, વસ્ત્રાંચલિ કરી વાત. ,,
એક ચરણ ઊંચુ કરી ,, કોમલ અંગુલિ રક્ત ,,
કેશવાલી ઉપરિ ધર્યું ,, લીલા લિહિર આસક્ત. ,,
ધન્ય ધન્ય તે કામિની ,, જે પામશિ ભરતાર ,,
ધન્ય દેવિ વીલાસવતી ,, અવરિ સવિ પરિવાર ,,
અવર વેષ શૂં વરણવૂં ,, જાણી કોએક દેવ ,,
માંહોમાંહિં કરિ વારતા ,, મ્યલિયા જન જે ખેવ. ,,

---

## ૨૯

## ( રાગ-રામશ્રી-યતિ ચાલ. )

સર જોઇ અહો ચાલતાં અતિ ઉત્તમ વન,
પશ્ચિમ તટિ ત્યાં સાંભળ્યું ઘણું નમિત રુદંન.
હા હા દેવ ! એ શૂં ઘટિ ? ધ્રૂજિ છિ અતિ ગાત્ર.
શબ્દનિ સન્મુખિ સાંચર્યાં વેગિ વહી નિ રાત્રિ. ધ્રુવ પદ.
પ્રગટતાં પ્રીછ્યું નહીં વેગલા સ્થલ માટિ.
લોચન ફરક્યું સાંભર્યું નીસરતાં તે વાટિ. હા હા૦
માહા નિશા ભણી મનુષ્યનું જેણિ નહિં સંચાર,
શબ્દ સુણીઈ પડવડુ ! આક્રંદ હુઈ અપાર. હા હા૦
હા હા હણ્યુ હૂં ! બાલિકે ! શું થયું ઉતપાત ?
મૂલ છેદાણું માહરાં, કર્યું વજ્રિ ઘાત ! હા હા૦
શૂં કરિ છિ પાપિયા, નિર્દય થઇનિ ? કામ !
વિપ્ર પ્રતિ કાં માંડિઊ પિશાચનૂં કામ ? હા હા૦
માહાશ્વેતા માહા પાપિણી ! દયા નહીં લગાર;
એણિ શૂં વિણસાડિઊં, જે મારિ તું ? નારિ ! હા હા૦
ઇંદુ ! દહિ છિ શા ભણી ? પાપિયા ચાંડાલ !
એક કલંક આગિ, અછિ, બીજૂં એહ વિશાલ ! હા હા૦

દક્ષિણ અનિલ! ભલું કર્યું! સીધું તુઝ કાજ!
બ્રાહ્મણનિ તાં બાલતાં વાધી અતિ લાજ! હા હા૦
હા હા શ્વેતકેતુ મુનિ! વાહાલુ તૂહ્મિ પુત્ર;
વિધાતાઇ રાખ્યું નહીં તાહારૂં ઘર સૂત્ર! હા હા૦
સરસ્વતી વિધવા થઈ! સૂનુ થયું સુરલોક!
આશ્રય રહિત તે તપ થયં! સત્ય થયું તે ફોક! હા હા૦
મિત્ર મૂકી તાં પડખિઇ, આવૂં તાં તુઝ સાથે;
વાત કરંતાં ચાલીઈ વલગી નિ એહ હાથિ. હા હા૦
ક્ષણું એ રહી નવિ સકૂં તુઝ વિણુ માહાવીર!
નિષ્ઠુર થઈ કાં નીસર્યું મૂકી મેહેલી ધીર? હા હા૦
કહિણુ એહવું કહીઇ નહીં, જાઉં કુહુનિ શરણુ?
અંધ બધિર તાં હૂં થયું, ચાલિ નહીં તાં ચરણુ. હા હા૦
દિશ સઘલી સૂની થઇ! જીવ્યૂં નિષ્ફલ દેહ!
પુંડરીક! મેહેલી મૂકી જાસુ દેઇ છેહ? હા હા૦
ઊઠિ, મિત્ર તૂં માહારા, દ્યુ નિ પ્રતિ વચન;
પ્રેમ પૂરવનું કિહાં ગયું, હતુ સાચુ જે મંનિ? હા હા૦
વાત કરું કાંઇ મનની, બોલું તાં એકવાર;
આક્રંદ કરતું સાંભલ્યું, કપિંજલ તેણિ ઠારિ. હા હા૦

---

૩૦

## પદ્મનાભ.

### પુણ્ય પ્રભાવ.

પુણ્યઇ એક આરોગિ પાન,
પુણ્યઈ ધરિ સંપ જઇ નિધાન;
પુણ્યઇ હુઇ સકુલિણી નારિ,
પુણ્યઈ રેવંત ભઝઈ બારિ.
પુણ્યવંત નઇ સહુકો નમઇ,
પુણ્યહીણ નર ભૂલુ ભમઇ;

પુણ્યઇ રોગ ન આવઈ અંગિ,
પુણ્યઇ પુરૂષ રમઇ નવરંગિ.
પુણ્યઈ અંગ ન આવઇ રીસ,
પુણ્યઇ સહૂ દીઇ આસીસ;
પુણ્યઇ વાહૂલાં નહીં વિયોગ,
પુણ્યઇ હુઈ સજન સંયોગ.
પુણ્યઇ પહિરઇ વારૂ ચીર,
પુણ્યઇ હુઇ ફૂટરાં શરીર;
પુણ્યવંતના દુષ્કૃત ટલઇ,
પુણ્યવંત નઈ ચામર ઢલઇ.
પુણ્યવંત સરિ છત્ર ધરાઇ,
પુણ્યવંત નવિ પાલા જાઇ;
પુણ્યઈ મયગલ બઝઇ બારિ,
પુણ્યવંત નવિ જાઇ હારિ,
પુણ્યઈ હુઇ નવનવા રંગ,
પુણ્યઇ સુણીઈ વેણિ મૃદંગ;
પુણ્યઇ સુઇઈ તલાઇ ખાટ,
પુણ્યઇ બોલઈ કીરતિ ભાટ.
પુણ્યઇ ઘરિ નવિ ખૂટિ ધાન,
પુણ્યઇ હુઇ પુત્ર સંતાન;
પુણ્યઈ કરિ રા દીઇ માન,
પુણ્યઇ હુઇ પાધરા પ્રધાન.
પુણ્યઈ ઘરીઇ સોનાં સાર,
પુણ્યઇ પહિરીઇ મોતી હાર;
પુણ્યઇ પામીઇ વિદ્યા વલી,
પુણ્યઇ હુઇ કીરતી ઊજલી.
પુણ્યવંત ઘરિ ત્રિણિ વાર,
અઠોતર સત મંગલાવાર;

પુણ્યઇ મુખિ નવિ ટ્ડુર્ક ચવઇ,
પુણ્યવંત પૃથ્વી ભોગવઈ.
પુણ્યઈ પુણ્ય કરિ આદરિ,
નિતુ દીવાલી પુણ્યઈ કરી;
જે જે આણ્યા વાનર વીર,
પુણ્યઈ પત્થર તરીયા નીર.
પુણ્યઇ અણુયુગતું સંભવિ,
રામિ રાક્ષસ માર્યા સવિ;
કૌરવ કુડિ ન સીધૂં કાજ,
પુણ્યઇ પાંડવ પામ્યા રાજ.
પુણ્ય પ્રસંસા પુહુવિં કરી,
પદ્મનાભ પંડિત વિસ્તરી;
કાન્હડદે નઇ પુણ્યઈ કરી;
જગિ જય દીધુ આસ્યા પુરી.

---

## ૩૧

## સેજવાલે ગઢ કીધું ઘાત.

### ( પવાડો. )

આઠ વરસ માંહિ આઠ દિહ થાકિઇ તુરકે કરી સન્નાઇ;
'પાછાં કટક સહુકો ચાલુ' મલિકિ દીસિ ફુરમાઇ.
જહીંઈ સીંહ મલિક ગઢ ઉપરિ બંદી ખાણિ રહાવિ;
સેજવાલ તેહનુ સગપણુ જાણુ હાથિ મોકલાવી.
વીકી નાટરડકની વાવિં સીંહ મલિક તેડાવિઉ;
આધી રાતિ લષી છપંતુ સુહડિં મલવા આવિઉ.
વીકુ ભણિ, 'પાછા જાયિઉ, વચન કહિસં વેદ;
જુ અહ્મ પાતસાહ ગઢ આપિ, તુ દેખાડૂં ભેદ.'

રૂડુ ભવાડી જમલુ રાખી કરૂ બોલ પ્રમાણ.
મલિક ભણિ, 'જે બોલ અહ્મારિ તે માને ફુરમાણ.'

( ચૂપઈ. )

સેજવાલ કાઢિ કારણુ કરી પાપી પાપબુદ્ધિ આદરી;
લોભિ એક વિટાલિ આપ, લોભિ એક કરી ઘણુ પાપ.

× × × ×

લોભિ ધર્મ લોપ આદરઇ, લોભિ સગાં સહોદર મરઇ;
લોભિ એક નર પાડઇ વાટ, મારઇ વિપ્ર નગારી ભાટ.
લોભિ એક નર છંડિ માન, નીચ તણિ ઘરિ ખાઇ ધાન;
લોભિ એક તણું મન રાખિ, લોભિ એક દીઇ કુડી સાખિ.
સેજવાલ મનિ એવડુ લોભ, પાપ તણુ મનિ નાણુ ક્ષોભ;
હૈયા સરિસુ વિમાસી જેઇ લોભ સમુ નવિ મિલુ કોઇ.
લોભ વિહુણુ જે નર સરઈ પદ્મનાભ તેહ પૂજા કરઈ;
સીંહ મલિક તે રાતિજ માંહિ સેજવાલનિ દેઈ કલાહિ.
વલી લોભ દેખાડિયા ઘણા, ટંકા આપિયા સોના તણા;
કટક ચેડવા કલીઉ મેલ, વેગિં ગઢિ પડિસિ ભેલ.
લાધું સુપન તેણુઇ વાર, બ્રાહ્મણુ દેખી કરિઉ જુહાર;
પૂછિ રાય, 'કવણુ તું નર'? 'વિપ્ર વેપિ હું ગઢ જાલ્હોર.
ચડિગા કટક જુ માહરી પૂઠિ, ગઢ ભેલાણુ વહિસુ ઊઠિ;
અછિ પાપ માહરિ જેતલું, હું ભોગવિસુ કાલ તેતલું.
પુણ્યવંત પ્રીતિ પામસિ, વલી વંશ ગઢિ તાહરુ હસિ;'
પાછું વિપ્ર ગ્યું સાંચરી, સુપન દેખાડિ આશાપુરી.
કીહિ, 'પીડિ અમે જાસ્યું આજ જે વાંછ્યું તે સીધ્યાં કાજ;
વલી વંશ નર તાહરિ કોઇ માહરિ વચનિ પામસિ સોઇ.'
વલી ગણેશ વુહુણા માંહિ એહજ વાત જણાવી રાઇ;
ચુથું સપન રાય જવ લહિ, કાન્હ સ્વામિ અઈમ આવી કહિ.
એહ વાત ચતુર્મુખિ કહી, રાય વિચારી સાચૂં સહી;
કમાલદીન મલિક સુપ્રમાણુ સેજવાલ થિઉ આગેવાણુ.

માહલી રાતિ મલિક દડવડી કાન્હમે ગઢિ ચાલિઉ ચર્મ;
આગલિ થિકુ વીકમસી ગયઉ, હસિઉ બોલ ધરણી પ્રતિ કહિઉ.
હીરા દેવિ ભણિ, 'ચંડાલ સૂં મુખ દેખાડી તું કાલ ?
જેહ પસાઈ કીધાં રાજ તેહણું તે વિણુસાડ્યું કાજ !
એક ડીલ નઇ કારણિ આજ ગઢ ભેલાણ્યુ, લોપી લાજ !
જે નરનિ છિ કરિ પ્રતિપાલ દૂધ તેહનું પીઇ બિડાલ ?'
કરિ રીસ ઊભી ઘર બારિ ગઢિ દલ ચઢતાં દેખી નારિ;
હસિઉં બોલ હીરાદે ભણિઉ, સેજવાલ ત્રંબાલુ હણિઉ.
સાસન આવિ એ અહિનાણુ પડિઉ ધરાતલિ ગયા પરાણ;
અબલા અંગિ એતલિ આહિ હીરાદેવિ ગઈ ગઢ માંહિ.
રાઉલ ભણિ ગઇ પાધરી ઊભી રહી વીનતી કરી;
'રાઉલ ? ઊધારિઉ વાત સેજવાલે ગઢ કીધું ઘાત.

---

### ૩૨

## અખો.

### સાંતીડાનું ભજન.

સાંતીડું જોડીને સમજાવીયે, રૂડાં રામનાં બીજ લઇ વાવીયે. ટેક. ૧
દયા મયાના ડોળીયા પ્રાણી, પ્રેમનાં જોતર વાળ, પ્રાણી પ્રેમનાં જોતર વાળ;
રાસ લેજે ગુરૂ જ્ઞાનની તારે, સંત પરોણો હાથ. સાંતીડું જોડીને. ૨
પેહેલી ગણ પધોરની પ્રાણી, કાળનાં ગુંડાં કાઢ, પ્રાણી કાળનાં ગુંડાં કાઢ;
બીજી ગણ, બહુનામીની તારાં, પાપ સમુળાં જાય, સાંતીડું જો૦ ૩
ત્રીજી ગણ ત્રિભોવનની પ્રાણી, ત્રષ્ણા બેડી ટાળ, પ્રાણી ત્રષ્ણા બેડી ટાળ;
ચોથી ગણ ચત્રભુજની તારાં, ખેતર આવ્યાં તાર. સાંતીડું જો૦ ૪
ત્રાટકતિ આવી વાવણી ભાઇ, સતની ઓરણી બાંધ, પ્રાણી સતની ઓરણી બાંધ;
પાંચ આંગળીયે પુરજે તારે, લાખે લેખાં થાય. સાંતીડું જોડીને૦ ૫
ઊગીને જયારે ઓળે ચઢ્યું પ્રાણી, વાડની મકર વેલ, પ્રાણી વાડની મકરવેલ;
ચોયે દિશાએ રાખ સુરતા, એથી પાકશે રૂપારેલ. સાંતીડું જો૦ ૬

પોંક આવ્યો હવે પાકશે પ્રાણી, મનનો મેડો નાખ, પ્રાણી મનનો મેડો નાંખ;
ગોફણુ લેજે જ્ઞાનની ભાઈ, પ્રેમના ગોળા ફેંક. સાંતીડું જોડીને૦ ૭
ઢાળીડો આવ્યો ઢાળવા પ્રાણી, ઢાળ ભરેલી થાય, પ્રાણી ઢાળ ભરેલી થાય;
ખાઓ પીઓ ધન વાવરો એનો ભોગ ભગવાનને જાય. સાંડીડું૦ ૮
ગાણું ગાજે હવે જ્ઞાનનું ભાઇ, હૈયાની હુંપદ હાર, પ્રાણી હૈયાની હુંપદ હાર;
અખો ભગત કહે પ્રભુ ભજ્યા વિના, નહિ ઉતરો ભવપાર;
સાંતીડું જોડીને સમજાવિયે, રૂડાં રામનાં બીજ લઇ વાવીયે૦

૩૩

## અક્ષય લીલા.

### ( રાગ સામગ્રી )

સંતોરે વનસ્પતિ ફૂલી, માયા કેરા ધામમાં;
ઘર ગયો છે ભુલી, સંતોરે વનસ્પતિ ફૂલી. સંતોરે૦ ૧
વણુ ખેડુ વણુ વરખડો, જઇ ગગનમાહે મોર્યો;
ફાલ્યો ફૂલ્યો બહુ ફલ્યો, ત્રિલોકમાં ફોર્યો. સંતોરે૦ ૨
પગ વિન્યા પગ કાઢવો, વણુ વાટે દીવો બાળો;
જે ઘર જાવું મુઆ પછી, તે ઘર જીવતાં નિહાળો. સંતોરે૦ ૩
[1]પપીલ થઇને પરવરો, ઘર ધન જેમ ફેડે;
જે ફળ છે અગમ અગોચર, તે ફળ વિરલા વેડે. સંતોરે૦ ૪
ઘટ ઘુંઘટ ઘેરી રહ્યો, માયા શું મન બાંધો;
ઘટ ઘુંઘટ અળગો કરો, તે સાંઈ આપે લાધો. સંતોરે૦ ૫
અનેક પદવી ઉપરે, અક્ષર એક સૂઝે;
અક્ષરે અક્ષર ઉતરે, અખો એ અક્ષય બૂઝે. સંતોરે૦ ૬

---

૧ પિપીલિકા=કીડી.

૩૪

## પદ.

( રાગ સામગ્રી. )

ભાઇરે સ્વયંપદ તે સાચું, સહજ સુન સમ્યા વિના;
જાણો સર્વે કાચું, સંતોરે સ્વયંપદ તે સાચું. ભાઇરે. ટેક. ૧
કાચું મન એમ જાણવું, જેમ અધકાચો પારો;
સુધ નિરાસ થયા વિના, ન હોય નિસતારો. ભાઇરે. ૨
જોગ જાગ તીર્થ વ્રત, એ કૃત છે મનનું;
મન ઉભે સર્વે ખરો, મન બીજ છે તનનું. ભાઇરે. ૩
બીજ બળે નહીં જ્યાં લગે, ત્યાં લગે ઊગે;
થિયાને થિરતા નહીં, ફરે તે જુગાજુગે. ભાઇરે. ૪
અનુભવ એવોરે કીજીએ, જેણે મનની જડ જાય;
મન મુઆ પછે માનવી, વસ્તુ રૂપજ થાય. ભાઇરે. ૫
સાધન એવુંરે સાધિયે, અણલિંગીને આસે;
મહાપુરૂષ મુક્ત હુવા, તે તો એજ અભ્યાસે. ભાઇરે. ૬
ખગાકાર વિના ખગ વિષે, ભાઇરે ન રહેવાય;
લિંગ ચતુષ્ટે તો ગળે, જો ખગવત થાય. ભાઇરે. ૭
તત્વજ્ઞાની સ્વયં તત્ત્વને, એણી પેરે જાણે;
અખો સમજી ત્યાં સમ્યો, જેને વેદ વખાણે. ભાઇરે. ૮

---

૩૫

## બ્રહ્મ લેહમાં જાગવા વિષે.

### પ્રભાતિયું.

રામ તું રામ તું નામ જેનું જપે, ધામનું ધરયું શોધ આળે;
જાગ્યા વિના જંજાલ તે તો ગળે પડ્યું, તારે તે નીકળે જારે હુંજ ટાળે. રામ૦ ૧

છીપને શોધતાં મોતી માંહે મળે, ઉપર ખોળે તે અજાણે;
જીવનો જપ કરે એવું મન આચરે, મરમ સમજે નહીં માયા તાણે.
રામ૦ ૨

નામ ને ઠામ જેને ગામ ઘર નહીં મલે, જે પરઠવે તે પરપંચમાં હાલ્યું;
તે વિષે ઉગી ઉગી સહુ આથમે, કોટ બ્રહ્માંડનું મૂલ જ્યાં લાગ્યું.
રામ૦ ૩

જાગ્યા જગદિશ એણીપેરે ગણે, ઉંઘ ઉરમી તણી વાત અળગી;
પ્રત્યક્ષ પ્રમાણ પ્રભુને એમ ભોગવે, અંધ પરંપરાને રહે વળગી.
રામ૦ ૪

વાહણું વાયું સંત નરને ખરૂં, બીજાને સરવરી વહે સદાએ;
સુરજ સરખો સહુને માથે તપે, પણ જાગી જુએ અખા તે સહુરાએ.
રામ૦ ૫

---

## ૩૬

## (રાગ પ્રભાતીઆનો.)

સમજી સિદ્ધાંતને સાર ગ્રહી શ્રા સુણી, બેસ પુરો થઇ નિજ લાભે;
ઉત્તમ ને મધ્યમ વાણી બહુ વિશ્વમાં, તે ભોમી વિકાર નહીં લાગે આભે.
સમ૦ ૧

પિંડ પિંડના કત ઉમાં હશે, ત્યાં લગે દેખશે લોક દહીને;
નિંદાને સ્તુતિ સરખી ચાલે વિશ્વમાં, રખેરે મન તું વળગ તેને.
સમ૦ ૨

નિર્ગુણ કથતો કબીર બહુ પરભવ્યો, સગુણ ગાતો નરસિંહ મેતો;
સત્ય પાળતો રાજા હરિશ્ચંદ્રને દમ્યો, પ્રહ્લાદ પીડયો બહુ વૈષ્ણવ કેતો.
સમ૦ ૩

જે ભક્તિ આદરે તેની વિશ્વ નિંદા કરે, ભક્તને જગતની રીત અવળી;
પયપાન કરાવતા જેમ વચ્છ ચકને દમે, એમ જગતની રીત નહોય સવળી.
સમ૦ ૪

એકલો ભક્ત તે જગત નિર્મલ જુએ, ને જગત ભક્તને દોષ થાપે;
એ માયા વિલાસ તું જાણી રહેની અખા, વસ્તુ વિચાર કર નાવે માપે.
સમ૦ ૫

---

૩૭

પદ.

( રાગ મેવાડો. )

સમજણ વિનારે સુખ નહીં તુજનેરે, વસ્તુ ગતિ કેમ કરી ઓળખાય;
આપમાં દિસે છેરે આપનો આતમારે, તેણે કાંઈ જીવપણું નવ જાય.
સ૦ ૧

રવિ રવિ કરતાંરે રજની નહિ મટેરે, અંધારૂં તો ઉગ્યા પૂઠે જાય;
રૂદે રવિ ઉગેરે નિજ ગુરૂ જ્ઞાનનોરે, થનાર હોય તે સહેજે થાય.
સ૦ ૨

જળ જળ કરતાંરે તૃષ્ણા નવ ટળેરે, ભોજન કહેતાં ન ભાગે ભૂખ;
પ્રેમરસ પીતાંરે તૃષ્ણા તુરત ટળેરે, એમ મહા જ્ઞાનિઓ બોલે છે મુખ.
સ૦ ૩

પારસમણિ વિનારે જે પથરા મળેરે, તેણે કાંઇ કાંચન તો નવ થાય;
સમજણ વિનારે જે સાધન કરેરે, તેણે કાંઇ જીવપણું નવ જાય.
સ૦ ૪

દશ મણ અગ્નિરે લખીએ કાગળેરે, એ લઇ રૂમાં જો અલપાય;
એની ઉષ્ણતાયેરે રૂ નથી દાઝતુંરે, રતિ એક સાચે પ્રલયજ થાય.
સ૦ ૫

જીવપણું મટેરે અનહદ ચિંતવ્યેરે, એ તો વાણી રહિત છેરે વિચાર;
જે જે નર સમજ્યારે તે તો ત્યાં સમ્યારે, કહે અખો ઉતર્યા તેલે પાર.
સ૦ ૬

---

૩૮

## પૂર્ણ પરમાનંદ.

( રાગ ધન્યાશ્રી. )

અભિનવો આનંદ આજ, અગોચર ગોચર હવું એ;
પરપંચ પાર મહારાજ, તે પૂરણ બ્રહ્મ હું સ્તવું એ.
હરિહર અજ ભુવનેશ, તે તણો ઇશ અજાપતિ એ;
તે જાણો અંગ ઇશ, જેને ગાય નિત્ય શ્રુતિ એ.
સ્વે ચૈતન્ય ધનરાય, શૂન્યમાં સોહામણો એ;
તે નાવે વાણી માંહે, તે નહિ વિરાટ ને વામણો એ.
તે જાએ ન આવે કયાંહી, સ્થિર પૂરણ અવિનાશ છે એ;
લિંગ ભંગ તેમાં નહિ, જે વડે આકાશ છે એ.
એ જાણે જાયે જંજાલ, યથારથ જેમ તેમ થયું એ;
જિહાં કર્મ ન લાગે કાલ, સભર ભરાઇ તે રહ્યું એ.
તિહાં હવું મન લેલીન, જઇ ચૈતન્ય સભર ભર્યું એ;
નહિ કો દાતા દીન, તન મન સહજે સજ થયું એ.
પ્રગટયાં કોટિ કલ્યાણ, આપાપાર વિણસે રહ્યું એ;
સદા સદોદિત ભાણ, ઉદય અસ્ત આ કારણ ગયું એ.
કરે અખો આનંદ, અનુભવને લહેવા તણો એ;
એવો પૂર્ણ પરમાનંદ, નિત્ય સરાઉં અતિ ઘણો એ.

---

૩૯

( રાગ ધન્યાશ્રી. )

નરને ઉપજે દ્રઢ વૈરાગજી, તેના ટળે દ્વેષને રાગજી;
આરત કરી મન વિષે આગજી, નહીં આતુરતા કહેવા લાગજી.

પૂર્વછાયા.

આતુરતા મન અતિ ઘણી, જેમ મીન વિછર્યું નીરથી;
એ જ્ઞાનસિંચાણો લઈ ચઢગો, તેણે દૂર નાખ્યું તીરથી.

તરફડે તલપે અતિ ઘણું, વિરહ સૂરજ શિર તપે;
સંસાર રૂપી ભૂમિ તાતી, નીર નીર અહર્નિશ જપે.
કાલસિંચાણો શિરે ભમે, તે તેની દ્રષ્ટે પડે;
નીર વેહોણું વપુ દાઝે, ઝાળ લાગે ને તડફડે.
નયણે તે નીર દેખે નહીં, કળકળે કાળજ બળે;
પેટ પૂંઠે પાસું વાળે, જેમ પડે તેમ દાઝે જળે.
કામ ધેનુના પય વિષે, જો કોઇ મૂકે તેહને;
તોયે આપદા ન ટળે મકરને, વારિ વહાલું જેહને.
વૈરાગ ઘણો ઉપન્યો શરીરે, તેણે કાળજ કોર્યું માંહેથી;
બ્રેહતણો તાપ તપે તનમાં, તે નર જીવે ક્યાંહેથી.
નાના વિધનાં ભક્ષ ભોજન, તેને દીઠાં નવ ગમે;
સંસાર રૂપી ભૂખ લાગી, ઉભા થાતાં તન ભમે.
નિર્વેદ ઉપન્યો નર વિષે, તે જીવપણે જીવે નહીં;
તે મરી જીવે મન વડે, જેમ કીટ ભમરી હોયે સહી.
જેમ ઉધઇ ખાયે કાષ્ઠને, તેનું કૃષ્ણાગર થૈ પરવરે;
તેમ વિરહ વૈરાગ્ય જેને ભખે, તે નર હરિ થાએ શિરે.
કહે અખો સહુકો સુણો, નિર્વેદ ટાળે જંતને;
જે નરને ઉપજે ચેતના, તે સેવે હરિ ગુરૂ સંતને.

---

## ૪૦

વિરહ વૈરાગ્યે જેવું મન તપેજી, તે રૂં રૂં માંહે હરિ હરિ જપેજી;
સદ્‌ગુરૂ ચરણે આપોપું અર્પેજી, પરબ્રહ્મ રહેને પોતે ખપેજી.

### પૂર્વછાયા.

પરબ્રહ્મ રહે ને પોતે ખપે, તેનો ભેદ કહું તે સુણો;
તે વચન માને ગુરૂ તણું, ને ભાવ ભરોંસો અતિ ઘણો.
ગુરૂ કહે રામ રમે સકલમાં, સર્વાવાસ સ્વામી ભર્યો;
એવું સાંભળતાં મહા વચન માન્યું, ભક્તિ ઉપર આદર કર્યો.

તે હરિ હરિ દેખે સકલમાં, જેને જીવ જીવ કરી દેખતો;
હરિ જાણી હેત કરે સકલમાં, પહેલાં જે ઉવેખતો.
હરિ જાણ્ય થકે ભક્તિ થાએ, તેજ ભક્તિ જાણો ખરી;
અજાણે જે આચરે, તેને દ્રોહ થાએ પાછો ફરી.
સદ્‌ગુરૂનાં વચન સુણીને, ભક્તિ જેને ઉપજે;
અચિર કાલ તે પામે આત્મા, સદ્‌ગુરૂ વચને જો ભજે.
ભાઇ ભક્તિ જેવી પંખણી, જેને જ્ઞાન વૈરાગ્ય એક પાંખ છે;
ચિદાકાશ માંહે તેજ ઉડે, જેને સદ્‌ગુરૂ રૂપી આંખ છે.
દેખે નેત્ર પરબ્રહ્મનાં, પરબ્રહ્મનો કર્ણ માત્ર;
પાદ પાણિ પરબ્રહ્મનાં, પરબ્રહ્મ દાતા ને પાત્ર.
જલે પરબ્રહ્મ સ્થલે પરબ્રહ્મ, સ્વર્ગ મૃત્યુ પાતાળે;
ગિરિ ગહ્વર વન વાટિકા, પરબ્રહ્મ જાળે ને માળે.
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલું, એમ દેખે ભરપૂર;
જિહાં તિહાં દેખે હરિ ભાઇ, જેનાં પડળ થયાં છે દૂર.
કહે અખો સહુકો સુણો, ભક્તિ આવી તે જંતને;
એવાં શુદ્ધ ભજનને પામવા, તમે સેવો હરિ ગુરૂ સંતને.

---

## ૪૨

## માયાનું નાટક.

### (છપ્પા.)

નાટકનો એમ નીપજે ભેદ, હું નથી કહેતો કહે છે વેદ;
જેને સ્વસ્વરૂપ પામ્યાનો અર્થ, માયા મોહ કરવો હોય વ્યર્થ;
પ્રગટ પ્રમાણુ કહે છે અખો, જાણો તે એ પેરે લખો.
સુખિયા દુઃખિયા દીસે બહુ, પણ માયાના કીધા છે સહુ;
સુખિયા પલમાં દુઃખિયા થાય, ધન તન લજ્જા ફીટી જાય;
રંક હોય તે થાએ રાય, અખા એહ માયા મહિમાય.

માયાનાં મર્કટ સહુ લોક, પલકે સુખ ને પલકે શોક;
કપિને જેમ શણગાર્યો નટે, ભીખ મગાવે રહ્યો ચૌવટે;
અખા લે સર્વે ઉદાલ્ય, કંઠે દોરડી પુંઠે કાળ.
પલકે રિધ સિધ આવે ઘણી, જીવ જાણે હું સૌનો ધણી;
જેમ વરઘોડે મળિ બહુ વના, પલક રહીને થાએ ફના;
અખા માયા કરે ફજેત, ખાતાં ખાંડ ને ચાવતાં રેત.
નાટક ચાલે માયા તણું, સકળ જીવ શણગારી ઘણું;
કાળ ફેરવે ચૌદ ચાવટે, એકને આપે એકનું ઝટે;
અખા વગોવે માયા કાળ, જાણ પંડિત શ્રીમંત ભૂપાળ.
બાળક જેમ રમાડે શ્વાન, દૂર થકી દેખાડે ધાન;
પુંછ હલાવે ચાટે લાળ, ઉંચું કરી ભરાવે ફાળ;
લલચાવ્યો દેશાંતર જાય, અખા એમ રમાડે માય.
આશા જનને બહુ પરભવે, દેવ આગળ જઇ દુઃખ દાખવે;
દશે આંગળાં મુખમાં ધરે, દીન વચન નેત્રે નિર ભરે;
ત્યાંથી ટાંક ન પામે ધૂળ, અખા લાલચે ન મળે મૂળ.
કહે અમને કોણ શકે છેતરી, એવું બાંધે બરદ આફરી.
ક્ષણે ક્ષણે લુંટાતો જાય, ધન તન સજ્જન સૌને ખાય;
છાનો નહીં પ્રગટે ઠગે કાળ, પંડિત જાણુ શ્રીમંત ભૂપાળ.
ઝોંટી લે રાજાનાં રાજ, તપસીનાં તપ કરે અકાજ;
શ્રીમંત કેરાં ધનને હરે, પંડિતની વિદ્યા ભક્ષ કરે.
યુવતીનાં યૌવન હરે કાળ, તોય અખા નવ જાગે બાળ.
કાગળમાંથી જાય કપુર, શોકે સૌને એનું નૂર;
ગર્વ ગાંઠથી મોહે અજાણ, સૌને પીલે એકજ ઘાણ;
ખોખાં કરી નાંખે તત્કાળ, અખા એવો કરડો કાળ.
ઘોડાપૂર આવે જેમ નદી, ક્ષણમાં સંપત દીસે વધી;
પળમાં તેનો થાયે વરો, જેવો છાશ તણો આફરો;
એમ સંસાર આવે ને જાય, અખા તેને ક્યાં પ્રતિવાય.
સહિત દેહ વૈકુંઠ ગયા રામ, કુળ લઇ કૃષ્ણ પહોંતા નિજ ધામ,

પ્રાકૃત જીવ તણી શી વાત, મોટે ઠામે ઘાલ્યો ઘાટ;
થયો પદારથ ટાળે કાળ, વળગ અખા નિર્ગુણની ચાલ.
પુન્ય પાપ લખિયાં ઋષિજને, જેણે જેવું માન્યું મને;
બ્રાહ્મણ કહે સત્ય કરવા યજ્ઞ, પશુ વધ કીધે હોય પુન્ય.
જૈન કહે એ હિંસા પાપ, અખા ધર્મ પણ જુજવા થાપ.
લખ્યા પ્રમાણે સહુકો વેદ, ધર્મ રાખવો સૌને હદે;
બોલ્યું ન મળે કેનું એક, આપ આપણી રાખે ટેક;
જાંગડ રાખી સૌ ઓચરે, અખા સહુકો વદતા મરે.
માણસપેં દેવ ઉત્તમ લખે, ત્યાં મદ્ય માંસને ભખે;
તેને માથે ન ગણે પાપ, બળી આપીને સૌ કહે બાપ.
અખા ગહન એ ચાલ્યું જાય, રામ જાણે નિસ્તારો થાય.

---

૪૨

## પ્રપંચ અંગ.

(છપ્પા.)

કહે અખો હું ઘણુંએ રટયો, હરિને કાજે મન આવટયો;
ઘણાં કૃત્ય કર્યાં મેં બાળ, તોય ન ભાગી મનની દાઝ.
દર્શન વેષ જોઇ બહુ રહ્યો, પછે ગુરુ કરવાને ગોકુળ ગયો;
ગુરુ કર્યા મેં ગોકુલનાથ, ગુરુએ મુજને ઘાલી નાથ.
મન મનાવી સદ્ગુરૂ થયો, પણ વિચાર નગરાનો રયો;
વિચાર કહે પામ્યો શું અખા, જન્મ જન્મનો ક્યાં છે સખા.
બહુ કાળ હું રોતો રયો, આવી અચાનક હરિ પ્રગટ થયો;
ત્રણ મહા પુરુષ ને ચોથો આપ, જેનો ન થાય વેદે ઉથાપ.
અખે ઉર અંતર લીધો જાણ, ત્યાર પછી ઉઘડી મુજ વાણ;
પરાત્પર બ્રહ્મ પ્રગટ થયા, ગુણ દોષો તે દિનના ગયાઃ
અચ્યુત આવ્યાનું એ એંધાણ, ચર્ચ્યું ન ચાવે અખો અજાણ;
જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે.

૪૩

## બુદ્ધિ પ્રમાણે વાંચે રહ્યા.

( છપ્પા. )

બહુ સામર્થ્ય હોય છે જ્યાં, બુધનું બળ નહિ ચાલે ત્યાં;
દેવી દેવ રાક્ષસ સિદ્ધિવંત, તેનાં ચરિત્ર ન સમજે જંત.
તેને શિર ન ગણાએ પાપ, અખા બુધ્ય લગણ આલાપ.
બુદ્ધિ પ્રમાણે લખી લખી ગયા, બુદ્ધિ પ્રમાણે વાંચે રહ્યા;
બુદ્ધિ પ્રમાણે સૌ સાંભળે, બુધ્યાતીતથી સૌ ચળવળે;
તેને અખા સમજે જે કોય, પરાતીતથી પોષણ હોય.
જેમ અરૂપ અગ્નિ રહે ચમક વિષે, પ્રગટ થયા પછિ સહુ લખે;
રૂપ ધરી બહુ પરાક્રમ કરે, બુધ્ય વિલાસ સહુકો આદરે;
પણ પ્રગટયાને કાળની દધા, અરૂપ અખા સદોદિત સદા.
અરૂપી અગોચરથી બળ કરે, દ્રુમ વિષે જેમ નિર પરવરે;
થડ મૂળ શાખા પત્રને ફૂલ, રગો રગે નીર ચડયું અમૂલ;
પાણી સદા અખા અવિનાશ, પણ થઈ આવ્યું તે થાએ નાશ.
પ્રાયઃ પરમેશ્વર છે મનાતીત, પાણીથી અગળેરું શીત;
શીત યોગે જેમ નીર જમાય, તે ઉપર સૌ હીંડી જાય.
વસ્તુ વડે એમ જાણો મન, એમ અખા સમજે હરિજંન.
જળ જામે તે જળ વિચરે, તે બાંધી અવની પરવરે;
હીમ ન દીસે તેમાં રંચ, તેમ એ જાણો મનના સંચ;
ત્યાં હીમ તેમ ત્યાં રામ, અખા મન સત્તાનાં કામ.

---

૪૪

## ક્ષમા અંગ.

(છપ્પા.)

પૂજંતાં પ્રતિમા ગુણ સેજ, પણ બોલતી મૂર્તિમાં હરિ છેજ;
જડ મૂર્તિ મુખ બોલે નહીં, ચેતન રહે તુજ સેવા સહી;

પિંડ ન જોઇશ જોજે વસ્ત, અખા મળે હરિ હસ્તેહસ્ત.
અખિલ જગત્ મૂર્તિ રામની, મહા જ્ઞાનીની મૂરત કામની;
જડથી ચેતન મૂરત ભલી, જ્ઞાનિ મૂરત સર્વોપરી;
કારણ તેનું એક વિશેષ, અખા હું ન મળે જ્યાં શેષ.
કોટિ વર્ષ પ્રતિમા પૂજિયે, પણ જ્ઞાની મૂરત પામી સેવિયે;
પોતા સરખો હરિજન કરે, મોટું માતમ જ્ઞાતા ધરે.
જડ ચૈતન્ય ગમે તે પૂજ, અખા સેવન તેની સૂજ;
દીસે સૌ સરખાં વરતંત, ખાતાં પીતાં મરતાં જંત;
એક અધિકતા જ્ઞાની ધરે, હરિશું વૃત્ય સ્વતંત્રજ કરે;
અખા તે વૃત્યમાં બહુ ભાવ, જળને ભારે તર્યું જાય નાવ.
સોળે અંશે હરિ જાણી હદે, જેની વાણી બીજું નવ વદે;
જેમ અગ્નિથી દિવો થયો, દીવામાં દાવાનલ રહ્યો;
તે માટે હરિજન સ્વે હરી, અખા રખે કો પૂછો ફરી.

---

૪૫

## ભાષા અંગ.

( છપ્પા. )

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જિતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઇ પ્રાકૃતમાંથી નાશી ગયું.
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર.
સંસ્કૃત પ્રાકૃત જે વડે ભણે, જેમ કાષ્ઠ વિષે રહ્યો બાથા કણે;
તે છોડ્યાં બાણો નાવે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ;
બધા દામ વેપારી લખે, અખા વ્યાજ નોય છૂટા પખે.
હરખે કરખે અનુભવ કક્ષા, આકાશ ભીદરમાં વરતે દશે દિશા;
જ્યારે જેનું રાજ જ જાણ, ત્યારે માનવી તેની આણ;
જ્ઞાન ગગનમાં નોહે દેશ કાળ, એ તો અખા અજાણ્યા બોલે આળ.
જેમ દુધે દીવ્ય દિસોટા થાય, તોલ ન વધે આકાશ રુંધાય.

જેમ અગ્નિ જોગે જળ ઉભરે, તેમ તત્ત્વે તત્ત્વ જગત અવતરે;
વકર્યાં તત્ત્વ ધરે રૂપ નામ, અખા ઉત્પત્ત લે ડામનું નામ.

---

૪૬

## પંડિત અને સંત.

### ( છપ્પા. )

ભકત તો તે જે પ્રીછી ભજે, ફોતરાં ભાંગે નહીં તાંદુળ તજે;
સર્વાવાસ લહે હરિ મળે, નહીં તો એઠો કંકોડી દળે;
એક સ્વામી સઘળે વિસ્તરો, એમ અખા જાણો તે કરો.
ખટપટને ખટપટવા દે, તું અળગો આવી પ્રીછી લે;
જંગી ઢોલ ઘણા ગડગડે, ત્યાં ઝીણી વાત કાને નવ પડે;
નિરદાવાના જનને ખોળ, તે અખા બેસાડે બોલે બોલ.
પાને પોથે લખિયા હરિ, જેમ વેળુમાં ખાંડ વિખરી;
સંતે ખાધી કીડી થઇ, અને વંચકે તો સુબુદ્ધિ વહી;
તે માટે તે તેવા રહ્યા, અખા સંગ પારંગત થયા.
ભણ્યું ગણ્યું તે એટલું કરે, જેમ બેસે વાયુ સુકડય વેતરે;
તેણે ફળે કરી પંડિત પુજ્ય, સંતને સુકડયની પડ સુજ્ય;
સંત તેજ હરિ ધનના ધણી, અખા ગત્ય આપે આપણી.
પંડિત તે વિદ્યા કર્પણી, સંત તો છે તે ફળના ધણી;
બી પાણી હરિનું નિર્ધાર, ઉપાય કરાવી આપે આહાર;
અખા ભોગ ભોગીને કાજ, વઢે સેવક રાજાને રાજ.

---

૪૭

## છુટક છપ્પા.

જ્ઞાની શૂર સોકો થઈ ફરે, સુભટ તે જે અવસરે મરેઃ
સુખે ઘેર બેઠા સૌ જાણ, પણ વરને જે થોભે ઘમસાણ;
અખા કથણીથી અનુભવ તે અલગ, ઉંચા ચડે આકાશેજ સલગ. ૧

પંડ પખાળે પૂજે પાણ, મનમાં જાણે હું તે જાણ,
આપે આતમ બારે ભમે, મુરખ સામું માંડી નમે;
ડાહ્યો પંડિત થઇ આદરે, તે અખા ધાર્યું કેમ કરે. ૨

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપ માળાનાં નાકાં ગયાં;
તીર્થ ફરી ફરી થાક્યા ચર્ણ, તોય ન પહોંતા હરિને શર્ણ;
કથા સુણી સુણી ફૂટયા કાન, અખા તોય નાવ્યું બ્રહ્મજ્ઞાન. ૩

એક મૂર્ખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ;
પાણીને દેખી કરે સ્નાન, તુળશી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત. ૪

અનુભવિ આગળ વાદજ વદે, ઉંટ આગળ જેમ પાળો ખદે;
ઉંટ તણાં આધાં મેલાંણ, પાળાના તો છંડે પ્રાણ;
અખા અનુભવી ઇશ્વર રૂપ, સાગર આગળ શું કુદે કૂપ. ૫

આવી નગરીમાં લાગી લાય, પંખીને શ્યો ધોખો થાય;
ઉંદર બિચારા કરતા સોર, જેને નહીં ઉડયાનું જોર;
અખા જ્ઞાની ભવથી કયમ ડરે, જેની અનુભવ પાંખ આકાશે ફરે. ૬

જો જોરે મહોટાના બોલ, ઉજ્જડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાંહિ કોદરા ભળ્યા;
ઘેંસ ન થાય ન થાયે ધાણી, કહે અખો એ વાતો જાણી. ૭

આંધળો સસરો ને શણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઇ ને સમજ્યાં કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું;
ઉંડો કુવો ને ફાટી બોખ, શિખ્યું સાંભળ્યું સર્વે ફોક. ૮

દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરુ થયો ત્યાં મણમાં ગયો;
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન તે મુળગું ખોય. ૯

શશશૃંગનું વહાણજ કર્યું, મૃગતૃષ્ણામાં જઇને તર્યું;
વંધ્યાસુત બે વહાણે ચડયા, ખપુષ્પનાં વસાણાં ભર્યા;

જેવી શેખશલીની કથા, અખા હમણાં આગળ એવા હતા. ૧૦

જ્યાં જોઇએ ત્યાં કૂડે કૂડ, સામે સામાં બેઠાં ધૂડ;
કોઇ આવી વાત સૂરજની કરે, તે આગળ જઇ ચાંચજ ધરે;
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા;
અખા મોટાની તો એવી જાણ્ય, મુકી હીરો ઉપાડયો પાણ. ૧૧

લીલાં વૃક્ષને ઓથે રહે, જેમ પારધી પશુને ગ્રહે;
એમ હરિને ઓથે ધૂતારા ઘણા, ઉપાય કરે કનક કામની તણા;
અખા ગુરુ શું મુકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરુ કુંભાર. ૧૨

સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણા પર ભાવ;
સૌનાં નેત્રો ફૂટી ગયાં, ગુરુ આચાર્યજ કાણા થયા;
શાસ્ત્રતણી છે એકજ આંખ્ય, અખા અનુભવની ઉઘડી નહિ ઝાંખ્ય. ૧૩

નિરાશી ભક્તિ જે કોઇ કરે, તેનું સહેજે કારજ સરે;
સ્વરૂપ તે અરૂપે અદ્વૈત થાય, દ્વૈતાદ્વૈતનો ક્લેશજ જાય;
આત્મ અનુભવે હોય પ્રકાશ, અખા અહંકાર તે પામે નાશ. ૧૪

અહંકૃતિ તજી સ્મરણ કરો, મન કર્મ વચન હરિવડે આદરો,
ગવરાવ્યા જશ હરિના ગાઓ, હરિના છો ને હરિના થાઓ;
અહંતે અણછતા ન થયા, છતા ધણીથી છેટા રહ્યા. ૧૫

છતો ધણી તું છબીલો જાણ, જેની શોભે સઘળે વાણ;
છતો ધણી છે વાણી રહિત, છતો ધણી છે શબ્દાતીત;
એમ વાચ્ય અવાચ્ય જેને સમજું ઠર્યું, અખા તેહનું કારજ સર્યું. ૧૬

સાચો મારગ જે કોઇ લિયે, મિથ્યા મારગ મુકી દિયે;
અટળ વસ્તુને અહોનિશ ધાય, ટળણે બાંધણે બાંધ્યો ન જાય;
ટળમાં રહે અટળશું પ્રીત, અખા એવા પુરુષની થાશે જીત. ૧૭

## પ્રેમાનંદ.

### દમયંતી ૧.

( રાગ આશાવરી )

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધ ધણી;
ભીમક તણી કુંવરી છે કેહેવી રૂપડીરે.

ઢાળ.

રૂપડી કેહેવી દમયંતી, કોહો તેહેનું વીખાણ;
નારદ કેહેરે સાંભળો, વીરસેન સુત સુજાણ.
ગુણ ચાલ ને ચાતુરી, અદ્ભુત સુંદર વેશ;
તેહને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ.
બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરું છું વરણન;
જયમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન.
દમયંતીનો ચોટલો, દેખી અતિ સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.
સૃષ્ટિ કરતા બ્રહ્માજીએ, ભર્યું તેનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિયે ઘડયું, દમયંતીનું ગાત્ર.
તેમાંથી કાંઇ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો;
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.
નળ કહે નારદને, એ વખાણ ભાત્ર ન પહોંતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો ?
નારદ કહે બ્રહ્માજીએ, સઉ પેહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વિમાં અવતારિ નહિ, ભરથાર એવા પાખી.

વિરંચીએ વેદર્ભી નાખી, ઉદય હવડે પામી;
તે જો અહિંયાં અવતરી, તો નિશ્ચેં હશે કો સ્વામી.
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પેહેલી ચતુરા, સંદેહ મનનો ટળિયો.
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભ્રુકુટી દેખીને, જળ કમળ કીધાં ઘર.
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયાં, ધારી શક્યા નહિ ધીર.
દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળી;
એ કામનીનો કંઠ સાંભળી, કોકિલા થઇ કાળી.
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વેરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટયું, કપોત સંતાડે મ્હોને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું હું કોને.
દમયંતીનાં કુચ દેખી, હાર્યું કુંજર કૂળ;
તે હીંડંતાં ચાલંતાં હાથી, માથે ઘાલે ધૂળ.
હસ્તકમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર.

વલણ.

સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજયા;
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાક વંઝા.

---

૪૯

## દમયંતી ૨.

### ( રાગ–સામેરી )

દમયંતી છે દોષ રહિતા, તેના ગુણની ગાઉં ગીતા;
નારદજી વાયક એમ બોલે, નહિ ઉપમા તારુણીની તોલે
દમયંતી દોષ રહિતા, તેના ગુણની ગાઉં ગીતા. ટેક.

જોઈ ભિમક સુતાની કટિ, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઇ ચટપટી, ચાલ્ય ગોરીની આગળ મટી. દમયંતી.
રામા અંગની રોમાવળિ, વનસ્પતિ દવે મરે છે બળી;
તેનાં વસ્ત્ર રહ્યાં જળહળી, દેખી આભમાં પેસે વીજળી. દમયંતી.
પગ પાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો. દમયંતી.
વરણુથી ચંપક નવ ભજિયો, માટે મધુકરે તેને તજિયો;
એવું રૂપ બ્રહ્માએ સજિયું, બીજું કોઈ નથી નીપજિયું. દમયંતી.
હવે સણગાર વખાણું સોળ, મંજન ચીર હાર તંબોળ;
ઉડે સુગંધના કલ્લોલ, અંગે અરગજાના રોળ. દમયંતી.
શીશફુલ રત્નરાખડી, શોભે ભમરમાં ચુની જડી;
ગોફણો રહ્યો અંગશું અડી, કટિ મેખલાશું પડે વઢી. દમયંતી.
ગળુબંધ કંઠે નવરંગ, મુક્તાહાર છે બે સંગ;
શકે ગિરી કરીને ભંગ, સ્તન મધ્યે વહે છે ગંગ. દમયંતી.
વાયે ઓઢણી રહે છે ઉડી, ખળકે કંકણ ને કરચુડી;
રૂપે રતિ તો સંભ્રમે બુડી, એવી કોઇ મળે નહિ રૂડી. દમયંતી.
વાજે નેપુર કેરો ઝણકો, અંગુઠે અણુવટનો ઠણકો;
અંગુલિયે વીછવાનો રણકો, બોલે મધુરં ઝાંઝરિનો ઝણકો. દમયંતી.
જેણે દમયંતી નવ જોઇ, તેણે ઉમર એળે ખોઇ;
જાણે કાયા કનકની લોઇ, એવી જગમાં બીજી ન કોઇ. દમયંતી.
જેમ નદીમાં ભાગીરથી, તેમ શ્યામામાં શ્રેષ્ઠ સર્વથી;
ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી. દમયંતી.
ઇંદ્રાદિક પરણવા ફરે, મહિલા મનમાં નવ ધરે;
અશ્વિની કુમાર આગળ પળે, તે ન આવે આંખ્યજ તળે. દમયંતી.
જ્યારથી એ પુતળું અવતરિયું, નારી માત્રનું માન ઉતરિયું;
દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું. દમયંતી.

૫૦

# દમયંતી ૩.

(રાગ ધનાશ્રી.)

ભૂપ મેં દીઠી ગર્વે ઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળી સ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.

ઢાળ.

વેલ જાણે હેમની, અનેક ફુલે ફુલી;
ચકિત ચિત થયું માહરું, ને ગયો દૂતત્વ ભૂલી.
સામસામા રહ્યા શોભે, વ્યોમ ભોમ બે સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડુગણ ભોમ.
ઉભે અમિનિધિ કીરણ પ્રગટયાં, કળા થઇ પ્રકાશ;
જ્યોત જ્યોતથી સ્તંભ પ્રગટયો, શું એથી થંભ્યો આકાશ.
કામનીનો પરિમળ એહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડયો ચંદન વૃક્ષ.
કુરંગ મીનની ચપળતા, શું ખંજન જાળે પડિયાં;
નેત્ર અણિ અગ્રે શ્રવણ વિંધ્યા, સોય થઇ નીમડિયાં.
શકે નેત્ર ખેત્ર છે મોહનું, ડોકાળાં અંબુજ;
ભ્રુવ શરાસન દૃષ્ટિ શર, હાવ ભાવ બે ભૂજ.
ગળસ્થળ નારંગ ફળશા, આદિત્ય ઇંદુ અકોટી;
અધર પ્રવાળી દંત કનકરેખા, જિહ્વા જાણે કસોટી.
કીર આનન પર શ્રીખંડ શોભા, કોયલ બોલે અણુછતી;
વનલતા પર પંખી બેઠો, નવ રહેવાયું મારીવતી.
અધર રસ પર શ્વેત બિંદુ, મેં જાણ્યું કરું ગ્રાસ;
ઉદર સર આભરણ અંબુજ, જઇને પૂરું વાસ.
નાભિ નિકટ મેખલા, રહે ગમન સાથ અમારો;
રોમાવળિ દ્રુમ કુચ ટોકા, ઉર મંડળ શું ઉવારો.

અંગ રંગ તરંગ યોવન, જોતાં તૃપ્ત ન થઇયે;
ક્ષુધા તૃષા પીડે નહિં, રૂપ સુધામાં રહિયે.
કુચભૂષણુ કદળી પત્ર ઉપર, શબ્દ તેનો ઊડે;
તાં બોલે પંચાનન પ્રહારથી, શું લાગો મેગલ પૂઠે.
કેળ શાખાયે જલજ જુગમ ચઢયાં, ગજ એથી પામે ખેદ;
યુગમ અંબુજ તાહાં મળીયાં, મળ્યા મધુકર વેદ.
× × × ×
અમૃત ઘટ થાયે જો ઊણો, અમર પાન જ્યારે કરે;
વેદર્ભીની વાણી સુધા જાણી, લેઇ કુંભ પૂરો ભરે.
વિનતા વદન વિધિયે કીધું, સાર શશીનું લીધું.
નક્ષત્ર નાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.
ગ્રહેશ ને શર્વરીપતિ તે, ગોપ્ય ઉભા ફરે;
વૈદર્ભીના વક્ત્ર આગળ, અમર તે આરતી કરે.
કચ સમૂહની રાવ કરવા, વિધિ કને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢયો કેશે, તે અદ્યાપિ અંતરિક્ષ રહ્યો.
સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા;
ઘડિ દમયંતીને ભુજ ખંખેર્યો, તેના તો તારા હવા.



૫૨

## દમયંતી સ્વયંવર ૪.

( રાગ સારંગ. )

મન ઇચ્છા નૈષધરાય તણી, કન્યા ગઇ પંચ નળ ભણી;
જુએ તો ઉભા છે નળ પંચ, કન્યા કહે આ ખોટો સંચ.
હંસનું કહ્યું અવરથા ગયું, નળ નાથનું વરવું રહ્યું;
એક નળ સાંભળીઓ ધરા, આ કપટી કો આવ્યા ખરા.
પાંચે નળ ચેષ્ટાને કરે, લેવા માળ કંઠ આગળ ધરે;
ત્યારે દમયંતી થઇ ગાભરી, દીઠું વિપરીત ને પાછી ફરી.

આવી જાંહાં પિતા ભીમક, અરે તાત જુઓ કૌતક;
હું એક નળને આરોપું હાર, દેખી પંચને પડયો વિચાર.
ભીમક કહે આશ્ચર્યજ હોય, તું વિણુ પંચ ન દેખે કોય;
શકે દેવતા તાંહાં નિરધાર, થઇ આવ્યા નળને આકાર.
એ પરીક્ષા નિમેષ નહિં ચક્ષ, વીરજ વસ્ત્ર ઉભા અંતરીક્ષ;
વાત સાંભળી ભીમક તણી, કન્યા આવી પંચ નળ ભણી.
પિતાએ મારગ દેખાડયો, નારીએ નળ શોધી કહાડયો;
દમયંતી જેમ વરવાને જાયે, ધસી ઇંદ્ર નળ આગળ થાયે.
એક એકને અળગા કરે, લેવા હાર કંઠ આગળ ધરે;
નહિં આવે સંચ ફરી, ત્યારે દમયંતી થઇ ગાભરી.
ઇંદ્રે મનમાં શાપ્યો હુતાશન, વાંદરાના જેવું થયું વદંન;
અગ્નિએ જાણ્યું એ ઇંદ્રનું કાજ, રીંછ મુખ થાજો મહારાજ.
વરુણે શાપ મનમાંહે દીધો, જમને માંજરમુખો કીધો;
ધર્મે અંતર ઇચ્છયું એવું, વરુણનું મુખ થાજો શ્વાનના જેવું.
રીંછ, વાનર, શ્વાન, માંજાર, કન્યા કહે વર રુડા ચાર;
ઇંદ્રરાય વાણી એમ ભણે, ખાધા વેધ માંડયો આપણે.
જમ કેહે કાં હસાવો લોક, શાપ કીધા માંહે માંહે ફોક;
દમયંતી વિચારે વળી, સમાન શોભે પંચ નળી.
કોને વરીએ કોને ઉવેખીએ, વરમાળ કોને આરોપીએ;
જોવાને મળ્યા રાજકુમાર, તે એક નળ દેખે નિરધાર.
બુદ્ધિમાન નારી છે ઘણું, માન મૂકાવે દેવતાતણું;
ચારોને પુછે કરી પ્રણામ, તમારા તાતનાં શાં શાં નામ.
લોભ વિષે નહિં ગણ્યું પાપ, વીરસેન પાંચેનો બાપ;
કન્યા વળતી કરને ઘસે, સખી સામું જોઇ જોઇ હસે.
સખી કહે શું ઘેલાં થયાં, શું કપટ રૂપને વળગી રહ્યાં;
બીજા પુરુષ છે રૂપનાં ધામ, સાંભળો દેશ દેશનાં નામ.
દેશ સકળ નરેશનાં નામ, દાસી કહે વર્ણવી ગુણગ્રામ;

તોયે કન્યાને ન ગમ્યા કોય, ફરી ફરી પાંચે નળને જોય.
હું હું નળ પાંચે ઓચરે, પણ કન્યા કોને નજ વરે;
નારદજી અંતરીક્ષ આવીઆ, ઇંદ્રાણી આદે તેડી લાવીઆ.
ચારે દેવની ચારે નાર, ગગને દીઠી ભરતાર;
લજ્જા પામ્યા લોભી ઘણું, એ કારજ તે નારદ તણું.
કન્યાએ દીઠી દેવાંગના, અમર જાણીને માંડી વંદના;
અમો અલ્પ જીવ કરૂપ, તમો બારેખમ છો ભૂપ.
અમો જમ જરાથી ત્રાસીએ, પૂજનીક તમને ઉપાસીએ;
તમો અમને ભીમક રાજન, હું તમને પુત્રી સમાન.
એમ કહીને ભરીયાં ચક્ષ, લાજ્યા દેવ થયા પ્રત્યક્ષ;
ઇંદ્ર વરુણ વહ્નિ જમરાય, શોભે મંડપે જય જય થાય.
નળને થયા તુષ્ટમાન, દેવ કેહે માગો વરદાન;
બબ્બે વર આપે સુરરાજ, નળનું સહજે સરીયું કાજ;
કમળ માળ આપી ઇંદ્રરાય, લક્ષ વર્ષે નહીં સુકાય;
અશ્વમંત્ર આપ્યો રાજન, દિન એકે હીંડે શત જોજન.
કહે અગ્નિ નવ દાઝે તુંય, જ્યાં સમરે ત્યાં પ્રગટું હુંય;
ધર્મ કેહે ભોગવે રાજભોગ, ત્યાં લગે પુર મધ્યે નહીં રોગ.
જે કરશે તારી કથા વાંછના, તેને નવ હોયે જમ જાચના;
વરુણ ભણે સાંભળ નળરાય, સૂકું વૃક્ષ નવપલ્લવ થાય.
સમર્યું જળ ઉપજે તત્કાળ, આઠે વર પામ્યો ભૂપાળ;
પછી દમયંતીને આપ્યો વર, અમૃત સ્વાદીયા થજો તુજકર.
સર્વે સ્તુતિ કીધી દેવ તણી, વિમાને બેસી ગયા સ્વર્ગ ભણી;
દમયંતી હરખી તત્કાળ, નળને કંઠે આરોપી માળ.

૫૨

## બાળકોને વિદાય પ.

( રાગ મેવાડો. )

મોસાળ પધારોરે, મોસાળ પધારો—
મોસાળ પધારો બાહુઆંરે, મારાં લાડવાયાં બે બાળ;
નમાયાં થઇ વરતજો, સેહેજો મામીની ગાળ—મોસા૦
હૃદયા ચાંપેરે, રાણી હૃદયા ચાંપે,–
હૃદયા ચાંપે પેટનેરે, એ છેલ્લું વહેલું લાડ;
હવે મળવાં દોહલાંરે, મળીએ તો પ્રભુનો પાડ—મોસાળ૦
થયાં માત વેહોણાંરે, થયાં માત વેહોણાં,—
માત વેહોણાં થયાં દામણાંરે, નહીં કો રુડો સાથ;
રુએ રાણી હૃદયા ફાટેરે, કોણ માથે ફેરવશે હાથ–મોસાળ૦
મંદિરના ગુરુજીરે, મંદિરના ગુરુજી,—
મંદિરના ગુરુજી સુદેવજીરે, તમારે ખોળે સોંપું બે તંન;
જઇ કહેજો મારી માતનેરે, જીવની પેરે કરજો જતંન–મોસાળ૦
પુત્રી જમાઇરે, તમતણાં પુત્રી જમાઇ,—
પુત્રી જમાઇ તમતણા, કહેજો વનમાં પુર્યો વાસ;
જઇ કહેજો મારા તાતનેરે, અમ જોગીનો લે તપાસ–મોસાળ૦
ચુંબન કરતીરે, માવડી ચુંબન કરતી,—
ચુંબન કરતી માવડીરે, ફરી ફરી મુખ જોય;
હૈયે થકાં નવ ઉતરેરે, એમ કહી દમયંતી રોય–મોસાળ૦

વલણ.

રોયે રાણી અતિ ઘણું, વત્સ સોંપ્યાં ગુરુ કર માંહેરે;
ઋષિ સાથે બે બાળકાં, વોળાવ્યાં નળરાયરે.

૫૩

## વનમાં વેદરભી ૬.

( રાગ રામગ્રી. )

વેદરભી વનમાં વલવલે, અંધારી રાત;
ભામની ભય પામે ઘણું, એકલડીરે જાત. વેદરભી.
રસનાએ નામજ નળતણું, મુખ જપતીરે જાય;
શુદ્ધ નથી શરીરની, ભાંજે કંટક પાય. વેદરભી.
રોઇ રોઇ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બન્ને ઝરે, વહે અંગ રુધીર. વેદરભી.
હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેસ;
ચાલંતી ઉભી રહે, ભરાયે કાંટે કેશ. વેદરભી.
અંગે ઉઝરડા પડયા ઘણા, વહે શોણિત ધાર;
હો નળ હો નળ બોલતી, બીજો નહીં વિચાર. વેદરભી.
ઉંડાં કોતર ઉતરે, ચઢે ગિરિ કરાડ;
અશુદ્ધે ઉધડકે નહીં, પાડે વાઘ બરાડ. વેદરભી.
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફ માંહે સાપ ફુંફવે, ઘણું ધુધવે ઘોહ. વેદરભી.
શબ્દ પશુ પંખી તણું, ન પડે કાંઈ પ્રીછ;
વરુ વણીઅર બીહાવે અરણ્યમાં, ધાયે વળગવા રીંછ. વેદરભી.
શૂકર રોઝ ચિકારડાં, ચીતરા દે ફાળ;
ફાલુ નાદ હોગે ઘણા, બહુ બોલે શીઆળ. વેદરભી.
આંબા આંબલી લીમડા, અરીઠા અપાર;
શીમળ સમળી સેગઠા, ન સૂઝે પંથ વિચાર. વેદરભી.
ખેર ખાખર ને કાચકી, કંટાળા થુએર;
બાવળીયા બહુ બોરડી, સરગુવા સમેર. વેદરભી.
આખડી પડતી સુંદરી, ચરણે વેલા વિંટાય;
છૂટા કેશ કામની તણા, ઝાંખરે ઝીટાય. વેદરભી.

વૃક્ષ અથડાએ અંગસું, મૂકે કાંટામાં પાય;
શુદ્ધ નથીરે શરીરની, ભજતી નળરાય. વૈદરભી.
દિવસ નિશા પીછે નહીં, એવું ધાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ. વદરભી.
અંન ઉદક પામી નહીં, નહિ બેસવું શયંન;
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમયંતાં વંન. વૈદરભી.

વલણ.

વન ભયાનક ભામિની ભમી, દિવસ ત્રણ ગયા વહીરે;
વાટ ધાટ ને ગામ ઠામ કાંઇ, પ્રેમદા પામી નહીંરે.

---

૫૪

## નળને શોધતી દમયંતી ૭.

( રાગ રામગ્રી. )

ભૂલી ભમે છે ભામિની, નૈષધ નાથની નારરે;
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમારરે. ભૂલી.
ધોવાયું કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકુળરે;
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડ્યું છે પટકુળરે. ભૂલી.
એવે દીઠો એક ચીતરો, ધાઇ દમયંતી ઉલટરે;
પૂછે ભાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટરે. ભૂલી.
શાર્દૂલ દીઠો વાટમાં, વૈદરભી પૂછે ધરી વહાલરે;
નૈષધ નરેશ વાટે મળ્યા, છે તારા જેવી ચાલરે. ભૂલી.
સાવજ થાયે ગાભરા, ભય પામી નાસી જાયરે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુ અરિ કંપાયરે. ભૂલી.
પૂછે ઉંચાં દ્રુમને, તારી ગગને ગઇ ડાળરે;
તરુવર જો મારી વતી, કહીં દીસે ભૂપાળરે. ભૂલી.
પર ઉપકારી સદા તમો, વળી શીતળ તારી છાંયરે;
નૈષધનાથ ક્યહું દીઠડા, જોઉ છોં વનમાંયરે. ભૂલી.

તરુ ઉત્તર આપે નહીં, તેમ તેમ રાણી રોયરે;
પુણ્યશ્લોકે જ્યારે પરહર્યાં, શત્રુ થયાં સર્વે કોયરે. ભૂલી.
અજગર પડયો છે વાટમાં, વીકાશી મુખ ભાગરે;
દમયંતીએ જાણ્યું નહીં, તેના મુખમાં મૂક્યો પાગરે, ભૂલી.
ચરણ ગળ્યો જાનું લગે, વિષ ચઢી ગયું શરીરરે;
પડી ભોમ સાદ નળને કરે, મુખે પાડે રીરરે. ભૂલી.
અજગર આનંદ પામીઓ, ભલું જડયું ભક્ષરે;
વૈદર્ભી ઘણું વલવલે, ઉચાં ચઢી ગયાં ચક્ષરે. ભૂલી.
કંઠે બંધાઇ કાચકી, મુખે પડીઓ શોષરે;
મરણ સમે મૂકે નહીં, હદે રસના પુણ્યશ્લોકરે. ભૂલી.
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઇરે;
પગ દીઠો અજગર મૂખમાં, તેણે શ્યામાને સાહીરે. ભૂલી.
પારધીએ અજગર મારીઓ, કોહોવાડાને ઘાયરે;
જત્ન કરીને મુકાવીઓ, નળ પત્નીનો પાયરે. ભૂલી.
વૈદર્ભીને વિષ ચઢયું નહીં, છે વાસવનું વરદાનરે;
કરતલ વાસ સુધા તણો, દેહી રહી પરમ નિધાનરે. ભૂલી.

---

૫૫

## 'લેનારો ફાટી પડજો.' ૮.

### રાગ મારુ.

હો હરિ સત્યતણા સંઘાતી, હરિ હું કહીંએ નથી સમાતી;
હરિ મારે કોણ જન્મના કરતુ, પ્રભુ ચોરીથકી શું નરતુ.
હરિ હું શા માટે દુઃખ પામું, પ્રભુ જુઓ હું ચાંકડી સામું;
હરિ તમે ગ્રાહથી ગજ મુકાવ્યો, તો હું ઉપર શો રોષ આવ્યો.
હરિ હું નથી દુઃખની ધીર, તમો છો વિપત સમેના વીર;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથ બંધુ કહાવો.

હરિ હું હરખે હણાઇ, હરિ હું ચોરટીમાં ગણાઇ;
હરિ હું કેની ને કોણ તણી, હરિ જુઓ હું રાંકડી ભણી.
હરિ હું તારી સેવા ચૂકી, તો નળે વનમાં મૂકી;
હરિ મેં વિપ્ર ન પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે.
હરિ મેં શિવ ન પૂજ્યા જળે, તો શું રોતી મૂકી નળે;
હરિ દોહેલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું.
હરિ હું ભરતારે છાંડી, હવે દુઃખ કહું કને માંડી;
હરિ મેં કોણ પાતક કીધાં, હરિ મેં સાધુને મેણાં દીધાં.
હરિ મેં રાખ્યું હોય સત્ય, જો વહાલા હોય નળ પત્ય;
મારા કોટિક છે અવગુણ, પણ તમો તો છોરે નિપુણ,
અપરાધ સર્વ વિસારી, ચઢો વિઠ્ઠલા વહારે મારી;
જો નહિ આવો જગદીશ, તો પ્રાણ મારો હું તજીશ.
એવું કહિને આંખે ભર્યું જળ, અમો અબળાતણું શું બળ;
એવું મનમાં ધરીયું ધ્યાન, સતીની વારે ચઢયા ભગવાન.
અંતરજામીએ બુધ દીધી, સતીએ આંખ રાતડી કીધી;
કહે માસીને કરી ક્રોધ, ફરી કરો હારની શોધ.
સાખી સૂરજ વિષ્ણુ ને વાય, જો મેં કીધો હોય અન્યાય;
બાઇ હાર તમારો જડજો, લેનારો ફાટી પડજો.
એવું કહેતામાં કળજુગ નાઠો, ત્યારે તડાક ટોડલો ફાટયો;
માંહે થકો પડયો નિસરી હાર, સતીને ત્રુઠયા વિશ્વાધાર.
અંત્રિક્ષથી અકસ્માત, વરસ્યો હારતણો વરસાદ;
એક એકપેં અદકાં મોતી, રાજમાતા ટગટગ જોતી.
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે;
બાઇ તું છે મોટી સાધ, મારો ક્ષમા કરો અપરાધ.

---

૫૬

## ઋતુપર્ણની સવારી ૯.

( રાગ સામેરી. )

સુદેવ સભામાં આવિયો જ્યાં, બેઠા છે ઋતુપર્ણ;
કરમાંહે આપી કંકોતરી, ઉપર લખ્યું નિમંત્રણ.
પ્રીત વિશેષે પત્ર લીધું, કીધું અવિલોકંન;
સ્વસ્તિ શ્રી અયોધ્યાપુરી, ઋતુપર્ણ રાય પાવંન.
વિદર્ભ દેશથી લખીતંગ ભીમક, નળે દમયંતી પરહરી;
એને દેવનું વરદાન છે માટે, સ્વયંવર કીજે ફરી.
પૃથ્વીના ભુપતી આવશે, તમો આવજો ખપ કરી;
સુરજ વંશીને વરવો નિશ્ચે, કુંવરીએ ઇચ્છા ધરી.
ભૂપતિ આનંદે ભર્યો, સભામાંહે એમ ભાખે;
ભાઈ વેદવાણી દમયંતી, કોને નહિ વરે મુજ પાખે.
અધર ડસે કર ઘસે, વિપ્ર ઉપર આંખ કહાડે;
નોહોતરીયો નિર્ભાગ્ય દીસે, આવ્યો લગ્નને દહાડે.
સુદેવ કહે, હું ક્યમ કરું, વેગળું તમારૂં ગામ;
શત ઠામ થાતાં આવવું, કંકોતરીનું કામ.
ધાઇ ગયા સર્વે ભૂપ જે, પ્રથમ રૂપના પળકા;
ઋતુપર્ણ આસનથી ઉઠે બેસે, થાય પરણવાના સળકા.
આહા ગઇ દમયંતી હાથથી, કંકોતરી આવી મોડી;
એક નિશાનો આંતરો હોત તો, જાત જેમ તેમ દોડી.
ત્રાહે ત્રાહે બોલે મસ્તક ડોલે, નિસાસા મૂકે ઊંડા;
વૈદરભી વરતાં વેર વાળ્યું, અરે બ્રાહ્મણ ભુંડા.
સાંઢ તો સાંપડી નહીં, નહીં પવનવેગી ઘોડા;
કંસાર દમયંતીના કરનો, નહીં જમે આ મોહોડાં.
સભામાં બેઠો નિરાશ થઇ, પ્રધાન બોલ્યો વચન;
પેલો બાહુકીઓ શે અર્થે આવશે, બેઠો વણસાડે અંન.

ઋતુપર્ણ આનંદ પામ્યો, મોકલ્યો સેવક;
લાવ તેડી બાહુકીઆને, જે જાણે ગયાની તક.
શ્વાસ ભરાયો દાસ આવ્યો, અશ્વપાલકની પાસ,
ઉઠો ભાઇ ભૂપ તેડે છે, અહો પરોણો રાસ.
બાહુક ચાલ્યો ચાબક ઝાલ્યો, મુખે તે બડબડતો;
આવ્યો નીચી નાડે નરખતો, નાકે તે સરડકાં ભરતો.
સભા મધ્યે સર્વ હસ્યા, આ રત્ન રથખેડણ;
ઋતુપર્ણ બોલ્યો માન દઇ, આવો દુઃખ ફેડણ.
ઘણે દિવસ કારજ પડયું છે, રાખો અમારી લાજ;
તમો પરણાવો વૈદરભીને, વિદ્રભા જાવું આજ.
સમુદ્ર સેવ્યો રત્ન આપે, મેં સેવ્યા એમ જાણી;
આજ વિદર્ભ લેઇ જાઓ, અહુ દમયંતીનો પાણી.
બાહુક વળતો બોલિયો, ફુલાવિને નાસા;
આ ભિયા પરણશે દમયંતીને, અરે પાપણી આશા.
હંસ કન્યા કેમ કરે, વાયસસું સંકેત,
નિર્લજ્જની સાથે અમે આવું, તો પછે થાવું ફજેત.
છછોરા ન થઇએ રાયજી, પરપત્નીસું તલખાં;
કેમ વરે વર જીવતે તો, મિથ્યા મારવાં વલખાં.
પુણ્યશ્લોકની પ્રેમદાને, ભીમક રાજકુમારી;
તમો વિષયિની લજ્જા શાની, થાય ફજેતી મારી.
રાય કહે હયપતી, મારી વતી હયને હાંકો;
મારે તો સર્વસ્વ ગયુંરે, તમો જેવારે ના કોહો.
બાહુક વળતો બોલિયો, જ્યાં હોય સ્વયંવર;
અંતર નહીં સેવક સ્વામીમાં, આપણ બન્યો વર.
હાસ્ય કરીને કહે રાય, વર તમો પરથમ;
ભાગ્ય ભડશે કન્યા જડશે, ત્યાં જઇએ જેમ ત્યમ.
દુબળા ઘોડા ચાર જોડયા, રથ કર્યો સાવધાન;

શીઘ્રે ત્યાં શણગાર સજવા, સાંચર્યો રાજાન.
રાણી કહે ઋતુપર્ણને, પરહરી હુંપર પ્રેમ;
ક્ષત્રી થઇને કરો ઘઘરણું, નવ હોયે અંતે ક્ષેમ.
પતિએ તજી તે અણુછતી, કાંઇ એક ગોરી ગૂધ;
બાહુક વડે પરણવી રાય, થયું ઉજળું દૂધ.
સુરજ વંશતણી એ શોભા, તમથી ઝાંખી હોય;
રીસ ચડી ઋતુપર્ણને, પછી ધણીઆણીને ધોય.
અમો ભ્રમર કોટી કુસુમ સેવું, તું શું ચલાવીશ ચાલ;
વીજળી સરખી લાવું વૈદરભી, કરું સોક્યનું સાલ.
એમ કહી સભામાં આવ્યો, દુંદુભી રણ્યાં છે ગાજી;
રીસ કરી કહ્યું બાહુકને કાં, જોડયા દુર્બળ વાજી.
કરણ લૂલા ને ચરણ રાંટા, બગાઈ બહુ ગણગણે;
અસ્થિ નિસર્યાં ત્વચા ગાઢી, ભયાનક હણુહણે.
ચારે નોહે ચાલવાના, આગળ નીચા પાછળ ઉંચા;
ખુંધા ને ખોડે ભર્યા, બે કરડકણા બે બૂચા.
ઋતુપર્ણ જોઇ શીશ ધુણાવીને, બોલ્યો વળતી ખીજી;
એ જોડી શું કુરૂપ લાવ્યા, જોડ ઘણી છે બીજી.
પવન વેગે પાણી પંથા, શત જોજન હીંડે ઠેઠ;
એવા ઘોડા મૂકીને કાં, જોડયા દેવની વેઠ.
બાહુક કહે શી ચેષ્ટા માંડી, શું ઓળખો અશ્વની જાત;
જો પુષ્ટ હયને જોડશો તો, હું ન આવું સાથ.
એ અશ્વ રાખવો ને રથ હાંકવો, ચડી બેઠો ભૂપાળ;
રાસ પરોણો પછાડીઓ, બાહુકને ચઢયો કાળ.
આટલી વાર લગે લજ્જા રાખી, બોલ્યો નહીં માં મૂચ;
તું આગળથી રથે કેમ બેઠો, રૂપે તું શું ઉચ.
ઋતુપર્ણ હેઠો ઉતર્યો, ત્રિધ વિધ વિનય કરતો;
જાય રાય પાસે બાહુક નારી, તે રથ પૂંઠે ફરતો.

પ્રણિપત્ય કીધું ઋતુપર્ણે, હયપતિ હઠ મૂકો;
ઉપકારી જન અપરાધ મારો, બેઠો તે હું ચૂકો.
બાહુક કહે યદ્યપિ રાસ ઝાલું, બેસીએ બંન્યો જોડે;
તુંને હરખ પરણ્યા તણો ત્યમ, હુએ ભર્યો છો કોડે.
સામ સામા ચક્ર ધરીને, બંને સાથે ચઢ્યા;
એંડી દીધી બાહુકે ત્યારે, અશ્વ ઢળીને પડ્યા.
મુગટ ખસી ગયો રાયજીનો, માન શુકન હુઆં;
બાહુકે અશ્વ ઉઠાડિયા, હાંકે ને કહે ધણીમુઆ.
અંન એવા અશ્વ નિર્બળ, ખાંચે બીજી ખીજી;
રાય કહે લોક સાંભળે, એ વિના ગાળ દો બીજી.
સુદેવ તાણી બેસાડી, રાય કહાડે છે ડોળા;
શેરીએ શેરીએ જન જોવા, ઉભાં લોકનાં ટોળાં.
દુર્બળ ઘોડા દરિદ્ર બ્રાહ્મણ, જોગ સારથીનો જોડો;
વૈદર્ભીને વરવા ચાલ્યા, ભલો ભજ્યો વરઘોડો.
હાંકે ને હીંડે પાછા પાછા, ઝુંસરી કહાડી નાખે;
તાણી દોડે ઘરભણી, ઉભા રહે વણુ રાખે;
પૃષ્ટ ઉપર પડે પરાણા, કરડવા પાછા ફરે;
પોહોળે પગે રહે ઉભા, વારે વારે મળમૂત્ર કરે.
રાય કહે હો હયપતિ નથી, વાત એઓ સરવી;
બાહુક કહે ચિંતા ઘણી છે, મારે દમયંતી વરવી.
ઘણે દોહેલે ગામ મૂક્યું, રાયે નિસાસા મૂક્યા;
પુણ્યશ્લોકે હેઠા ઉતરી, કાન અશ્વના ફૂંક્યા.
અશ્વમંત્ર ભણ્યો ભૂપતિએ, ઈંદ્રનું ધર્યું ધ્યાન.
અશ્વ ચારે ઉત્પલા, ઉચ્ચૈઃશ્રવા સમાન.
અવનિએ અડકે નહીં, રથ અંતરિક્ષ જાય;
દોટ મૂકી બેઠો બાહુક, રખે પડતા રાય.
માંહોમાંહે વળગીને બેઠા, ભુપને બ્રાહ્મણ;
રાય વિમાસે વરે કન્યા, વરુઆમાં વશીકર્ણ.

કામણગારો કાળિયો એના ગુણ રસાળ;
ત્રણ કોડીનાં ટટુઆં, એણે કર્યાં પંખાળ.
હસી રાજા બોલિયા, થાબડી બાહુકની ખંધ;
તારે પુણ્યે મારે થાશે, વેદરભીસું સંબંધ.
વાજી વિદ્યા વાસવની, તુજ કને પરિપૂર્ણ;
નાની વાત નોહે ભાઇ, રહે વિદ્યાનું સ્મરણ.
ઐરાવતને ઉચ્ચૈઃશ્રવા, હાર્યો ગરુડનો વેગ;
તારે હાંકત્રે હમણાં થઇશું, વિદર્ભ ભેગાભેગ.
વિખાણે પોતાનાં ભાગ્યને, ભૂપ કહાડે ઘેલાં;
જો દમયંતી મુજને વરે તો, બાહુક પૂજું પહેલાં.
ભીમક સુતાસું હસ્ત મેળાપ, જો થાશે હયપતિ;
બાહુક કહે વિલંબ શો છે, પ્રબળ તારી રતિ.
વાટ ઓસરે વાત કરતાં, ઉડતા ચાલે અશ્વ;
રાય વિદ્યાને વખાણે, ન જાણે મનનું રહસ્ય;
તાણ્યા ન રહે ત્રેહેક્ત, દે દોટ ઉપર દોટો;
એક ઝાંખરે વળગી રહ્યો, રાયની પામરીનો જોટો.
હાં હાં રાખ કહેતાં હય દોડયા, રથ ગયો જોજંન;
બાહુકે રથ રાખ્યો કહે, લઇ આવો રાજન.
રાય વળતો બોલિયો, શ્રમ મન વિચારી;
દમયંતીના નામ ઉપર, નાખી પામરી ઓવારી.
જા લાવ બાહુક તુંને આપી, પામરી બેહુ જોડ;
બાહુક કહે દમયંતી ઉપર, તું સરખા ઓવારું ક્રોડ.
રાય મોટા દાનેશ્વરી બોલ્યા, બાહુક જાચક તું થા;
પરણવા જાઉં દમયંતી, લેઉં તારી: પામરીના ચુંથા.
એવું કહી રથ ખેડીઓ ને, રાય મન વિમાસે;
રંક હોય તો સઘ લાવે, મોટા કેમ વરાંસે.
હયપતિ તમમાં વિદ્યા મોટી, ગુણે વળિયો છેક;
તારે પ્રતાપે મુજ કને છે, અક્ષ વિદ્યા એક.

ગણિત શાસ્ત્રને હું જાણું છઉં; કહો તો દેખાડું કરી;
એક બેહેડાનું વૃક્ષ આવ્યું, બાહુક પડયો ઉતરી.
રાય પ્રત્યે કહેરે બાહુક, ગર્વ વચન શાં આવડાં;
આ બેહેડાંની જમણી ડાળે, કેટલાં છે પાંદડાં.
રાયે વિચારીને કહ્યું, સહસ્ર ત્રણુ ને શત ત્રણુ;
બાહુકે જઇ વૃક્ષ છેદી, ડાળ પાડી ધરણુ.
ગણી જોયાં બાહુકે, ઉતર્યાં તંતોતંત;
ઉત્કૃષ્ટ વિદ્યા દેખીને, હરખ્યું નળનું ચંત.
ફરી આવ્યો રથ પાસે, કહ્યું રાય તમો ધન્ય;
ભૂપ કહે જો મન મળે તો, વિદ્યા લીજે અન્યોઅન્ય.
માંહો માંહે મંત્ર આપ્યા, મને મન ગયાં મળી;
પરીક્ષા કરવા વિદ્યાની, નળે ડાળ છેદી વળી.
કલપ્યાં તેટલાં પત્ર ઉતર્યાં, ગણિત સંખ્યા મળી;
બીજી વિદ્યાને પ્રતાપે, દેહમાંથી નિસર્યો કળી.

* * * *

રાય બેઠો રથ ઉપર, ઋતુપર્ણે સમજ્યો નહિં;
હર્ષે પૂર્ણેસું હય હાંકયા, જાણે પ્રેમસરિતા વહી.

---

૫૭

## મહેતાજી મામેરે ચાલ્યા.

### રાગ ધનાશ્રી.

નરસે મેહેતે ઘેર તેડાવ્યા, સગા તે વૈષ્ણુવ સંતજી;
મોસાળું લઇ આપણે જવું, છે કુંવરબાઈનું શ્રીમંતજી.
જુની વેલ ને ધુંસરી વાંકી, સાંગી સોટા વાગીજી;
કોના તળાયા કોની પિંજણીયો, બળદ આણ્યા બે માંગીજી.
મહેતાજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રીજગદીશજી;
ત્રણુ સખિયો સંઘાતે ચાલી, વેરાગી દશ વીશજી.

સંપુટ ત્રાંબાની ડાબલીનો, તેમાં બાળ મુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદન નંદજી.
વેલની પૂઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજિત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળશી કાષ્ટ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસી માળજી;
નરસૈંયાને નિર્ભય છે જે, જોગવશે ગોપાળજી.
બળહીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે ને ઢાળ ચઢાવે, જેજે વૈકુંઠનાથજી.
એક બળદ ગળિયો થઇ બેસે, આખલો તાણી જાયજી;
પડયાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતક કોટી થાયજી.
સાલે સાલ જૂજવાં દીસે, રથતણાં બહુ વક્રજી;
સાંગીનો બહુ શબ્દજ ઉઠે, ચૂચવે છે બહુ ચક્રજી.
ચડે બેસે ને વળી ઉતરે, લે રામ કૃષ્ણનું નામજી;
મધ્યાહ્‌ને મહેતાજી આવ્યા, જોવા મળ્યું ઉના ગામજી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયીપુરનાં લોકજી;
કોડ પહોંતા કુંવર વહુના, મામેરું છે રોકજી.

---

## ૫૮

## 'મહેતાનો સત્કાર.'

### રાગ મારુ.

સુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઇ, ભાવે ભેટયા બંને વેવાઇ;
મળ્યો જમાઇ જમાઇનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ.
કપટે ભેટીને પાછા ખસે, જોઈ જોઇ સામગ્રીને હસે;
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચડ મચ્છર વિશેક;
ખાડા ટેકરા ક્રૂસંમો ઠામ, ઉપર નળિયાનું નહિ નામ.
કોહ્યું છાજ ને જૂની વળી, ભીંત્યો દોદળ બેવડ વળી.

ઝાઝા માંડ્યું ઝાઝા જૂઆ, ત્યાં મહેતાના ઉતારા હૂઆ;
વેવાઇ ગયા ઊતારો કરી, બોલે હસણી નાત નાગરી.
કુંવર વહુનો વેષ્ણુવ બાપ, દર્શન કરીને ખોઇએ પાપ;
મેહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી;
મન વિના મહેતાને નમે, સારું થયું જે આવ્યા તમે;
માંહો માંહિ કહે સુંદરી, મહેતો દીઠે દીઠા હરી.
જુઓ સાથ કેવો ફૂટડો, એને પરમેશ્વર ત્રૂઠડો;
કુંવર વહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.
જુઓ બળદ મહેતાજી તણા, બગાઇઓ શબ્દ કરે છે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાતમાં રેહેશે રંગ.
આ ગાંઠડી વળગાડી લટકે, તાળના જોડા બાંધ્યા પટકે;
તુળસી કાષ્ટતણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો.
છાબમાં તુળશી દળ મૂકશે, ઉભો રહીને શંખ ફૂંકશે;
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પૂરું થાશે.

---

૫૯

## શામળશા.

( રાગ મારૂ. )

જેને વેદ પુરાણે વખાણીઓરે, મારો વહાલોજી થયો છે વાણીઓરે;
એના આગમની ગત છે ઊલટીરે, મારો નાથ થયો નાણાવટીરે.
વહાલો ગોમતીજીના ઘાટમાંરે, મળ્યો તીરથવાસીને વાટમાંરે;
વેશ પૂરો આણ્યો મારે વહાલેરે, નાથ ચઉટાની ચાલે ચાલેરે.
છે અવળા આંટાની પાઘડીરે, વાલાજીને કેમ બાંધતાં આવડીરે;
દીસે વાણીઓ ભીને વાનરે, એક લેખણ ખોસી છે કાનરે,
હસતાં ખાડા પડે બહુ ગાલરે, મોટું કપાલ જાણીએ વેતાલરે;
અધર બેઉ જાણો પરવાળીરે; મોટી આંખ દીસે અણીઆળીરે.

બે કાને કુંડળ ઝળકેરે, નાસિકા દીવાની ઝળકેરે,
દીસે દાંત રૂડા હસતારે, હીરા તેજ કરે છે ફસતારે.
ત્રિકમજી વણિકની તોલેરે, નાથ ઉતાવળું ને બોબડું બોલેરે;
સોનાની સાંકળી ને કંડે દોરોરે, કેડે પાટીઆનો કંદોરોરે.
ઝળકે ધનરેખ હથેલીમાંરે, આંગળીએ વીંટી ને વેઢીઆંરે;
સાદી એક તાઈ પહેરી છે હરજીરે, એનો શિવનારો કોણ દરજીરે.
છે ટુંકડાં બંધન એવડાંરે, ગુણ કયાંથી શીખ્યા પ્રભુ એવડારે;
કરે આડે હાથે લટકારે, સાદી દોરીના કેડે પટકારે.
પટકે લટકે ફુમતડાં જ્યોતરે, કેડે ખોસી પીતળની દોતરે;
ફીઆં ફીઆં તે કૌતક ભાળીએરે, ડાબી ગાંઠ વાળી બેચાર કાળીએરે.
એક ઓઢી પછેડી ખાંધરે, નાથ દુંદાળો ને મોટી ફાંદરે,
વસ્ત્ર પેહેર્યાં તે પાંચે સાજાંરે, પાએ પહેર્યાં તે સાદા મોજારે;
કાંઇ વાગો બીરાજે કેશરરે, બન્યા મોટા પારેખ પરમેશ્વરરે.
મારો નાથજી નીચે ખાંમણુરે, ભટ પ્રેમાનંદ જાએ તેને ભામણુરે;
સાથે વાણોતર છે સાતરે, ઓધવને અક્રૂર ભ્રાતરે;
હનુમાન કપિલ અર્જુનરે, ભક્ત સુદામો દીસે દીનરે,
પારથ થઇ ઉપમાનરે, આગળ જ્યેષ્ડિકાદાર હનુમાનરે.
છે લાકડી સુદામાએ ગ્રહીરે, છે વિદુરના હાથમાં વહીરે;
ઓદ્ધવને ખાંધે કોથળીરે, તે તો પારસી બોલે ટોટડીરે.
એમ આવ્યા શ્યામળા અવિનાશીરે, તે જોઇ રહ્યા તીરથવાસીરે;
એ તો કોઇ પારખ દીસે નવોરે, આપણો અર્થ સરસે હવોરે.
કાંઇક ભારે માણસ ભાસેરે, ભલા વાણોતર છે પાસેરે,
હીંડે સહુને શીશ નમાવતારે, દીસ પૈસાદાર કોઇ પામતારે.
એ તો કારણરૂપ કંઇ મળિયુંરે, એને દર્શને દુઃખડું ટળિયુંરે;
હુંડીવાળા એમ વદે વાણીઓરે, મળ્યું શ્યામળે અંગે એંધાણીઓરે.
આધા આવીને પાછા શાણીરે, તેના મનની વારતા જાણીરે;
બોલ્યા પોતે તે શારંગપાણિરે, કાંઇક ઓછી લજ્જા આણીરે,

તીરથવાસી બોલ્યા શિર નામીરે, જુનેગઢથી આવ્યા છીએ સ્વામી;
અમે જુનેગઢથી આવ્યારે, નરસૈયાની હુંડી લાવ્યારે;
જ્યારે સાંભળ્યું નરસૈનું નામરે, ત્યારે ધાયા શ્રી ભગવાનરે;
નેત્રે ભર્યાં આંસુ અંબુજરે, હુંડી લીધી તે ચતુરભુજરે;
જ્યારે અક્ષર ઓળખ્યા નાથેરે, હુંડી ચાંપી તે હૈયાં સાથેરે.

---

૬૦

## વિષનું વિષયા.

### ( રાગ ગોડી. )

નારદ કહે સાંભળરે અર્જુન, વાડી તણો વિસ્તારજી;
તે વાડીમાં ભુલ્યા સેવક, જોતાં પેલા ચારજી.
શયન કીધું છે ચંદ્રહાસે, નિદ્રા અતિશે આવીજી;
દૈવ તણી ગત કોઇ ન જાણે, થાય વાત જે ભાવીજી.
તે ધૃષ્ટબુદ્ધિ પ્રધાનની પુત્રી, વિષયા જેનું નામજી;
યૌવન માતી રંગે રાતી, પીડે પાપી કામજી.
ચંપકમાલિની રાજાની પુત્રી, વિષયાની સહિયારીજી;
અન્યો અન્યે પ્રીત ઘણી, પણ બંને બાળકુમારીજી.
તેને અનંગ અંતર પીડે, પાપ તે નવ ખમાયજી;
બેહુ સખિ સંગાથે સરોવર, નિત્યે નહાવા જાયજી.
તે દિવસે તો તારૂણી આવી, નિત્યનું સ્થાન જ્યાંયજી;
ચંદ્રહાસે શયન કીધું છે, વિશ્રામ કારણ ત્યાંયજી.
સામું ત્રટ સરોવરનું ત્યાં, શ્યામા આવી રહેતીજી;
જળ ભરીને નૃત્ય કરો, સર્વે વિષયાને કહેતીજી.
કો કુસુમ નેણે કો કંઠ ઝીણે, ગુણવંતી લાગી ગાવાજી;
કો શરીર સમારે ઉત્તમ ઓવારે, કોઇ ઉતરે નહાવાજી.
કો તટ બેસે કો જળમાં પેસે, તારૂણી જાય તરવાજી;
કો ડુબકી ખાય સંતાડી કાય, વળી બહાર નિસરે વહવાજી.

કો કેશ ઝાલે તાણી કાડે, લાગી હાસ્ય વિનોદ કરવા બાળીજી;
કો આલિંગન દેતી મુકો મુકો કેતી, કો કર દેતી તાળીજી.
એવે વાડી દીઠી નવ પલ્લવ, જે પૂર્વ હુતી સૂકીજી;
સ્યામા સર્વે ધસી જોવાને, સંગ વિષયાનો મૂકીજી.
ચંપકમાલિની ચાલી જોવા, જાતી વાડી મધ્યજી;
સર્વેને જાવા દેઇ રહિ એકલી, વિષયાએ વિચારી બુદ્ધજી.
પૂર્વે પિતા મુનિ એમ કહેતા, તે પાસેથી હું સાંભળતીજી;
આજ નિશાએ સ્વપ્ન આવ્યું, વાત બંનો દીસે છે મળતીજી.
સુકું વન થાશે અતિ લીલું, જ્યારે આવશે વિષયાનો નાથજી;
આ સ્વપ્ન વિશે ચંદ્રહાસે, પરણીને ઝાલ્યો હાથજી.
એવું વિચારી વિષયા નારી, ચઢી સરોવર પાળેજી;
એવે અતિ ઉજ્જવલ અશ્વ દીઠો, બાંધ્યો આંબા ડાળેજી.
તુરીનું તેજ દેખી મનમાં હર્ખી, જોવા જીવ ત્યાં ખુત્યોજી;
એવે દક્ષિણ પાસ ચંદ્રહાસ, સેવક રહિત સુતોજી.
હરિ ભક્તને દેખી હયને પેખી, હરિવદની હર્ષને પામીજી;
શું સ્વપ્ન નિશાનું થાશે સાચું, શકે સુતો મુજ સ્વામીજી.
વિમાસે વાત જો હોય નાથ, તો જોયા વિના કેમ ચાલેજી,
ઘેર કેમ જવાય શી રીતે રહેવાય, મળ્યા વિના હૃદયા સાલેજી.

વલણ.

સાલે હૃદયા મળ્યા પાખે, તે માટે જોતી જાઉરે;
એને જોઇ ઓળખી, હું નિરખી નિરભે થાઉરે.

---

૨

## વિષનું વિષયા. ૨.

### ( રાગ ગોડી. )

વિષયાએ વિમાશી જોયું, એ પુરૂષને હું નર્ખું;
અન્ય પશુ પક્ષી ને માનવ, નથી કોય આં સરસ્યું.

રખે ચતુર તુરી કહેતા સ્વામીને, જાગશે તો શું થાશે;
નિદ્રાવશથી કેમ ઉઠાડું, પછે શું કહેવાશે.
હે અશ્વ તું અતિ અનુપમ, તારૂં રૂડું વાન;
માગી રે લેઉં છું હું માનિની, રખે કરતો સ્વામીને જાણ.
તારે રત્ન જડીત મુખ મોરડો, ઉદયાચળ ઉગ્યો ભાણ;
પેંગડાં તારાં પરમ મનોહર, રત્ન જડીત પલાણ.
એવું કહેતી ચાલી ચતુરા, ચંચળ નયણે જોય;
રખે સખિ સહિયર આપણી, છુપી રહીને જોય.
નેપૂર ઝાંઝર અણુવટ વિંછિયા, એ સોનીએ આભ્રણ ઘડીયાં;
પ્રથમ વાજતાં રૂડાં લાગતાં, આજ શત્રુ થઈ નિવડિયાં.
એવું કહી મન દ્દઢ કરી ચાલી, ઝાંઝર ઉંચાં ચઢાવી;
મર્મે ભરતી ડગ જેમ જળમાં બગ, એમ શ્યામા સમીપે આવી.
ચંદ્રહાસની પાસે અતિ ઉલ્લાસે, હરિવદની હરખે બેઠી;
મારો શ્વાસ લાગે સાધુ જાગે, તે ચિંતા ચિત્તમાં પેઠી,
રખે કો દેખે સહિયર મુજ પેખે, એમ દૃષ્ટ રાખતી આડી;
પછે પિછોડી પરી કરીને, જોયું વદન ઉઘાડી.
નખ શિખા લગી ચંદ્રહાસને રે, જોતી નયણે નિરખી;
હરિભક્તને દેખી હરિવદની, હેડામાં ઘણું હરખી.
આકાશે અભ્ર અળગું થાયે, ચંદ્રબિંબ દીસે જેવું;
ત્યમ પિછોડી પરી કીધે મુખ, કુલિંદ કુંવરનું તેવું.
સુવદન અંબુજ ઉપર ભ્રુકુટી, ભ્રમર કરે ગુંજાર;
શકે શશિબિંબ પુંઠે તારા, એવો શોભે છે મોતી હાર.
શુક ચંચુ અતિ ઉત્તમ, જાણે અધર બિંબ અલંકૃત;
શશિ સવિતા શ્રવણે કુંડળ, દાડમ કળીશું દંત.
કપોત કંઠ કર કુંજરના સરખા, હથેળી અંબુજ વર્ણ;
બાંયે બાજુબંધ બેરખા, મુદ્રિકા આદે આભરણ.
વિશાળ હૃદે ને હાર હેમનો, કટિ કેશરીના સરખી;

દેખી રૂપ રંગ તેજ તારૂણી, જાણે નાખી પ્રેમની ભુરકી.
ધન્ય માત તાત એનાં દીસે છે, કોણે કીધાં હશે પુન્ય;
હીમે હાડ ગાળ્યાં સુખ ટાળ્યાં, તો એહેવો હશે તન.
જપ તપ વ્રત દેહ દમન, એવી તારૂણી ધર નાર;
તે નારીનું પરમ ભાગ્ય જેને, આવો હશે ભરથાર.
મેં પાપણિયે પુન્ય ન કીધું, તો કયાંથી આવો સ્વામી;
એમ દુઃખ ધરતી આંસુ ભરતી, શ્યામા શોકને પામી.
એવે એક કબાયની કસે, કાગળ બંધન દીઠો;
જોવા કારણ યૌવનાએ, તતક્ષણ છોડી લીધો.
સરનામું અક્ષર તાતના દેખી, શ્યામા મહા સુખ પામી;
શકે પત્ર લખી મોકલ્યો, પિતાજીએ મુજ સ્વામી.
સ્વસ્તિશ્રી કૌંતુલપૂર સ્થાને, મદન કુંવર બલવંત;
અહીં ચંદ્રહાસને મોકલ્યો છે, તે પત્ર લેજો ગુણવંત.
રૂપ ન જોશો રંગ ન જોશો, ન પુછશો ધરસુત્ર;
મુહૂર્ત ઘડિ કોને ન પૂછશો. એને વિષ દેજોની પુત્ર.
વાંચી પત્ર ને વિષયા બોલી, ત્રાહે ત્રાહે ત્રિભુવન નાથ;
વિષયાને સાટે વિષ લખાયું, શું કાપ્યા જોઇયે હાથ.
પત્ર લેવું તો પાછો ફરી જાય, પરણ્યા વિના વિઘ્ન થાય;
અક્ષર એક વધારૂં એ માંહે, વિષની કરૂં વિષયાય;
એક નેત્રનું કાજળ કાઢયું, બીજા નેત્રનું નીર;
તરણાવતે લખ્યું તારૂણીએ, ધરી હૃદયા મધ્યે ધીર.
નારદ કહે સાંભળરે અર્જુન, કર્તા હર્તા અવિનાશ;
વિષ ફેડી વિષયા કરી, એમ ઉગાર્યો ચંદ્રહાસ.
પત્ર ફરી બાંધ્યું પ્રેમદાએ, જળ ભરતી તે નેણ;
ઉઠી અબળા ચાલી ત્યાંથી, મુખે કહેતી વેણ.
ઘેર જઇને વાટ જોઉછું, ઉતાવળા તમો આવો;
મદનભાઇને મળજો સ્વામી, પત્ર લખ્યું તે લાવો.

વળણુ.

પત્ર લખ્યું તે લાવો સ્વામી, એમ કહી વિષયા વળીરે;
થરથર ધ્રુજે ને કાંઇ ન સુઝે, સખી જ્યાં સામી મળીરે.

---

૬૧

## હિરણ્યકશિપુ અને પ્રહ્‌લાદ.

( રાગ સોરઠ )

હિરણ્યકશિપુ હઠે ચઢયો, બોલ્યો પાડી ત્રાડ;
મુકું નહીં તને જીવતો, તારો રામ દેખાડ;
દેખાડ દેખાડ, તારો રામ ક્યાં છે ?
ચરાચર વ્યાપી રહ્યો, તારો વ્યાપક રામ;
ઇષ્ટદેવ દેખાડયા વિના, તારો કેડું ઠામ. દેખાડ.
પ્રહ્‌લાદ હસીને બોલીયો, ફોકટ શી રીસ;
હું કંઇ દેખતો નથી, વિના શ્રી જગદીશ.
જુઓ જુઓ પિતા, મારો રામ ક્યાં છે.
નર અમર બહુ આત્મા, અવનિ ને આકાશ;
જોતાં કંઇ બીજું નથી, સઘળે શ્રી અવિનાશ. જુઓ.
વિચારી જુઓ તાતજી, મિથ્યા એ અહંકાર;
જાણો છો તમારી દેહનો, કોણ છે વહેનાર. જુઓ.
રામ તણી શક્તિ કરી, પક્ષી ઉડે ગગન;
ગતિ જોઇ ગોવિંદની, હું થયો છું મગન. જુઓ.
અછેદ અભેદ અવ્યક્ત છે, મારો ઇષ્ટ દેવ;
તેણે તમ જેવા લક્ષનો, ઉતાર્યો અહમેવ. જુઓ.
નિકટ મારો નાથજી, રખે જાણો દૂરસ્થ;
મુને જળ્યું વાયુ વાગે [illegible] શિર હરિનો હસ્ત. જુઓ.

મરણ થકી મૂકાવશે, તે સાચો સ્વામ;
નહિ મૂકું તને જીવતો, હવે હણું એ ઠામ. દેખાડ.

પ્રહ્‌લાદ સ્તુતિ હરિની કરે, અહો ગરૂડારૂઢ;
વારે ચઢજો વિઠ્ઠલા, દુઃખ પડિયું છે પ્રૌઢ.
આવો આવો મારા રામજી રૂડા.

× × × ×

ભાર પોતાનો રાખીએ, કહાવો ભક્તવત્સળ;
પ્રકટ દર્શન દીજીએ, જાણે સૃષ્ટિ સકળ. આવો.

પરબ્રહ્મ પિતા છો માહરા, મધુસૂદન માત;
કુટુંબ કેશવ છો સહી, ભૂધરજી મારે ભ્રાત. આવો,

ન્યાત મારે નરહરિ, તમો મિત્ર મોરાર,
પાસું તારૂં પુરૂષોત્તમા, અન્ય નહિ સંસાર. આવો.

એવું જાણીને આવજો, ભલા શ્રી ભગવંત;
ભક્તિ ન જોશો માહરી, હું અજ્ઞાની જંત. આવો.

આસન ધ્યાન જાણું નહિ, ન જાણું વ્રત નેમ;
નારદના ઉપદેશથી, રાખું તમ પર પ્રેમ. આવો.

અભંગ અંગ મારૂં કર્યું, વાગ્યા નહિ પ્રહાર;
તો સ્તંભ સાથે સંબંધ કરો, હસશે આ સંસાર. આવો.

નામે બંધન ત્રૂટે ભયાતણાં, છૂટે બહુ પ્રાણી;
નામ મહિમા રહેતો નથી, હું બાંધ્યો તાણી. આવો.

* * * *

આરત નાદ સાધુનો, સુણી ધાયા સર્વેશ;
દર્શન દેઇ દાસને, કીધો સ્તંભ પ્રવેશ. આવો.
આવ્યા આવ્યા, પ્રભુ રામજી રૂડા.

## ૬૨
## અદ્ભુત રથ.
### ( રાગ ધનાશ્રી. )

પૃથિવીનો એક રથ કીધો, દશ યોજન વિસ્તારજી;
ઝુસરૂં માયાતણું, ને વેદ ઘોડા ચારજી;
ઊત્તરાયણુ ને દક્ષણાયન, એ પિંજણી કીધી ચક્રજી;
ફરતો કીધો રથને, શશિ સૂર્ય એ ચક્રજી.
નવકુળ વ્યાલ વાધર કરી, ભમરીએ થાપ્યા ક્ષત્રીજી;
ચાર યુગની ચાર દાંડી, આકાશની કીધી છત્રીજી;
ધરી દ્રૃઢ પ્રાલબ્ધ તણી, રચી રાશ આશા જાડીજી;
જન્મ મરણુ તે જોતરાં, ઘોંસરે તૃષ્ણા નાડીજી.
સારથી તે પ્રજાપતિ, ગ્રહ્યો મેરૂ પરાણો હાથજી;
× × × ×
હાક વાગી ચૌદ લોકે, શકે શું ઉત્પાતજી.
આરોગ્ય કવચ તે હરી પેર્યું, સિંહનાદ કરીને ગડગડયાજી;
બ્રહ્માંડ ત્રણે ખળભળ્યાં, શિવજી જ્યારે રથે ચઢયાજી.

---

## ૬૩
## અલૌકિક ખંડ વર્ણન.
### ( રાગ કેદારો. )

માર્કંડેય કેહ દ્વિજ મહામતિ, કિંપુરુષ ખંડતણી કહું ગતિ;
અતિ રતિવતી સુખ પામવુંરે. ૧
જ્યાં ગંભીર વીર દેહ ધારી, નર દશ સહસ્ર વર્ષ જીવે અવિધારી;
નરનારી જાણે ન કોઇ શામવુંરે. ૨
જ્યાં સ્ત્રી પુરુષ ન જાણે શોક, વસે વ્યાધિ રહિત થઇ અશોક;
એવા લોક થોકેથોક જ્યાં વસે ઘણુંરે. ૩

નંદનવન સરખો, વિશાળ, છે એક વનખંડ મુનિ બાળ;
થઇ કૃપાળ દયાળ તે હું ભણુંરે. ૪
તે વનફળનો રસ જેહ, સ્થિર યૌવનવાળા એ નર તેહ;
થાય ઉજેકાર ઉજેહ અંગમાંરે. ૫
ત્યાં પદ્મ સમ સુગંધીવાળી, છે શ્વેત આંખને કીકી કાળી;
જ્યાં ક્ષીણુ થાય ન બાળી ઉમંગમાંરે. ૬
તે પણુ કરતી અમૃતરસપાન, મહામત્ત ને યૌવન વાન;
ગુણુવાન બુદ્ધિવાન તે ઘણીરે. ૭
નરથકી નમતી નાસિકા જેની, કટિ કૃશ અતિશે તેની;
એની વેણી ફેણી પર સોહે મણિરે. ૮
એવો કિંપુરુષ વર્ણવ્યો આજ, હવાં હરિવર્ષ કહું તારે કાજ;
સુણુ દ્વિજરાજ વર્ણન કારસુંરે. ૯
જ્યાં સુવર્ણ રંગાકૃતિ છે નર, પડયા સુર લોકથી ક્ષીણ પુણ્યવર;
તેનું ઘર બાર વર્ણું આ વારસુંરે. ૧૦
છે તેનાં દેવ સમાને રૂપ, દર્શે એક એક ભૂમિનો ભૂપ;
અનુપમને ઉપમા શી ઘટેરે. ૧૧
એ ખંડે સર્વ નર નિર્વાણુ, પીએ રમ્ય ઇક્ષુરસ પ્રમાણુ;
તે જાણુ સુજાણુની ક્ષુધા મટેરે. ૧૨
તેમને વૃદ્ધ વય કરે નવ બાધ, નવ અંગઘર્ષણુનો અપરાધ;
એવા સાધ શિરોમણિ ત્યાં વસેરે. ૧૩
તે જીવે કિંપુરૂષ જેટલું જાણુ, જેનું રોગ રહિત અંગ પ્રમાણુ;
કરે કોણુ વખાણુ તેનાં નવે રસેરે. ૧૪
કહ્યો મેરુ ખંડે ઇલાવર્ત મેં ય, તે સર્વ સાંભળી લીધો તેં ય;
તે સુખ દેયણો છે શાંતિકારકોરે. ૧૫
જ્યાં તપનતાપ ન લાગે રજ, જ્યાં આપ્યું રજ તો થાયે ગજ;
તું સજ થઇ સાંભળ્ય આ વારકોરે. ૧૬
ત્યાંના નર વૃદ્ધ ન થાયે [illegible]

હોય નક્ષત્ર ગ્રહ નવ કો લહેરે. ૧૭
તેનાં કિરણુ તણો પ્રકાશ, નથી કરતો તે દેશ ઉજાશ,
તેની આગમ આશ ન કો કહેરે. ૧૮
પ્રગટે ત્યાં મેરૂ પ્રકાશ સદાય, ત્યાંના જન રીઝે તદાય;
કદાચ સાલ્ય ન અન્યની તે ધરેરે. ૧૯
તે જનની કાંતિ છે કમળ જેવી, ગંધ કમળ જેવી સેવી;
દેવ દેવી તે પણુ તેવી વરેરે. ૨૦
કરે તે જંબૂરસનું પાન, તેથી પોસાય તેમનાં વાન;
ભાનુ સમાન કાંતિ પ્રગટે ઘણીરે. ૨૧
છે કમળપત્ર સમાન તેનાં લોચન, ભાગ્ય વિશાળ જન પાવન;
મહામન સ્વરૂપી ચિંતામણિરે. ૨૨
ત્યાં વસે પદ્મિની ને પુરૂષ, તેનું તેર સહસ્ત્ર વર્ષ આયુષ્ય;
તુલ્ય તરુણી તે જે તરણિ સમીરે. ૨૩
ઇલાવર્ત મધ્યે નિર્વાણુ, શંખાકાર મેરુ રહ્યો પ્રમાણુ;
જાણુ વખાણુમાં જાયે વમીરે. ૨૪
ત્યાં છે મેરુ પર્વત એક, કરવો ન બીજા તણો વિવેક;
ટેક છેક જાય બીજે ગણેરે. ૨૫
એ ઇલાવર્ત ખંડ કહ્યો ભૂદેવ, હવાં રમ્યક ખંડ કહું તતખેવ;
ભવ્ય ભેવ દેવ જેનો ભણેરે.
ત્યાં લીલાં પર્ણુવાળો એક વૃક્ષ, જોતાં ઉંચાં ચઢી જાય ચક્ષ;
દક્ષ ભૂલે તે સોધ જોઇ વૃક્ષનીરે. ૨૭
તે વૃક્ષ વટતણો નિર્વાણુ, તેનો રસ પી કરે સર્વ વખાણુ;
છે જાણુ સુજાણુ સાક્ષી એ ભક્ષનીરે. ૨૮
તે વટફળ રસ પીએ મહંત, તેણે જીવે તે ખંડના જંત;
સંત ચતુર શિરોમણિ સાંભળેરે. ૨૯
તે ફળ ભક્ષક નરનાર, જીવે તે વર્ષ દશ હજાર,
પાર તેહનો સુધી જોવો ભણેરે. ૩૦

તે છે રત્યાદિક કર્મે નિર્મળ; ત્યમ વૃદ્ધવયી છતાં મહાબળ;
વિમળ સુગંધી વાયુ જ્યાં વહેરે. ૩૧
એ રમ્યખંડ કહ્યો રમણિક, કહું હિરણ્યખંડ હું ઠીકાઠીક;
જે અધિક એકમેકથી મુનિ કહેરે. ૩૨
જ્યાં પુષ્પ પદ્મવડે ઉજ્વળ, હિરણ્યવતી નદી વહે નિર્મળ;
છે જળ બળ જેનું ગહન અતિરે. ૩૩
ત્યાં બલિષ્ટ તેજસ્વી સાર, શરીર સંપત્તિ જેને અપાર;
એવાં નરનાર વસે મહામતિરે. ૩૪
વળી ધનવાન ને બળવાન, ગુણવાન ને રૂપવાન;
મતિમાન મહાન નર નીપજેરે. ૩૫
જ્ઞાનવાન ને સત્યવાન, ધૃતિવાન ને લજ્જાવાન;
દાન માન વધારક નર ઉપજેરે. ૩૬
નહિ પાપી પુરાણી જેવા કોઇ, અદ્યાપિ સુણી જાણી સોઇ;
જે પોઇ પુણ્યની ધારણ ધસમસેરે. ૩૭
દિસે કનકફૂલ સમાન, ફૂલે તેવો ફૂલકો માન;
તેવા ગુણવાનના ગંધ મસમસેરે. ૩૮

---

૬૪

## અહિલોચન અને કૃષ્ણ ૧.

### ( રાગ ગાડીની ચાલ. )

અહિલોચન ઉઠીને ચાલ્યો, ન રહ્યો ઝાલ્યો હાથે;
સજ્યા ટોપ કવચ ને બખ્તર, સેના પેટી લીધી માથે.
સર્વે સાથ વારીને રાખે, વણ ખુટે મરે છે શાને;
આવ્યો કાળ બાળકને લેવા, કોનું કહ્યું નવ માને,
આંસુ ભરતી આંખડી રાતી, માતા આગળ પડતી;
ઉન્મત્ત અહિલોચન ચાલ્યો, મૂકી જનુનીને રડતી.

ભેદી ભોમ ને બહાર નીસરિયો, ચાલ્યો પશ્ચિમ દીશ;
દ્વારિકાની વાટ પૂછતો, હણુવાને જુગદીશ.
ઉજમ સહિત ધાયો અહંકારી, ગ્રહેવાને ગોપાળ;
કુંવરે કેશવને નવ જાણ્યા, જે કાળ તણો છે કાળ.
હિંડતાં પગને પ્રહારે કરીને, ધરા ધમ ધમ થાયે;
ટીંબા ટેકરા ગીરી તરૂવર તે, ઠેસે ઉડી જાયે.
કુમાર્ગને સુમાર્ગજ કીધો, વાધે મૂક્યાં વન;
જાણે પૂર્વ દિશાથી પશ્ચિમ પાસે, ગાજીને ચાલ્યો ઘન.
રાતા ડોળા અગ્નિના ગોળા, ભ્રગુટી તાણી કોદંડ;
તાડ પ્રમાણે કાયા જેની, દેખાતો પ્રચંડ.
શકે પ્રૌઢ પારધી પંજર લઇને, ગ્રહેવા ચાલ્યો કીર;
તે અંતર માંહે દ્વારામતિથી, જાણ્યું શ્રી જદુવીર;
જે અહિલોચન આવે છે બળિયો, તે તો જુદ્ધ નહીં જીતાય,
પેટીમાં પેસે એ પાપી, એવો કરૂં ઉપાય.
જુગતે મારૂં પ્રપંચ કરીને, એ બીજળ્યો નવ મરે;
એ કોપ્યો થકોરે વ્યોમ વસુધા, બંને એકઠાં કરે.

વલણ.

કરે એકઠાં વ્યોમ વસુધા, ઉજાડે ચૌદ લોકરે.
કહે કૃષ્ણ કપટ વિના, એને જીત્યાની આશા ફોકરે.

---

## અહિલોચન અને કૃષ્ણ. ૨.

( રાગ ગોડી. )

સંજય કહે સાંભળની રાય, દેવકી નંદનનો મહિમાય;
મારવા દાનવ કેરા ભૂપ, ભગવાને ધર્યું બ્રહ્મ સ્વરૂપ.
શત્રુ હણવા સારવા કાર્ય, શ્રીકૃષ્ણ થયા શુક્રાચાર્ય;
જુદ્ધ વેશ કર ગ્રહી લાકડી, વાગે ઠેસ પડે આખડી.

જલજલાં નેત્ર જુવે આફૂફરૂ, માથે બાંધ્યું ફાકું ચીથરૂં;
થરથર દેહડી ધ્રુજે જદુરાય, કાયામાં પ્રગટ્યો કંપ વાય.
મુખે નાસિકાયે લાળો ચૂવે; કર કપાળે દઈ આડું જૂવે;
પેટે વળી છે કરચલી, હીનઅંધ્રુ દુબળા જાણે પેપલી.
ઉધરસનો ઠાંસો ને ચઢે શ્વાસ, ખધ રોગિયા થયા અવિનાશ;
નીસરી ખુંધ કટિ બેવડ વળી, પગે વાયુ ને માથે પળી.
ખોડંગતો ચાલે કાનુવો, વાકું ઘુંટણ પગે જાનુવો;
વળગે જીભ બોલતાં આવે શળ, ઓઢ્યો કામળો પહેર્યું વનકૂળ.
એવે રૂપે પરમેશ્વર ચલ્યા, અહિલોચનને સામા મળ્યા;
આંખ ઉપર દઈ આડા હાથ, દાનવ પ્રત્યે બોલ્યા દીનોનાથ.
અલ્યા ભાર ઉંચલી હીંડે શું પાપ, પેટીમાં છે કાળ કે સાપ;
સજ્યાં ટોપ કવચ હથિયાર, દીસે ભાગ્યવાન કાં ઉચલે ભાર.
ભર્યા માણેક કે રત્ન ઝવેર, કોને આપવા ચાલ્યો ઘેર;
રખે તું જાતો દ્વારિકા ભણી, શ્રીકૃષ્ણ લેશે પેટી તુજ તણી.
તે પાપીને દયા નથી, માર્ગુને મારે તે સર્વથી;
જેણે મામાના લીધા પ્રાણ, માર્યો મયદાનવ મુજ જજમાન;
મને માગતો કીધો ભીખ, નથી દુષ્ટને કો દેતું શીખ.

વલણ.

શીખ દેનારો કો નથી, એમ કહીને રોયા શ્રીભગવાનરે;
મુને સાલે છે પેટ વિષે, માર્યો મયદાનવ જજમાનરે.

---

## અહિલોચન અને કૃષ્ણ. ૩.

વાયક સાંભળી અહિલોચન તે, અંતર પામ્યો આનંદરે;
પૂછવાને પાસે ગયો પણ, ન ઓળખ્યા ગોવિંદ—માયા મોટીજી.
પરમેશ્વર શું પ્રીત માંડી, મોહને મૂળથી ખોટીરે;
ન સમજ્યો દાનવ અલ્પમતિરે, હરીની માયા મોટી. માયા૦

એહો ઋષિજી તમો ક્યાંથી આવ્યા, કોણ તમારૂં ગામરે;
મ્હારા પિતાને તમે શું સંભારો, કોણ વસ્યાનો ઠામ. માયા૦
તમો તે મને શું જાણો છો, હું મયદાનવનો તનરે;
એવું જાણી હરખ્યા હરજી, ધાઈ દીધું આલિંગન. માયા૦
હાથે ઝાલી હડપચીને, બોલ્યા શ્રી ભગવાનરે;
ભાઈ સાચો મયદાનવનો દીકરો, હું ગુરુ તું જજમાન. માયા૦
જેમ ગયાં નેત્ર આવે અંધને, આપે વંધ્યા પ્રસવે તનજી;
તેવું સુખ મ્હારે થયું, આ સાચું કે સ્વપ્ન. માયા૦
તું સરખો ભડ મોટો ભાઇ, બેસી કેમ રહ્યો ઘેરરે;
પાપી કૃષ્ણને ન માર્યો તેં, ન વાળ્યું બાપનું વેર. માયા૦
પૂર્વે પિતાયે જીત્યા તારે, જીત્યા સુર પરીવારજી;
સજીવન વિદ્યા મુજ પાસે, મારે માથે રાજનો ભાર, માયા૦
શુક્રાચાર્ય તે નામજ મહારૂં, હુંથી કાળ પામતો બીહીકજી;
જીર્ણ થયો જજમાનજ મરતાં, આજ ઘેરઘેર માગું ભીખ. માયા૦
કો જનુનીએ નથી જન્મ્યો, જે પેલા કૃષ્ણીયાને પછાડેજી;
દાઝ ઓલવી મયદાનવની, મુને આનંદ પમાડે. માયા૦
કહે કુંવર તું કેમ અવતર્યો, મુને હરીએ હાથે સાહ્યોજી;
વજ્ર પિંજર કયાંથી પામ્યો, આણે મારગ કેમ ચાલ્યો. માયા૦
એક વૃક્ષની છાયા હેઠળ, બેઠા બંને એકાંતજી;
અહિલોચને વાત માંડી, આવ્યો ન જાણ્યો અંત. માયા૦
વાહાલો ગુરૂ જાણીને બાળક, કર જોડી ઓચરિયોજી;
હું પાતાળમાં પ્રસવ્યો, માતાએ મોસાળમાં ઉછેરિયો. માયા૦
પછે ઈશ્વર આરાધીને પિંજર પામ્યો, એથી કારજ સરશેજી;
કૃષ્ણને ઘાલીશ પીંજર માંહે, અકળાઇ આફણીએ મરશે. માયા૦
એવું સાંભળી હરખ્યા હરજી, એ કામ કઇ પેરે થાશેજી;
પેટી દ્વાર સંકીર્ણ દીસે છે, કાળો તે કેમ સમાશે. માયા૦
એ કામ કાચું નવ કીજે, જ્ઞાન ચક્ષુએ નીરખોજી;

પેસી જૂવો પરમાણું પેટીનું, કૃષ્ણુ છે તુજ સરખો. માયા૦
પાસે મૂકયા બદલાયા જાઓ બંન્યો, જુજવા નવ ઓળખાવોજી;
માટે પેટીમાં પેસી નીકળો, પછે તે ભણી જાઓ. માયા૦

વળણ.

જાઓ પછે પેટીમાં પેશી, એમ બોલ્યા શ્રી ગોવિંદરે;
અહિલોચન પછે શું કરે, તે કહે ભટ પ્રેમાનંદરે.

---

## અહિલોચન અને કૃષ્ણુ. ૪.

### ( રાગ વેરાડીની ચાલ ઢુંકડી. )

સંજય ભણે સાંભળ તું રાયે, પ્રપંચ પ્રભુનો નવ પ્રીછાયે;
મોહને નાખ્યો માયાનો ફંદ, તેથી અહિલોચન પામ્યો આનંદ.
ધન્ય ધન્ય ગુરૂજી મારા ચતુરસુજાણ, હું પેસી જોઉં પેટીનું પ્રમાણ;
મહારૂં શરીર જો માંય હરે ફરે, તો જાણીએ જે જદુપતિ મરે.
પછે રાજ્ય હું સુખે કરૂં, ભાર સઘળો તમ મસ્તક ધરૂં;
ગુરૂજી કહેરે હો ગુણવંત, હવે મારૂં માન્યું ચંત્ત.
શત્રુ કૃષ્ણુ સર્વથા મુઓ, પુત્ર પ્રમાણું પેટીમાં જુવો;
બળિયા બે વસુદેવના તન, તેહને તું વિના કોણ કરે નિધન;
એકના પેટીમાં રહેશે પ્રાણ, બીજાને તું હણજે બાણ.
મૂકયો ટોપ કવચ ને અસ્ત્ર, કાછડો વાળ્યો એકે વસ્ત્ર.
શત્રએ શ્યામનો મર્મ ન લહ્યો, પુત્ર પેસવા તત્પર થયો;
દ્વાર ઉઘાડ્યું હાથે કરી, ત્યારે શિખામણ માની સાંભરી.
મારી માએ વાયક કહ્યાં અનુપ, જે જદુપતિ ધરશે જુજવાં રૂપ;
એ શુક્રાચાર્ય સાચો ગુરૂ નથી, કપટી કૃષ્ણુ આવ્યો સર્વથી.
ઉતાવળો થઈ પ્રવેશજ કરૂં, એ દે તાળું તો નિશ્ચય મરૂં;
એવો ભય હૃદયમાં ધર્યો, પેટીથી પાછો નીસર્યો.
હો ગુરૂ તમારી કારમી પ્રીત, પેસતાં ન માને મારૂં ચિત્ત;
મોહો રાખી નવ કીજે વાત, ન હોય વિપ્ર વેરી સાક્ષાત.

અહિલોચનનાં વાયક સાંભળી, પછે પડયા કૃષ્ણને મૂર્છા વળી;
જાગ્યા જદુપતિ કરે આંસુપાત, નેણે નીર જાણે વરસાદ.
નીસાસો મૂક્યો ગોપાળ, હું અભાગીઓ ફુટયું કપાળ;
ભાઈ કર્મ કરે તે કો નવ કરે, વહાલા કહીએ તે વેરી થઇ ફરે.
એમ આક્રંદ કરતા દીઠા હરિ, તવ અહિલોચને વાણી ઓચરી;
હવે વહાલ જાણ્યું તમતણું, હું માટે તમો રોયા ઘણું.
કેડ લગી પેઠો પેટી માંહે તન, વળી સાંભર્યું જનુનીનું વચન;
રખે માયા કરી કૃષ્ણીઓ રડે, બ્રહ્માને ભેદ કેમે નવ જડે.
બહાર નીસર્યો વળી અહિલોચન, હો મુનિ મારૂં નવ માન્યું મન;
મુનિ કહે મુને કૃષ્ણનું પાપ, જે દુષ્ટે માર્યો તુજ બાપ;
માની બેહેન મારવાની હત્યાય, જો ન હોઉં બ્રાહ્મણ કેરી કાય;
મામો માર્યાનો અધર્મ, ન હોઉં ગુરૂ તો તે લાગે કર્મ.
કરી ફરસરામે નક્ષત્રી એકવીશ વાર, જુઠું બોલું તો તે મુજને ભાર;
હવે તુંને નહિ આવે વિશ્વાસ, તો હું કરૂં છઉં કંઠપાશ.
એવું કહીને રોયા પરિબ્રહ્મ, અહિલોચને નવ પ્રીછયો મર્મ;
અધિક અઘરી પ્રતિજ્ઞા ગોરે કરી, એ શુક્રાચાર્ય સાચો નહીં હરી.
વહવાયો વિઠલ સાથે ગયો, મૂરખ મરવા તત્પર થયો.
જેમ તેતરને તેડે વાઘરી, તેમ કાળે પેટી આગળ ધરી;
જેમ કોશ વિશે પેસે તરવાર, તેમ દૈત્ય પેઠો પેટી મોઝાર.
ગારૂડી જેમ સર્પને સુવાડે જડી, તેમ કાળે પેટી આગળ ધરી;
ગોવિંદ ગારૂડી અહિલોચન સર્પ, ભેદ ભાંગવા કીધો દર્પ.
જ્યારે પેઠો પીંજરમાં કુમાર, ત્યારે હરીએ આવીને દીધું દ્વાર;
પ્રભુ કહે પ્રમાણું રૂડી પેરે જુવો, ચારે ખુણે લાંબા થઇ સુવો;
જો બાર દેતાં અડકે નહિ, તો કૃષ્ણજી સમાયે સહી.
હે માહારા ગુરૂજી મન ભાવતા, રખે તમો તાળું સપડાવતા.
કૃષ્ણ કહે કેમ કીજે ફેર, એણી વાતે વાધે વેર;
કુંવર સુતો એમ પેટી તળે, તવ તાળું દીધું વિઠ્ઠલે.

વાયુ તણો તવ થયો વિરોધ, અકળાયો અંધારે જોધ;
શરીરથી ચાલ્યો પ્રસ્વેદ, નીસરવા નવ પામ્યો ભેદ.
ચોહો દીશાએ ખંખોળે કુમાર, નવ જડે પેટી કેરૂં દ્વાર;
અકળાયો અતિસેં જ્યારે પ્રાણ, તવ ગુરૂજી કહી બોલ્યો વાણ.
મ્હારા ઋષીજી ઉઘાડો દ્વાર, જાશે જીવ જો લાગશે વાર;
શા માટે સાંભળતા નથી, હવે મારો પ્રાણ જાય સર્વથી;
ચોહો દીશા લાગ્યો હુતાશન, બહાર ભીતર બળે છે તન;
કાઢો બહાર મન કરૂણા ધરો, જોયું પરમાણું કૃષ્ણ સમાસે ખરો.
કૃષ્ણ બોલ્યા કૃષ્ણ તેહ હુય, કોને ગુરૂ કહે છે તુંય;
મેં મોટો કીધો પ્રપંચ, તુંને મારવા કેરો સંચ.

વલણ.

સંચ તને મારવા તણો, મેં તો કીધો મૂઢરે;
એવું કહીને ગાજીયા, મુખે ગરૂડારૂઢરે.

---

૬૫

## સામળ.

## સત્ય.

### ( ચોપાઇ. )

સત્યે સ્વર્ગ ને સત્યે મોક્ષ, સત્ય થકી જાયે સૌ દોષ;
સત્ય આધારે રહે છે આકાશ, સત્ય તેજ પૂરણ પ્રકાશ.
સત્યે જળમાં પૃથ્વી રહે, સત્ય તરે તે સહુકો કહે;
સત્યે સાક્ષી બોલે સહુ વેદ, સાચું સત્ય તેમાં નહિ ભેદ.
સત્ય ત્યાં ઇશ્વર કેરો વાસ, સત્યે સૂરજ રહે આકાશ;
સત્યે કોટિ બ્રહ્માંડ જ જેહ, સત્ય આધારે વરસે મેહ.
સત્યનું બાંધ્યું પાકે અન્ન, સત્ય વસે જ્યાં નહિ અભિમાન;
ક્ષણ માત્ર સુચી સુણે સૌ ધર્મ, એ વાતનો જાણ્યો સહુએ મર્મ.
સત્યનું મૂળ ગયું જ્યારે, પ્રલય કાળ થયો ત્યારે;

સૃષ્ટિ પેહેલું સરજ્યું સત્ય, મોટા પુરુષ વિચારો મત્ય.
સત્ય હોનાર હોય તે હોય, સત્ય વિના બીજું નહિ કોય;
આદ્ય પુરુષ જેનું છે કુળ, સતી સત્ય કેરું છે મૂળ.
અસત્ય થકી ઇશ્વર છે દૂર, સત્ય તે નારાયણનું નૂર.
સરજનાર તે સત્યજ હોય, સત્ય વિના બીજું નવ કોય.
સત્ય તે ઇશ્વર કેરો અંશ, સત્યે સત્ય પૂરણ પ્રશંસ;
આદિ નિરંજન કરતા કામ, સત્ય સ્વરુપ તે તેનું નામ.
સત્યે ધરા ધરે નાગેન્દ્ર, સત્ય તપે દિવાકર ચંદ્ર;
અસત્ય ત્યાં અદકેરું દુઃખ, સત્ય વાતમાં સઘળું સુખ.
જિત્યો જમ જેનું સત્ય રહ્યું, સત્ય મૂક્યું તેનું સર્વસ્વ ગયું;
સ્વર્ગે જવાની વાટજ જેહ, સત્ય નામે ઓળખાએ તેહ.
અક્ષપદમાં મોટેરી મત્ય, તેનુ તત્ત્વ સાચું તે સત્ય;
સત્ય ઉપર જેની હોડ, તે આગળ ઇશ્વર રહે કરજોડ.
સત્ય સાથે જેનો વહેવાર, તે જાણવો ઇશ્વર અવતાર;
સત્ય ઉપરે નિર્મળ સ્નેહ, તે જાણવો ઇશ્વરની દેહ.

---

૬૬

## મરવાનું તો નહિં મટે.

( છપ્પા. )

નાઠે મુકે ન ભૂખ, દુઃખ નાઠે નવ જાએ;
નાઠે ન મુકે ભોગ, રોગ નાઠે નવ જાએ;
નાઠે ન મુકે તાવ, નાસવે ગ્રહ નવ છૂટે;
નાઠે ન રહે લક્ષ, ચોર કે હાકેમ લૂટે;
વળી નાઠે મોત મૂકે નહીં, નાઠે કૂડો પાશ છે;
કવિ સામળભટ્ટ સાચું કહે, નામ તેહનો નાશ છે.

જે જાયું તે જાય, જેહ ખીલ્યું તેહ ખરશે;
ઠારિયું તે ઠલવાય, ચડ્યું તે તો ઉતરશે;
લીધું તે સહાય, નવું તે જુનું થાશે;
આવરદા વશ સર્વ, કાળ સહુકોને ખાશે;
જો કિંનર જનને રાક્ષસો, દેવ ગંધર્વને દાનવી;
મઘવાદિક મોતે મરે, તો કોણ માત્ર આ માનવી.

(૨) ગયા ઇંદ્ર કંઇ ક્રોડ, ગયા બ્રહ્મા કંઇ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ડુલ્યા;
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહિપત;
ગયા દિલિપ હરિશ્ચંદ્ર, ગયા છાકેલા છત્રપત;
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાહ્નવી;
થાવર કોઇ રહ્યા નહીં, કોણ માત્ર આ માનવી;

મારૂં મારૂં કરે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઇ ધંધે ધાયા;
આ મારું ઘર સૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણે પાળે મને, આજ ભલિ ભાત ભણાવું;
પણ એ દીપક છે વાયુમાં, કાચો કુપ્પો કાચનો;
સામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો.

જાય જોરાવર શર્ણ, પ્રિતે પાતાળે પેસે;
પેસે અરણવ નીર, મેરૂ માથે જઈ બેસે;
જાય શેષને શરણ, રવિ રથ આગળ ચાલે;
મંત્ર જંત્ર ના જાપ, કરી મઘવા સંગ મ્હાલે;
કદિ સંચ પ્રપંચ કરે ઘણા, રવિ મંડળ બાધું અટે;
પણ સામળભટ્ટ સાચું કહે, મરવાનું તો નહિ મટે.

૬૭

## વિદ્યા વિષે.

છપ્પા.

સદ્‌વિદ્યાથી સુવર્ણ, શરણુ સદ્‌વિદ્યા સત્યે;
સદ્‌વિદ્યાથી સ્વર્ગ, વીખ ઉતારણ વિત્તે;
સદ્‌વિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી;
સદ્‌વિદ્યાથી રિદ્ધિ, જગતમાં સઘળે જાણી;
સદ્‌વિદ્યાથી વશ સર્વ છે, સદ્‌વિદ્યા ત્યાં શી મણા;
સામળ કહે સદ્‌વિદ્યા વિના, ભટકે ગુણહીણા ઘણા.
લક્ષપતિ તો લાખ, દિઠા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે;
કુળ પણ હોય કલંકી, જોર જોતામાં જાયે;
જોબન પણ વહી જાય, વંશ નિર્વંશી થાય;
નહિ રાજ ચોર કે અગ્નિ ભય, માગ મુકાવે બહુ થકી;
સત્ય પુરૂષો મન માનજો, સદ્‌વિદ્યા છે શુભ સહુ થકી.
વિદ્યા મુકાવે માગ, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શાભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યા માંહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહિની જાણી;
સદ્‌વિદ્યા રત્ન વિશાલ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદ્‌વિદ્યા આગળ ધન કશું, વિદ્યા વિહીન નર તે પશુ.
પંડિત આગળ મૂઢ, હંસ આગળ જયમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રંકા;
પંડિત આગળ મૂઢ; સિંધુ આગળ જ્યમ ટંકા;
પંડિત પ્રાક્રમી પુરૂ, પંડિત સહુ શિર મોર છે,
સામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.

મૂરખને વાહન, પંડિત અડવાણો ચાલે;
મૂરખ મોતનમાળ, પંડિત ફુલ્લમાળા ઘાલે;
મૂરખને બહુ માન, પંડિત કદી ગરીબ કહાવે;
મૂર્ખને અલખત મોજ, પંડિત ખડધાન્યજ ખાવે;
પણ મૂરખ કાચ કથીર છે, દીસંતાં તો દિલ હરે;
પણ પંડિત રત્ન અમૂલ્ય છે, સામળ ઝવેરી પરિક્ષા કરે.

મૂરખને નહિ માન, મૂર્ખ ઝાઝામાં ઝુરે;
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અક્કલ અધૂરે;
મૂરખ હલકો હોય, બહુ ગુણવંતો બોલે;
મૂર્ખ ન લેખા માંહિ, નહીં પંડિતને તોલે:
જેમ હંસ મધ્ય બગલાં પડયાં, કારણ શું જાણે કશું;
સામળ કહે છે સાચું કહું, વિધાવિહીન તે નર પશુ.

પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડિત પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો;
પંડિતને પરણામ કરે જન સૌ કર જોડે;
પંડિતને સન્માન, માન અનમીનાં મોડે;
જેઆગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે;
છે વિધા મોટી વિશ્વમાં, કવિ સામળભટ સાચું કહે.



૬૮

## મદન મોહના.

( દોહરા. )

પુત્રી તેને પદ્મિની, લાયક લક્ષણ કોડ;
અકલ તણી અર્ણવ અતિ, જુગમાં ન મળે જોડ.
રૂપે રંભા સરીખડી, સતીમાં તે સરદાર;
હામ કામ મૃગલોચની, દીસે ઘણી દાતાર.

નખ શિખ શોભા નિરખતાં, અંબુજ દલ શાં નેણ;
હંસગતિ ગજગામિની, અમૃત વદને વેણ.
દેવાંગનાથી દશ ગણી, નાગાંગના સમ નિધ;
રૂપવંત રૂડી રમણ, રતિ સમોવડ સિધ.
કેશ પાશ ફણિધર સમ, ફેણા કાળિય નાગ;
એ વિધ ગુંથ્યો ચોટલો, લીલવટ લાવણ્ય લાગ.
ભર્યો ભોગ ભરપૂરસું, સિંદૂર શોભિત સર્વે;
જળધારા શિવલિંગ પર, ગણો ઉપજાવણ ગર્વ.
વદન શરદ ઇંદુ જશું, અંબુજ દલ શાં નેણ;
ભમર ભમરાળી ભજત, ભમર પંખ પાંપેણ.
રસના અમૃત સરીખડી, સ્વર કોકિલા વાણ;
દંત પંક્તિ દાડિમ કળી, જશ રૂપ જુવતી જાણ.
ચિબુક ચારૂ ચતુરા તણું, અધર પ્રવાળી અમુલ્ય;
ગ્રીવા પોત કપોતશી, નીલગ્રીવ સમ તુલ્ય.
નોત્તમ નાસિકા કીરવત, તન પુલેલ નિર્ધાર;
શ્રવણ શીશ શોભિત સદા, ઓપિત અપરંપાર.
કર કુંજર શુંડ સરીખડા, અંગુલિ મગની શીંગ;
કર હથેલી મહી મથન, નખ તારાનો રંગ.
કટિ વખાણું એહની, જાણે સિંહનો લંક;
ગતિ ગયંદ ઓપતિ અધિક, ક્ષણ માત્ર નહિ વંક.
જાવક રંગ પાની જશી, સજ્યા શોભિતા સોળ;
નીલવટ કુંકુમ કેસરી, મુખ તાતાં તંબોળ.
રત્ન જડિત કરચુડલો, ચંપક વરણાં ચીર;
ચરણાં ચોળી શોભિતાં, નિરમળ નારી નીર.
માતા તેની મદસુદના, મહા મનોહર માન;
રામા રૂપવતી ઘણું, ગુણવંતી ગુણ ખાણ.

૬૯

# વિક્રમની અસવારી.

## ( દોહરા. )

એક સમે રાજા ચઢયો, દેઇ દદામે ડોર;
ધમકારે પૃથ્વી ગડગડે, વાજે વાજાં ઘોર;
આગળ હાર હસ્તી તણી, મદ ઝરતા માતંગ;
ધજા નેજા અતિ ફરકતાં, સિંદૂર ઓપિત અંગ.
અંબાડી અંકુશ ભલાં, એરાવત આકાર;
બીજા ગજ તો અતિ ઘણા, એવા સહસ્રજ બાર.
હય અરબી કચ્છી ભલા, ખુરાસાની કાશ્મીર;
કુંતલ કાળા કાબરા, શૂર પૂર રણધીર.
ઉજ્જવલ અબલખ ભૂખરા, નીલા પીળા રંગ;
જડિત પલાણ હીરે જડયાં, અતિ અતળી બળ અંગ.
અનેક રથને પાલખી, અનમી અતિ અસવાર:
ચઢયા વેડાંગ બહુ વાંકડા, ઝૂઝે મહા ઝુઝાર.
કંઇ પાળા કંઇ પાખરી, કંઇ વાજાં ચેહેચાટ;
કંઇ નાટક ચેટક ભલાં, ભણતા ભૂપત ભાટ.
જશવંતોના જશ ભણે, પિંગળ પાઠ પુરાણ;
ગુણ ભેદ ગણ બહુ ગણે, દે મનગમતાં દાન.
વિક્રમ વાડી સંચર્યો, રમવા કારણ આપ;
શેષનાગ લાગ્યો સળકવા, દુશ્મન લાગ્યો તાપ.
સામદ સાથે સંચર્યા, તેથી શોભે દેહ;
ગડયા રાય દેઇ દુંદુભી, જેમ અષાડો મેહ.
જેમ ગાજે સિંહ વનવિશે, જેમ પરાંઠી પૂર;
વિક્રમ સંગ સેના ચઢી, સામદ સઘળા શૂર.
જેમ ચઢે લંકાપતિ, જેમ અવનવો ઇંદ્ર;
જેવો ગાંડીવધર ચઢે, તારામાં જેમ ચંદ્ર.

પુણ્ય તણો પરતાપ છે, બલપણુ કેરો બાણ;
એહ પ્રકારે નિસર્યો, વિક્રમ વીર સુજાણ.
આવ્યો વાડિએ અતિ સુખે, દિવસ ચઢયો ઘડી ચાર;
નૃત્ય કરે છે નાયકા, શોભા અપરમપાર.
રંગ ઓછવ અદકો કર્યો, સજ્જનને સન્માન;
પુણ્ય કર્યાં બહુ પ્રીત શું, દાનપાત્રને દાન.
તે શોભા સુખ નિર્ખતાં, દાતા હરખે મન;
કરપી કળાઇ ખાઇ મરે, ને સુમ છંડે તંન.
દિવસ પોહોર રહ્યો પાછલો, ફરી અસવારી પેર;
કંચન મેહ વરસાવતે, જાવા માંડ્યું ઘેર.
જાણુ ઉજેણુ મધ્યે થયું, આવે રુડો રાય;
શોભા જોવા કારણે, નરનારી સૌ ધાય.
કામ અધવચ કોનાં રહ્યાં, અધવચ મેહેલ્યાં અન્ન;
વેપાર મૂકયો વેપારીએ, તરુણી મેહેલ્યાં તંન.
વણિક તોળતા ત્યાં રહ્યા, કર્યો લાભ તે ત્યાંજ;
બ્રાહ્મણ ભણતા ઉઠિયા, નરપત જોવા કાજ;
કોઇ મેહેલે કોઈ માળિએ, કોઇ ઘરમાં કોઇ બહાર;
અટારિયે નારી ચઢે, નાનાં મોટાં નરનાર.
રાજાનું મુખ નિરખવા, ઉલટ અંગ અપાર;
ઇશ્વરને વહાલો ઘણો, દાતાને ઝૂઝાર.
એમ વિચારી સંચરે, નહાના મોહોટા લાગ;
મળી અસંખ્ય મેદનિ તહીં, નહિ પગમેલણુ માગ.
કાન પડયું સંભળાય નહિ, વાજે ઘોર નિશાન;
એ રીત આવ્યો નગરમાં, વિક્રમ વીર સુજાણ.

૭૦

## લંકા વર્ણન.

( છપ્પા. )

સરોવર સમુદ્રાકાર, પંકજ સહસ્ર ખીલે;
સ્ફટિક મણિની પાળ, ગોપ ગુણવંતા ઝીલે;
કસ્તુરી બહેક બરાસ, વેર્યા કેસર બહુ વાટે;
હીરા જડિત ઘણી મેડ, ઘુમર ઘણી ઘાટે ઘાટે:
ઇંદ્રપુરીની ઉપમા, કહેતાં વિનાસણ કરે કવિ;
લંક લીલા લખ કોટીધા, નિરખે અંગદ નવનવી.
નક્ષત્ર સરખી નાર, ઝવેરની જ્યોતો સરખી;
ચંપક વરણાં ચીર, પદ્મિની પૂરણ પરખી;
કનક મણીમય કુંભ, પ્રેમદા પરનરી પાણી;
આભૂષણ ઉપમાય, ઇંદ્ર કેરી ઇંદ્રાણી;
એ લખ જિહ્વાએ કવિ કહે, ભાટ ભાત ન શકે ભણી;
સામળ કહે હું કેમ કહિ શકું, લીલા લહેર લંકા તણી.

---

૭૧

## અંગદ વિષ્ટિ. ૧.

( છપ્પા. )

હાલક હુલક ત્રાસ, પડ્યો ડોઢી ને ડેઢી;
બુંબારવ ચોપાસ, વિકટ વારો જ્યાં રેઢી;
પ્રાજે કીધા પ્રતિહાર, દ્વાર ઉઘાડી ધાયો;
પાંત્રીશ શીશ કરમાંય, અતિ અહંકારી આયો;
તે જોદ્ધા સહુ જોઇ રહ્યા, કર ઉંચો કો નવ થયો;
સામળ કહે સેવક રામનો, તે ધાહડમલ ગઢમાં ગયો.
ધાયો અંગદ ધીર, નીર ઉતાર્યાં નરનાં;
દેવટ કીધો દરબાર, વખાણ શાં કહું વાનરનાં;

પુરમાં પડયો પુકાર, છે કે હિમ્મત છુટાણી;
વાયે ચાલી વાત, લંક બાધી લુંટાણી;
ત્યાં ખલક બાધિ ખળભળી, નાસવા લાગી નારિયો;
કોઇ ઉંચી ચઢે અટારિયે, બંધ કરે કોઇ બારિયો.
લપેટી વાંટ લાખ, ઝપેટી કીધા જોયો;
અટપટી કરતો આળ, ટેક દેખાડયો તોરો;
કરતો હૂકા હૂક, ઉડતો એ આકાશે;
કુદતો કરતો પ્રહાર, વખાણુ ઘણેરાં વાસે;
પ્રતિહારને મારી પરવર્યો, ઘાટ ઘણા જણનો ઘડયો;
પછી રાવ થઇ ત્યાં રાવળે, રાવણ પણ રોષે ચઢયો.
ગઢ લંકા ઘેર ઘેર, વાત વાયુવત વાધી,
ચઢયું રામનું સેન, લંક લૂંટાણી બાધી;
કહે માર્યો કુંભકર્ણ, કહે રાવણ રણ રોળ્યો;
કહે ઇંદ્રજિત અજિત, તે ચાંચડ વત ચોળ્યો;
ગુલબાન ઘણું ગલિ કુંચિએ, લાખ કરોડ લોક લળો;
કહે રુઠયો રામ રાવણ પરે, ઉલ્કાપાત એવો થયો.
દેશ બધે ડમ ડોલ, થયો લંકા ગુણ ગામે;
લુટયા મહીપના મહેલ, કીધી અસ્વારી રામે;
માથે લીધી મોટ રૈયત નાઠી દશ દેશે;
બહાંયે લીધાં બાળ, કામની છૂટે કેશે,
કહે ફટ ફટ રે તું રાવણા, સતી સીતા શાને હરી;
સામળનો સ્વામી કોપિયો, કનક લંક લોહની કરી.
થયું રાવણને જાણ, દેશમાં દુંડી વાહી;
પ્રતાપવંત પ્રધાન, ચઢયો ચોખુંટે ચાહી;
દિધિ રૈયતને ધીર, વીર હંકાર્યા વાટે;
જોરાળા મહા જોદ્ધ, મૂક્યા બહુ ઘાટે ઘાટે;
તાપ લાગ્યો સહુ તરફડવા, ધૈર્ય કોઇનું નવ રહ્યું;

સામળ કહે સેવક રામનો, અંગદ જાતાં એટલું થયું.
પ્રતિહાર પરાક્રમી પાંચ, પ્રાજ્રે કીધા પળ પાંચેક
બીજા તેથી બળવંત, અંગદે લીધા આંચે;
સાત પાંચ પાંત્રીશ, શીશ કરમાં શોભંતો;
રામ રામ કરતો માગ, લાજ સહુની લોપંતો;
હલકા હોલ હલ હલ થયો, ડર નવ આણ્યો દશકંધનો;
વાળ વાંકો નવ થયો વાલિસુત, બંધન છોડાવ્યો બંધનો.
પાંત્રીશ હણી પ્રતિહાર, શીશ ગ્રહ્યાં છે હાથે;
જોરાળા વડ જોદ્ધ, બહુ વળગ્યા છે બાથે;
હનુમંત થકી હજાર, ઘણો જોરાવર જાતે;
આવ્યો સભામાં શૂર, પ્રાજ્રે કરતો પ્રભાતે;
કલ્પાંત કોલાહલ કૂદનો, ક્રોધ એનો શું કહું કથી;
કોઇને ગણતીમાં નવ ગણે, નિમિષ માત્ર નમતો નથી.
પુરમાં પડ્યો પુકાર, ઢોલ ઢમકાવ્યા ધીરે;
બહુ બાણુગાં રણતૂર, વિપરીત વજડાવ્યા વીરે;
બારે ફૂંકી ભેર, ખૂંઆરવ ધુમ પડાવી;
દરવાજે દીવાન, ચોપખે નાળ ચઢાવી;
વળી હલ હલ કરી હજુરિયે, હલકારો હિત હામનો;
મહારાજ રાજ સુણ મહિપતિ, કોઇ સેવક આવ્યો રામનો.

---

૭૨

## અગંદ વિષ્ટિ. ૨.

( કવિત. )

અંગદ—માન કહ્યું મહામતિ, જ્ઞાન હીણુ જુઠ ગતિ;
શ્રાપ દીધો સીતા સતી, પડ્યો પાપ પાશમાં;
મોકલ્યો કાસદ કામે, હુકમ ન દીધો રામે;
નહિ તો વાસું ઠામ ઠામે, વાનરાં આવાસમાં;

હદે નથી રહેતી રીસ, ત્રોડી નાખું તારું શીશ;
ભાગું ભુજ વીશ હજુ, હેત રાખું હાસમાં;
બલપણ ભાખું ભાખ, શસ્ત્રતણી દેઉં સાખ;
ઇંદ્રજિત જેવા લાખ, ઉડાડું આકાશમાં.

( ઝુલણા છંદ. )

રાવણ—ડેંડરાં દાદુરાં ખેલતાં ખાબડે, તેહને હોંસ થઇ સિંધુ તરવા;
કાગલાં બગલાં મેડકાં માણતાં, ચાલ તે ચિત્ત મોતીજ ચરવા;
કાપડિયાં બાપડિયાં ડાબડાં પહેરતા, આવિયાં ઊકળે આભ ભરવા;
કીડને પાંખ આવી તે તો તરફડે, મરણ આવ્યું માથે મેલ મરવા.

( કવિત. )

અંગદ—લાખવરાં દૂધ વડે, કાલવીએ કાજળને;
શ્યામતા ન શમે તેની, કાલવતાં કાયરી;
બ્હેકની બરાસ બાંધ, લસણ લોટાઓ લાખ;
ગંધ ગુણ ઘણી ઘણી, શોભે નહીં સાયરી;
કોટિ કલ્પ કાગ બસે, માનહિ સરોવરમાં;
થાય નહિ હંસ હેત, જુગમાહે જાહરી;
દશકંધ ધંધ ધાયે, ચતુર ન ચિત્ત ચાયે;
અંગદ કહે ટેવ તેવી, કર્મફૂટયા તાહરી.

કવિ—રીસ ચઢી રાવણને, કોપિયો કૃતાંત કાળ;
હુકમ કર્યો હાથ વડે હઠીલે હજુરમાં;

( કવિત. )

રાવણ—મારી નાંખો મૂરખને, મત્ત કરે માન માટ;
શું જુઓ છો સભા સહુ, શોક ભારે શૂરમાં;
શીદ એનું બોલ્યું સાંખો, ઉડાડી આકાશે નાખો;
કાપો પૂછ ફિકરનું, નાક છેદો નૂરમાં;
વડા શું વિવાદ વડે, ફરી ન કો આવી ચડે;
પ્રાજે કરો ત્રાંય પડે, લાખીણા લંગૂરમાં !

કવિ—શિંગાળા ધીંગાળા ધાયા, અંગદના પાણુ સહાયા;
દેખે રામ રાણા શૂર, શોભા પામે સાથમાં;
ઝમકે તલવાર તીર, વીંટીઓ વાનર વીર;
અંગ શતખંડ કરો, વકારે બો વાતમાં;
મારો મારો કહે મૂઢ, પ્રાક્રમ દેખાડે પ્રોઢ;
ગૂઢ ઘણા ઘાવ કરે, હથિયારાં હાથમાં;
જીવતો ન પામે જાવું, ખરે દિશે આપો ખાવું;
કીધો કોડ જોદ્ધ બળવંત, લીધો બાથમાં.

( છપ્પા. )

કઠયો રાવણરાય, ધીર ધસમસતો ધાયો;
મારી મુઠ મરોડ, શૂર પૂછેથી સહાયો;
પાગરણ પરિયટ પેર, ઝાપટો ઝીંકે જ્યારે;
અંગદે સમર્યા રામ, તનથી ફૂલ્યો ત્યારે;
મસ્તક પછવાડે ફેરવ્યો, સંધારવા માંડયો સાથથી;
સામળ કહે સેવક રામનો, હઠ કરી છુટયો હાથથી.
અંગદે સમર્યા ઇષ્ટ, દાવ દોષીને દીધા;
પાંચ સહસ્ત્ર પ્રચંડ, કિંકરો કૂટો કીધા;
પટક્યા પાપી પ્રાણ, ચંચળ કંઇ ચાંપ્યા ચરણે;
પ્રાજે કીધા કંઇ પૂછ, ધીર ઢાળ્યા બહુ ધરણે;
કરડયા વતરડયા કંઇ દંતથી અધિક જન લીધા અંકમાં;
મડોલ થયો બહુ દેશમાં, લૂટ પડી ગઇ લંકમાં.
નાસે નરપતિ નાર, રાય રાવણની રાણી;
માર માર સંભળાય, વિપરીત બોલાએ વાણી.
શેરીમાં રોયાં શ્વાન, કાગણ કળકળવા લાગી;
જાગ્યો ધ્રુવડ ગંભીર, ભયભીત થઇ રૈયત ભાગી.
મંદોદરીએ માણસ મોકલ્યાં, જરૂરપણે જઇને જુઓ;
બૂમ પડી શી નગરમાં, ઉલ્કાપાત એ શો હુઓ.

ઇંદ્રજિત થઇ જાણ્યુ, અધિક કાપેથી ચઢિયો;
સજ્યાં અંગ હથિયાર, આપ પોતે જઇ અડિયો.
ભમર ચઢાવ્યાં શીશ, શૂર સામદ શુભ સાંધ્યો;
પૂછ ચરણ પ્લવંગ, બહો જોરેથી બાંધ્યો.
જ્યમ મેરૂ શૃંગપર મેહે પડે, ત્યમ માર અંગદ ઉપર પડયો,
તવ કાયા લાગિ કંપવા, ચતુર નર કોપે ચઢયો.
હૃદે સમર્યા શ્રીરામ, કામ કીધું તે વેળા;
ઉડયો ત્યાંથી આકાશ, ભૂપત સહુ કીધા ભેળા.
તૂટયા બંધ તરતીબ, કાયર કોટિ કંપાણા;
પડયો સભામાં શૂર, ચંડાળ ચરણે ચંપાણા.
અંગદ—જો જોર હોય તો જુદ્ધ કરો, નહિતર આજ્ઞા દો મુને;
તું ચેત ચેત રે ચતુર નર, તરતિબવત જાણ્યો તુને.
રાવણ—નવ ગજ જેને નાક, દંત ગજ દશ દીસંતા;
ચાર હજાર ગજ ચર્ણ, હજાર હાથ હિસંતા;
પંચાણું ગજની પુંઠ, પ્રતાપ પંચાયણ પ્રોઢો,
ત્રણ હજાર તન ટેક, જગતમાં નહિ કો જોટો;
છે કાય કારમી કુંભકર્ણની, કારણ કોયે નવ કળે,
જાઓ જંગલિયો જીરતા, ઘડી એકમાં સૌને ગળે.
અંગદ—વાનર ઝેરી વછનાગ, ખાનારો ક્ષણમાં ખૂટે;
રીંછ સાપનો રાફ, તેને અડતાં તન ત્રૂટે.
રામ કાળનો કાળ, શત્રુવટ શોભા સાટે;
તન અતલિબળ આપ, અવતાર લીધો તમ માટે.
છે જોગણી રૂપ એ જાનકી, ખાંત થકી ખપ્પર ભરે;
રણજંગ રાવણ જ્યારે રોપશે, ભૂપ માંસ ભક્ષણ કરે.
રાવણ—બાંધે બહુ સમશેર, ઝુઝતા કારણ જાયે;
શૂરા તણાં વિખાણ, ઘાઓ જે શીરપર ખાયે.
સ્રીઓ સહુ કેહેવાય, કોઇ એક સતી નિકળશે;

પોતાના સ્વામી સાથ, બહુ અગ્નિમાં બળશે.
વિખાણુ કરે તું વાનરા, તેણે મન મારું કઠે;
મરદ મૂછાળા જાણુશું, જો ઇંદ્રજિત સાંમો વઢે.
અંગદ—અંગદ કહે સાબાશ, મુજ મન માન્યું મારું;
રણસંગ્રામે શૂર, દૃઢ મન રાખે તારું.
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ, વેર ઝાઝેથી વઢિયા;
સાક્ષાત્કાર વૈકુંઠ, સ્વર્ગે સમીપે ચઢિયા.
આદ્ય મધ્ય ને અંત લગણુ, સ્થિરતા મન એવું હશે;
અંગદ કહેરે સુણુ રાવણુા, કોટિ કલ્યાણુ તારું થશે.

---

૭૩

## રાવણુને પ્રજાની સલાહ.

પૂછે અઢારે વરણુંને, કહોને સાચી વાત;
સીતા આપવી કે નહિ, ખરી બતાવો ખાત.
કોની ન રગતી રાખશો, બોલો રૂડી વાણુ;
સત પ્રકારે સાચું કહો, ન થાયે હાંસુ કે હાણુ.
વેવાર વાત સહુને ગમે, એહ અક્ષર એહ આંક;
રૂડી કહો એ વારતા, કોય ન કાઢે વાંક.
મનગમતું કહેજો તમે, એ વાતે નહિ રીસ;
ખરી વાતે નહિ ખરખરો, તે જાણે જગદીશ.
કવિ—અઢારે વરણુ હવે બોલશે પોતાને સૂઝતી પેર;
પોતે બેઠો સાંભળે, તેહ ઠામ તે ઠેર.
વૈષ્ય—વૈષ્ય કહે વેવાર એ પાખી છે, આપતે લાજ છે પરિયામાં;
અથડાવો દહાડા દશ વિશેક, હાલક બુકાલેક કરિયામાં.
રાઠ જુઓ એ રીંછડાં કેરી, કયુ એક ભાજન ભરિયામાં;
કાયર કપમ થાએ આગળથી, શું વહાણુ મૂક્યું છે દરિયામાં.

**કણબી**—કહે કણબી કેમ કામની દીજીએ, જાત જોરાવર શું એની જાણી;
પાછા જશે અથડાઇ પોતે, કે લહેર સમુદ્રની લેશે તાણી.
લંકા સરિખડો કોટ લેશે કયમ, રાવણ રાય દેખિતો જે દાણી;
પૃથિવીપતિ એ પત મૂકે કેમ, છેલ્લે ક્યારે શું ગયું છેજી પાણી.

**કુંભાર**—કહે કુંભાર કરો થી વાતો, એહ તો મારગ એડો છે;
વઢતાં કુણ જિતે કુણ હારે, મહીપતિ માની મેંડો છે.
લેવો ધડ લંકાનો દુર્લભ, વંક વેળામણ વેડો છે;
શું ઘડો કે ઘેડ ઉતરશે, ચાક ઉપર હજુ પેંડો છે.

**ઘાંચી**—ઘાંચી કહે ઘણું શું જોર એમાં, માંકડા કેરા એ માર જોરે;
બાળક બેહુમાં બુધ છે કેટલી, ભૂપ બારેનો એ બાર જોરે.
નહિ ઘોડલા જોડલા હાથિયા સાથિયા, કટક કેરા પોકાર જોરે;
હડબડવું નહીં હિમ્મત રાખવી, તેલ જો તેલની ધાર જોરે.

**દરજી**—કહે દરજી દલ જાણું છું હુંય, ભૂપ આપણો ભોળો છે;
પહાણ તારી આવ્યો પરપંચે, જનાવર સંઘાતે જોરો છે.
બાળી ગયો બળવંતો કોયક, ટેક ઘણેરો તારો છે;
આરા કેડે વારો આવે, જયમ સોયની કેડે દોરો છે.

**ધોબી**—પરિયટ કહે હું પ્રીછયો પારખું, હાથ તારે શિર હરનો છે;
નવગ્રહે બાંધ્યા છે નરપત, તો ભાર શો એના ડરનો છે.
હારીને જો હીંમત મૂકો, તો નામોશીનું નરનો છે;
ધોબી કેરા કુતરો નહિ ઘાટ તણો, નહિ ઘરનો છે.

**માળી**—માળી કહે છે મુને ગમે નહિ, વાત કરો છો જે જે મોટી;
રાવણ રાજા છે એ ડાહ્યો, લક્ષ વસા પડશે એ લોટી.
જે કહું છું તે સાચું માનો, તમો સહુ કહો છો તે ખોટી;
ઝાઝું કરશે તો સીતા લેશે, માળી રૂઠયો ફુલ લેશે શું લેશે ચોટી ?

**બ્રાહ્મણ**—બ્રાહ્મણ કહે ભાવિક સરજ્યું છે, રામ રાવણ વેરેથી વઢશે;
હાથ દેખાડયા વિના હઠશે નહિ, જયમ ત્યમ જાનકીજી ન જડશે.
જે વેળા લક્ષ્મણજી કોપે, ઘડી એકમાં ઘાટજ ઘડશે;
મેળી ઘાડ બેઠો છે મહીપતિ, ભિખનાં ભાંડાં કયમ સીંકે ચડશે.

---

૭૪

રત્નેશ્વર.

## પરીક્ષિતને ઋષિનો શાપ.

( રાગ ગોડીની ચાલ. )

હવે કથા ભાખું ચાલતી, એક સમે પરીક્ષિત ભૂપતિ;
ધનુષ્ય સજીને સત્વર થયો, મૃગયા રમવાને વનમાં ગયો.
શ્રમ પામ્યો ભૂખ્યો ભૂપતિ, મહાવન મધ્યે કરતો મતિ;
મૃગની પાછળ ધાયો વીર, તૃષા લાગી ન મળે નીર.
જળ સ્થાનક જળ દીઠું યદા, તેણે આશ્રમ આવ્યો તદા;
તે આશ્રમમાં દીઠો ઋષિ, આસન વાળી બેઠો સુખી.
શમીક નામે સમ્યક જ્ઞાન, લોચન મેળી ધરતો ધ્યાન,
રૂદયા ઈંદ્રિના વ્યાપાર, પ્રાણવાયુનો પ્રત્યાહાર.
મન બુદ્ધિ પામ્યાં ઉપરામ, ત્યાગી જાણે અવસ્થા ઠામ;
બ્રહ્મભુતના અધિકારી હોય, તુરિય પદને પામે સોય.
છૂટો જૂટ જટાનો જેહ, તેણે આચ્છાદ્યો નિજ દેહ;
મૃગના ચર્મ તણું પરિધાન, એ વિધ ધરતો આતમ ધ્યાન.
ઊભો તેની પાસે નરેશ, તરસે સૂકે તાલુદેશ;
તે માટે તેવા મુનિદને, માગ્યું પાણી જાણી મને.
નવ આપ્યું તૃણનું આસન, ભૂમિ બેસવા નાંપી મુન્ય;
મધુર વચન નવ બોલ્યો મુનિ; ભૂપ પધારો ન કહી ધ્વનિ.
પરીક્ષિત વાત વિચારે ધરી, મુનિ મારી અવગણના કરી;
એમ વિચારી વાધ્યો કોપ, અજ્ઞાને વિજ્ઞાન વિલોપ.
પે'લાં નવ હુતો સાંભળ્યો, આકસ્માત મુને તે મળ્યો;
ક્ષુધા તૃષા એ પીડ્યો ભૂપ, એવું દેખી દ્વિજનું રૂપ.
ક્રોધ પ્રકાશ થયો ભૂપનો, અહંકાર મત્સર ઉપન્યો;
એવે પરીક્ષત પાછો ગછે, ચાપે સાપ મરાવ્યો પછે,
મુએો ભુજંગ ભરાવી બળે, ધાલ્યો બ્રહ્મ ઋષિને ગળે;

દ્વિજને કંઠ ભરાવી સાપ, નગર પધાર્યા પરીક્ષિત આપ.
માન્યું ભૂપે કપટ સ્વરૂપ, સામો દંભ વિચારે ભૂપ;
એ શું નિશ્ચય ઈંદ્રિય મુનિ! માંડે લોચન મીચ્યાં ધૂનિ.
મિથ્યા પાખંડી એ સહી, હું પણ મનમાં આણ્યો નહિ;
એણે જાણ્યું એ કો હશે, ક્ષત્રીથી મુજને શું થશે.
એવી વાત વિચારી ખરી, ભૂપે મન અવગણના કરી;
શૃંગી નામે તેનો તન, અતિ તેજસ્વી નિર્મળ મન.
બાળક મધ્યે રમતો ઋષિ, સુણ્યો તાત ભૂપે કૃત દુઃખી;
તાતતણું દુઃખ મનમાં આણ, સહુ સાંભળતાં બોલ્યો વાણ.
અહો અધર્મ જુઓ ભૂપનો, દ્વિજના દ્વાર પાપ રૂપનો;
બ્રાહ્મણના સેવક ભૂપાળ, સ્વામી સાથ કરંતા આળ.
જેણે ખવરાવ્યું બલિદાન, તેને કાક કરે કયમ જાન;
દ્વારપાળ જેમ રાખ્યો શ્વાન, જે સ્વામી ખવરાવે ધાન.
પોષ્યો શ્વાન યથા શિર ચઢ્યો, પોતાના સ્વામીને નડ્યો;
તે વિધ દ્વિજને પીડે રાય, જો જો મોટો એ અન્યાય.
વિપ્રે ક્ષત્રી સમાના કીધ, દ્વારપાળ પદ પોતે દીધ;
રે'વા યોગ્ય સદા બારણે, તે ક્ષત્રિય દ્વિજને નવ ગણે.
એક પાત્રમાં પાક્યું અન્ન, દ્વિજશું કેમ કરશે ભોજન;
જ્યારે કૃષ્ણ ગયા ભગવાન, નૃપને દેવા શિક્ષાદાન.
માટે નૃપ ઉન્માર્ગે જાય, મરજાદા લોપી લેવાય;
હું શિક્ષા દેઇશ આ કાળ, મારૂં બળ જોજો મુનિ બાળ.
એમ બોલ્યો શિશુમાં મુનિતન, રીસે અતિ રાતાં લોચન;
નદી કૌશિકી સ્પર્શું આપ, વજ્ર સરીખો દીધો શાપ.
મારો તાત વિવર્જિત મોહ, તેનો જેણે કીધો દ્રોહ;
મર્યાદા ભેદી જે ભૂપ, એવો કુળ અંગાર કુરૂપ.
આજ થકી દિવસ સાતમે, તક્ષક તેને નિશ્ચે દમે;
મારો પ્રેર્યો તક્ષક અહિ, તે ભૂપતિને ખાશે જઇ.

વળતો આશ્રમ આવ્યો તેહ, પિતા તણો દુઃખી દીઠો દેહ;
ગળે ભરાવ્યું સાપ શરીર, સુતને લોચન ચાલ્યાં નીર.
દુઃખ પામ્યો અતિ પીડા ધરે, રોવા લાગ્યો ઉંચે સ્વરે;
અંગીર સકુળ સમ્યક મુનિ, સુણી તનયની રોદન ધ્વનિ;
શનૈઃ શનૈઃ ઉઘાડી આંખ, શમીક મુનિએ જોયું ઝાંખ;
નિજ તનુ રોતો દીઠો આપ, ખભે ભરાવ્યો મૃતક સાપ.
વળગ્યો પગ અળગો કરી, ઋષિ પૂછે બાળકને ફરી;
અરે વત્સ શા માટે રોય, કોણે તું દુહવ્યો છે સોય.
પૂછ્યું એમ પિતાએ યદા, પુત્રે વિસ્તારી કહ્યું તદા;
તે ભૂપતિ શાપ્યો સાંભળી, શાપ યોગ્ય એ નો'તો વળી.
વાત અઘટતી મનમાં લહી, વિપ્રે પુત્ર વખાણ્યો નહિ;
અહો મહાન સુત કીધું પાપ, લઘુ અપરાધે મોટો શાપ.
હે સુત કાચી મતિના ધણી, વિષ્ણુરાત, ક્ષીતિએ તણી;
તેં તે જાણ્યો બીજા જશો, યશ પ્રતાપ જગતમાં વશ્યો.
જેને દુઃસહ તેજે દ્વિજા, નિર્ભય રાખી સઘળી પ્રજા;
નાનાવિધ પામે કલ્યાણ, તે રાજા પરીક્ષિત પ્રમાણ.
પરીક્ષિત કેરે રૂપે થયા, રથાંગપાણિ પોતે રહ્યા;
અદૃશ્ય થાશે એ ભૂપ ત, લોક સકળ પીડાશે અતિ.
તિરસ્કાર ઝાઝા થશે ત્યાર, લોકતણો થાશે સંહાર;
જયમ ઘેટાની ટોળી થાય, રક્ષક પાખે નાશી જાય.
અન્યાયે લોકતણું ધન જેહ, ચોર થકી લોપાશે તેહ;
નિરંકુશ નર કરશે પાપ, અન્યો અન્યે દેશે શાપ.
સ્ત્રીજન ધનને હરશે પશુ, ચોર મળી આચરશે અશું;
આપ થકી એ અન્યા થશે, એ અઘ આપણને લાગશે.
નરનો લોપાશે શુભ ધર્મ, વેદત્રયી નહિ વર્ણાશ્રમ;
અર્થકામ અભિલાષી પછે, અણજાણ્યા ઉન્મારગ ગછે.
શ્વાન કપિની પેરે પળે, વર્ણ સકળ માંહોમાંહે ભળે;

ધર્મે પાળે છે એ નરપતિ, સ સમ્રાટ નિર્મળ યશ અતિ.
ભગવદીય મોટો સાક્ષાત, અશ્વમેધકર્તા વિખ્યાત;
સર્વ થકી મોટો નિઃપાપ, એને ન ઘટે દેવો શાપ.
ક્ષુધા તૃષા શ્રમ પામ્યો સહી, અવશ્યપણે આરોપ્યો અહિ;
ન ઘટે આપણુનો મા'શાપ, અહો અમો કીધું મા'પાપ.
નિ'પાપી સેવક અમ તણો, તે શું અન્યાં' કીધો ઘણો;
અપક્વ બુદ્ધિ મારો બાળ, તમો ક્ષમા કરજો ગોપાળ.
એણે પાપ કર્યું અજ્ઞાન, તમો ક્ષમા કરજો ભગવાન;
એ પાતકનું પ્રાયશ્ચિત નહિ, મુનિ હરિની સ્તુતિ કરતો સહી.
છૂટે સામો પાપજ પામ, તે તો વૈષ્ણવનું નહિ કામ;
તિરસ્કાર જો કીધો હોય, દુઃખ દે અથવા શાપે કોય.
તરછોડતાં જો હરિજન પાછું ફરે નહિ કુવચન;
યદ્યપિ સમરથ હોયે આપ, તોયે પાછો નવ દે શાપ.
બાલકકૃત અપરાધે આપ, એ વિધ મુનિ પામ્યો પરિતાપ;
રાજાએ પોતે અવગણ્યો, તે અપરાધ મને નવ ગણ્યો.
જે પ્રાયે સાધુજન હોય, તેને જો પીડા દે કોય;
તોયે દુઃખ ન પામે સ્પર્શ, સુખ દીધે નવ પામે હર્ષ.
જે માટે તેનો આતમા, સુખ દુઃખ વર્જિત રાખે ક્ષમા;
સુખ દુઃખ વર્જિત નિર્ગુણ સાધ, માટે મુનિ ન ગણ્યા અપરાધ.

---

૭૫

**વીરજી.**

## કામાવતીનું હસ્ત કૌશલ્ય.

એવું કહી સોંપ્યો સહી, પટ કંથ કેરે હાથ;
ચઉટે જઇ ઊભા રહ્યા, પર તણા સેવક સાથ.
પટ તણો પાલવ નિરખતાં, જોવા મળ્યો સંસાર;
નગરવાસી હરખિયા, ત્યાં થઇ રહ્યો જ્ઞાતકાર.

અભિનવું કૌતુક નિર્ખિયું, નિર્ખતાં જન્મપર્યંત;
ઉજ્વળ પટમાં રંગશુ રેષા, મહા શોભાવંત.
મૂલ સુણતાં ના રહે ઊભો; જોવા મનડું થાય;
એક કહે ધન્ય કર્તા, ધન્ય વૈકુંઠરાય.
કો કહે ધન્ય હાથ તેના, કો કહે બુદ્ધિ ધન્ય;
કો કહે કેવી હશે તે, નાર રૂપ રતન.
કો કહે ધન્ય જન્મ તેનો, કો કહે ધન્ય અવતાર;
કો કહે ધન્ય માત ઉદર, (કો કહે) ધન્ય સરજનહાર.
કો કહે મનુષ્ય નહિ, કો કહે દેવતાનો અંશ;
કો કહે સદા ભાત એવા, ચુગે મોતી હંસ.
કંઇ લક્ષ સુડા સારિકા, મૃગ કળા માંડે મોર;
ભાવ એવા ઉપજે, જેમ ભમે હંસ ચકોર.
કંઇ વૃક્ષ નાના ભાત કેરાં, દીસે શોભાવંત;
ફૂલ પત્ર પુષ્પ રચ્યાં હશી, જેમ હોય માસ વસંત.
ગજવેલ મુક્તા ફળ તણી, ચોપાસ ફરતી પાળ;
ભાવ એવા ઉપજે, જેમ જડયાં મોતી લાલ્ય.
ગઢ કોટ કેરા કાંગરા, ત્યાં નગરનું મંડાણ;
નવા મેહેલ કેવા નિપન્યા, ત્યાં કઇ કેમ વખાણ.
જરકશી ઝાલર ચંદ્રવા, મણિ નીલમ અંકિત સાર;
રત્ન મેહેરાબે જુગમ, ઝૂમખે ઠારો ઠાર.
સમૈયાં શણગારિયાં, હસ્ત કસણે હીર;
બહુ ભાત તંબુ તાણીયા, જોતાં રહે નહિ ધીર.
રાજ મેહેલની રચના, સૂર્ય કોટિ પ્રકાશ;
છજે મંદિર માળિયે, નવખંડ ભોમ અવાસ.
સભા મંડપ રાજમંડપ, રંગમંડપ જેહ;
કશીદામાં રાજ્યધાની, લખી સઘળી તેહ.
ચિત્ર કેરી પૂતળી, દીસતી પરમ નિધાન;

કો લક્ષ કાઢી પદ્મની, તે ઉપર શોભામાન.
કો અશ્વ રથ ને પાલખી, માંહે પ્રૌઢ છે માતંગ;
મદગલિત માતા મદભર્યા, ત્યાં ભર્યો કાળો રંગ.
તેવા માંવત હાથ અંકુશ, પટકા ચુએ પરમ;
છે સાદું પણ સર્વ સાદસ્ય, ઉપજે મન ભ્રમ.
પણ વર્ણન કરતાં વાર લાગે, ઘણું છે મંડાણ;
કામાવતીથી અવર અબળા, નહિ ચતુર સુજાણ.
સૂત પુરાણિક ઉચર્યા, સુણ કથા રાયાં રાય;
પટ તણી રચના અભિનવી, મેં વર્ણવી કેમ જાય.
દિવસ આખો વહી ગયો, જવ રહ્યો ઘટિકા ચાર;
એવે મંત્રી રાય કેરો, ચાલિયો દરબાર.
નગર મધ્યે પરવર્યો, પટ નિર્ખિયો જાજવલ્ય;
સંસાર સર્વ જોવા મળ્યો, પણ ખરચે કોણ મૂલ્ય.
અશ્વ રાખીને રહ્યો તે રાયનો પ્રધાન;
પટ જોયો સર્વે ઉકેલી, તે પર શોભામાન.
ઠામ ઠામે કસીદાનું, હશે નોતમ હીર;
પોપટ શુક ને સારિકા, બહુ રંગ કોકિલા કીર.
ઉજ્વળ પટમાં રંગ ઉંડા, થી વખાણું ભાત;
ચાર વીશને ચાર ઉપર, રંગ કેરી જાત.
જોઈ મન વિસ્મય થયો, શું લખ્યું છે ચિત્રામ;
પ્રધાન લાગ્યો નિરખવા, પણ ન રહે મનડું ઠામ.
શું આ પટ કે કોરો કાગળ, કે વણાવટ હોય;
કે ચિત્રામણ કસીદો, એમ ન લહે કોય.
જોઇ રચના પટ તણી, પ્રધાન ધૂણે શીશ;
આશ્ચર્ય પામ્યો મન વિશે, તું ધન્ય શ્રી જગદીશ.
પૂછવા લાગ્યો તેહને, એ પિછોડીનું મૂલ;
નિખંતામાં રીઝે ઘણું, સહુ રંગ રેશમ ફૂલ.

તે સમે વાયક ઊચર્યો, કામાવતીનો કંથ;
કર્ણુરાયને શે ના જાણ્યુ, પરમ શોભાવંત.
સવલક્ષ ને સવાલક્ષ, ટકા તણી છે વાત;
અઢી લાખનું ખરચ કરતાં, વસ્ત આવે હાથ.
મૂલ આપી તેને પછે, લેઇ ગયો પ્રધાન;
રાજદ્વારે ઓઢી ગયો, અતિ પરમ શોભામાન.
રાજાની દૃષ્ટે પડયો, પટ સૂરજ કોટિ પ્રકાશ;
પૂછવા લાગ્યા તેહને, અતિ ધરી મન ઉલ્લાસ.
એ પિછોડી કહો કયાંથી કાં, અભિનવી કાઢી આજ;
કે વિશ્વકર્માએ રચી શું ઓઢતા સુરરાજ.
કે બ્રહ્મા હાથે નીપની, કે વિષ્ણુ કર્તા હોય;
કે રંગ શ્રી રૂદ્રે ભર્યો, એમ ન લહે કારણ કોય,
ગજ આઠ ચોરસ ઉકેલી, પાથરી ધરણ મોઝાર;
બલિહારી તારા હાથને, તું ધન્ય શ્રી કર્તાર.
જોઇને રચના નવી, પટ તણી પૃથ્વીનાથ;
તુજ હાથ આવી ક્યાં થકી, તે કહો સાચી વાત.



૭૬

## પ્રીતમદાસ.

ઉદ્ધવ એક સમે, વા'લો હતા વનમાં;
શરદની રજની રૂડી, વિચાર્યું મનમાં.
મોહને મોરલી વાઇ, અતિ આનંદમાં;
વેદ ગુણ ગ્યાન કરૂં, છબીલે છંદમાં.
થંભ્યાં જળ જમુના કેરાં, સુકાં તરૂ ફુલીયાં;
ખગ મૃગ મીન તહાં, સુધ બુધ ભુલીયાં.
પ્રેમ પાષાણ ગળ્યા, પાણી થઇને વહ્યા;
જંગમ જડરૂપે, થાવર ચેતન થયા.

એવી અલબેલે વાંબે, વાઇ રૂડી વાંસળી;
સુંદરી સરવે સુણી, સુખ તનની ટળી.

૭૭

સત્ય સુધા શ્રી કૃષ્ણ નામ છે, જે જન જુગતે ચાખેરે;
પ્રત્ય સહિત નિત્ય નેહ ધરી, હરિ રૂપ હૃદયામાં રાખેરે. સત્ય.
કોય કહે સુધા રેહે સિંધુમાં, કોય કહે શશિમાં છે સહીરે;
કો કહે વનિતા વદન રહે, જ્યમ કેહે છે ત્યમ વાત નહીંરે. સત્ય.
સાગરમાં હોય તો નોય ખારો, શશિકલા ક્યમ ઝાંખી હોયરે;
પીયુ પ્રેમદાને વદન વસે તો, પતિ પોતાનો નાશ ન હોયરે. સત્ય.
પ્રેમ પીયુષ મુખ વસે વૈષ્ણુવને, પ્રેમ ધરે તેહને રસ પાયરે;
કહે પ્રીતમ પીતાં હોય અમર, જનમ મરણનું જોખમ જાયરે. સત્ય.

૭૮

કાયા બનીરે તાહારી કારમીરે, તાહારે અમર નથી અવતારરે.
હરીનું ધ્યાન ધરજે.
કાચો તે કુંભ જળે ભર્યોરે, તેહને ભાંગતાં કેટલી વારરે. હરીનું.
તરૂવરથી ફળ છુટીયુંરે, તે ફરી ન ચોંટે ડાળરે. હરીનું.
ગયો અવસર આવે નહીંરે, બાંધ પાણી પેહેલી પાળરે. હરીનું.
નદી યોગે હેરી નાવ જર જડીરે, માંહે બેઠા મૂઢ ગમારરે. હરીનું.
ખોટો છે માંહે ખારૂઓરે, તે તો હોડીનો હાંકણહારરે. હરીનું.
કર્મ વા આવી આફળેરે, માંહે મોહનાં મોજાં થાયરે. હરીનું.
તેડ ન સુઝે તેહનીરે, તેહેનો કરવો કોણ ઉપાયરે. હરીનું.
સદ્ગુરૂ શબ્દ વિચારિયેરે, જો કરીએ સદા સત સંગરે; હરીનું.
તો સેહેજે પાર પામીએ, કહે પ્રીતમ પ્રગટે રંગરે. હરીનું.

૭૯

જગતનું સુખ ઝાકળનું છે પાણીરે, જાણી લે;
વણુશી જાતાં વાર નહિ સત વાણીરે, જાણી લે.
સીસાબાજી સંસારનો છે ખેલરે, જાણી લે;
એ વિચારી અહંકાર તું મેહેલરે, જાણી લે.
જોતાં જોતાં જાવું છે તતકાળરે, જાણી લે;
રેંહેંટ તણી ગેડયો જેવી ઘટમાળરે, જાણી લે.
એક ભરાયે એક ઠાલી થાયરે, જાણી લે;
એક અવતરે એક મરીને જાયરે, જાણી લે.
પરમારથને પંથે પગલાં માંડરે, જાણી લે;
કુડ કપટ ને છળવિદ્યા તું છાંડરે, જાણી લે.
પાપ પુન્યનો ઉત્તર દેવો પડશેરે, જાણી લે;
જમકિંકર જ્યારે આવી પડશેરે, જાણી લે.
માટે ગરવ તજી ગોવિંદ ગુણ ગાજેરે, જાણી લે;
પ્રીતમ પ્રભુને ભજીને પાવન થાજેરે. જાણી લે.

---

૮૦

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પ્રથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શિશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડ્યા મરજીવા જોને.
મરણ આગળે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમ પંથ પાવકની જ્વાલા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહા સુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને;
મહા પદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.

રામ અમલમાં રાતા માતા, પુરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દન નરખે જોને.

---

૮૧

રત્નો.

## મહિના.

( સાખી. )

કારતક રસની કુંપળી, નયણાંમાં ઝગકાય;
અંગ સમારે રાધિકા, મનમથ રહ્યો શોભાય.

કારતકે કંથ મેલી ગયા, સાંભળ સૈયર વાત;
ગોકુળતીરે ગોવાલણી, ઘસવા લાગીરે હાથ.
વાયદા ઉપર વધતા ગયા, દિવસ ગણતાં રે માસ;
અમોરે વિશ્વાસે વળગી રહ્યાં, મોહન મળવાની આશ.
સગાંરે સહોદર છે ઘણાં, નાથ વિનારે શી નાર;
બળરે કરી નવ બોલિયે, મસ્તક નહિરે મોરાર.
અમોરે મળતાં શું મળી ગયાં, બાકી રાખ્યું ન કાંય;
કહેવા સરખું રહ્યું નહીં, જાણે જાદવરાય.
પૂર્વની પ્રીત સંભારિયે, જાણી પોતાની દાસ;
રત્નાના સ્વામીરે શામળા, પૂરો અબળાની આશ.
ઓધવજી સંદેશડો, કહેજો મથુરા મોઝાર;
જેરે દહાડાના ગયા નાથજી, ઝુરે વ્રજની નાર. ઓધવજીરે.

( સાખી. )

માગશર મન મેગળ, થયો ઉપર નહીં ભરથાર;
મધુપુરમાં વાસો વસ્યો, અંકુશને દેનાર.

માગશર મહિનો આવિયો, નાવ્યા નંદકુમાર;
સંભારતાં સાંસો પડે, આંખે આંસુની ધાર.

આશા ઉમેદે અવતર્યા, અબળાનો અવતાર;
કહોને અમે કેમ કીજિયે, મેલી ગયારે મોરાર.
પ્રથમ તો મધુકર મોકલ્યો, વ્હાલે કાગ્યો છે જોગ;
આપણુ અબળાને એ ઘટે, જો જો કરમના ભોગ.
ઘરમાં તે હળવી હું પડી, બાહાર નવ રે બોલાય;
કુવા તે કેરી છાંયડી, કુવામાં રે સમાય.
મળતાં મોટમ નવ રાખિયે, આવો શ્રી ભગવાન;
રત્નાના સ્વામીરે શામળા, દોને દરશન દાન. ઓધવજીરે.

( સાખી. )

પોષે તો પરવશ પડી, વ્રેહ વ્યાપ્યો અતિ અંગ;
ઓષડ ગુણ લાવ્યો નહીં, ડશિયો શ્યામ ભુજંગ.

પોષે તે પહેલા પૂરમાં, જોબન બાજેરે વેષ;
પૂરણ પાપ તેના મળ્યાં, જેનો પિયુ પરદેશ.
આછી પટોળી રે ઓઢવા, શિયાળાની રે ટાઢ;
પાંચ પહોરની રાતડી, વ્હાલે કીધી છે રાઢ.
સાંજ સંજોગે સૌ મળ્યાં, જુવે વાલાની વાટ;
વિસાર્યા કેમ વિસરે, ઉભા જમુનાને ઘાટ.
ઘણુંરે ગાઢું કરી રાખિયે, હેડું નવ રહે હાથ;
પ્રીત કરી કેમ પરહર્યા, નાવ્યા નગણારે નાથ.
બળતી બોલું છું હું હવે, રખે રાખતા રીશ;
રત્નાના સ્વામીરે શામળા, પાયે નામું છું શીશ. ઓધવજીરે.

( સાખી )

મહા મહિને મન માહરૂં આકુળ વ્યાકુળ થાય;
રુવે વિજોગણુ રાધિકા, એકે ન સુઝે ઉપાય.

હજિ હરિ શે નવ આવિયા, આવ્યો મકર માસ;
ભાગ્ય વિના કેમ પામિયે, વ્હાલાજીનો વિલાસ.

કુબ્જા સરખી કામની, આવી હરિનેરે હાથ;
આપ કાળા ને એ કુબડી, ભલી ભજિછે રે ભાત.
સરખા સરખી સાહેલડી, જમુના નહાવારે જાય;
પૂજીને માગેરે પ્રેમદા, મળજો જાદવરાય.
એક દુઃખે અમો દાઝિયે, બીજુ કુબ્જાનું શળ;
નિર્ગુણ જોગ વળી લખે, દાઝયા ઉપર લુણ.
દયારે દામોદર દિલ ધરી, બેટા શ્રી ભગવાન;
રત્નાના સ્વામીરે શામળા, કયારે મળશોરે કહાન. ઓધવજીરે.

( સાખી. )

ફાગણ આવ્યો હે સખી, કેશું ફુલ્યાં રસાળ;
હદે ન ફૂલી રાધિકા, ભમર કનૈયો લાલ.

સઘળો શિયાળો વહિ ગયો, આવ્યો ફાગણ માસ;
અંતરમાં અતિ ઉપજે, હોળિ રમવાની આશ.
વસંત વધાવવાને હું જતી, કુમ કુમ ભરીને કચોળ;
કેસરી સાળુરે પહેરવા, મુખ ભરીને તંબોળ.
અબિલ ગુલાબ ઉડે ઘણાં, વાગે તાલ મૃદંગ;
કોકિલ શબ્દ સોહામણા, કંપે અબળાનું અંગ.
તરૂવર આંબો મ્હોરિયો, ફુલ્યાં કેસુડાં વન;
અમો અબળાને એ ઘટયું, મરવું મુંઝાઇ મન.
વેરી વિધાતાએ લખ્યો, વ્હાલા તણોરે વિજોગ;
રત્નાના સ્વામીરે શામળા, આવી કરોરે સંજોગ. ઓધવજીરે.

( સાખી. )

ચૈત્રે ચતુરા સંચરી, ઉભી જમુનાને તીર;
પંથ ન્યાળતી પ્રેમદા, રડતાં ભીંજે ચીર.

ચૈતર માસનો ચાંદલો, રૂડી નિર્મળ રાત;
સ્વપનામાં સ્વામી રમી ગયા, હદે થઇ રળિયાત.

જાગીને જોતાં દીસે નહીં, ફાળ પડી છે પેટ;
બોલાવ્યા બોલે નહીં, નાશી પેઠારે નેટ.
કોમળ કર ધરિ દીવડો, ચતુરા ન્યાળે ચોપાસ;
ખોળતાં ખુટીરે રાતડી, ન મળ્યા શ્રી અવિનાશ.
પાછલી રાત પરોઢિયું, ઉઠી પ્રાતઃકાળ;
જોશીડા જોશ સંભાળજે, આ શું આળપંપાળ.
સુખ સ્વપનાનું સાંભરે, ભીતર ભડકારે થાય;
રત્નાના સ્વામીરે શામળા, આવી મળે તો બોલાય. ઓધવજીરે.

( સાખી. )

વૈશાખ આવ્યોરે સખી, વહી ગયા ખટમાસ;
હજી સંદેશો નાવિયો, કાગળની શી આશ.

વૈશાખે વાયારે વાવલા, પાક્યાં દાડમ દ્રાખ;
પાકી તે રાયણુ આંબલી, ગળી આંબાની સાખ.
લુકનાં લેહેરાં લાગે ઘણાં, બહાર નવ નીસરાય;
ધરતી ધખે ને રવિ તપે, કોમળ મુખ કરમાય.
ફુલડાંની સેજ સમારિયે, બેહેકે ચંપોને જાય;
વ્હાલાજી કેરે વીંઝણે, કેને ઢોળું રે વાય.
માંગ સમારૂંરે મોતિયે, સેંથે ભરૂંરે સિંદૂર;
નાથજી લ્હાવો લીજિયે, જોબન જાય ભરપૂર.
ગ્રીષ્મ ઋતુ અતિ દોહેલી, વ્હાલા વિચારો મન;
રત્નાના સ્વામીરે શામળા, સોંપ્યું તન મન ધન. ઓધવજીરે.

( સાખી. )

જેઠે જોડી સોગઠી, પાસા લીધા હાથ;
જાણ્યું પડશે પાધરા, અવળા પડિયા નાથ.

જેઠ લગી જોઇ વાટડી, કોઇ આવે ને જાય;
કાગળ કટકો મળ્યો નહિ, લખવા જાદવરાય.

મરવું તે મુખથી કેમ કહું, મરણ હરિનેરે હાથ;
પ્રીતભગત મૃત્ય થઇ રહી, જાણે વૈકુંઠનાથ.
સગપણ સોનું સૌ કહે, પ્રીત પીતળ ફોક;
એરે ઉખાણો સાચો મળ્યો, ભલા હસાવ્યા લોક.
દોષ અમારા અદૃષ્ટનો, વાલ્હાજીનો શો વાંક;
સુખ દુઃખ સરજ્યું દેહને, મારી વિધાતાએ ટાંક.
ચતુર થઇ નવ ચૂકિયે, જાણો અબળાનો ધર્મ;
રત્નાના સ્વામીરે શામળા, વળતી બેસશે કર્મ. ઓધવજીરે.

( સાખી. )

અશાડ આવ્યો હો સખી, કેમ કરિ કાઢું દન;
નાથ નમેરા થઇ રહ્યા, હૃદે પડયાંરે રતન.
અસાડોરે ઘન ઉલટયો, માગ્યા વરસેરે મેહ;
વીજલડી ચમકારા કરે, બ્હાને દીપેરે છેહ.
મોરના સોર સોહામણા, દાદુર બોલેરે જોર;
કોયલડી ટોકા કરે, નાવ્યા નંદ કિશોર.
રાત અંધારિ ઊડે આગિયા, દેખી ઝબકેરે મન;
દીવડો દીસે બિહામણો, નાવ્યા જગના જીવન.
લીલા ચરણા અવનિએ ધર્યા, તરૂવર ગેર ગંભીર;
પંખીડે માળારે ઘાલિયા, જ્યાં ત્યાં ભરિયાંરે નીર.
જોગીડા પણ પંથ પરહરિ, બેઠા એક આસન;
રત્નાના સ્વામીરે શામળા, આવો જગના જીવન. ઓધવજીરે.

( સાખી. )

શ્રાવણ માસે સજ થઇ, દરપણ ન્યાળે અંગ;
તતક્ષણ તે ધરણી ઢળી, જાણે ડસ્યો ભુજંગ.
શ્રાવણ માસ સોહામણો, હિણ્ડોળાનારે દંન;
હિંચે તે ગોરી રાધિકા, ઘણું પીડે અનંગ.

સખિરે સાહેલી સૌ મળી, જમુના નાવારે જાય;
કેસરી તિલક સોહામણાં, કોમળ રંગ્યારે પાય.
ગોરી પૂજે સાહેલડી, કરમાં પુષ્પની માળ;
બીજારે કરમાં કંકાવટી, મુખે શ્રી ગોપાળ.
ચાર પહોર જાગરણ કરે, ગોરી ગરબારે ગાય;
રાત થોડીને રમત ઘણી, રખે વહાણુંરે વાય.
શ્રાવણ પાક્યો આંબલો, કોને કરિયે ભેટ;
રત્નાના સ્વામીરે શામળા, આડો જમુનાનો એડ. ઓધવજીરે.

( સાખી. )

ભાદરવે ભવન પંચમે, ખલકે હિંડોળા ખાટ;
પુષ્પને પંખે પદ્મિણી, જુવે વ્હાલાની વાટ.

ભાદરવો ભરપૂરમાં, ભલું જણાયે જોર;
ગગન વિશે કરે કાટકા, નાવ્યા નંદકિશોર.
ઉત્તર દેશથી ઉલટયો, થયો ઘોર અંધાર;
વીજલડી ચમકા કરે, નાવ્યા નંદકિશોર.
પંચરંગના આભમાં, મોટા તાણ્યારે મચ્છ;
ચંપકવરણીરે રાધિકા, ચીર ભીંજાયે સ્વચ્છ.
નદિએ નીર ભર્યા ઘણાં, નવ દીસે ઉતાર;
વેરણ જમુના પુરે ચઢી, પીયુડો પેલેરે પાર.
બાળ્ય બધું સુખ દેહનું, જેનો નાથ કઠોર;
રત્નાના સ્વામીરે શામળા, બળતી બોલું છું જોર. ઓધવજીરે.

( સાખી. )

આસોએ આશા હતી, મળવાની મનમાંય;
ઓધવજી ભલે આવિયા, વીરા થાઓ વિદાય.

દુઃખનારે દહાડા વહી ગયા, આવ્યો આસોરે માસ;
સૌકો સપરમે દહાડલે, વસે પોતાને વાસ.

નવરે દહાડા ગયાં નોરતાં, નાચ્યા દશરારે માંય;
મોટો ઓછવ દીવાળીનો આવી કરજો ઘહાંય.
સખી સાહેલી સૌ મળી, હરિને લેવાને જાય;
આણે મારગ હરિ આવશે, ઉલટ અંગે ન માય.
ધનતેરસે ધન ધોઇને, સજ્યા સોળ શણગાર;
નયણે તે કાજળ સારિયાં, મળવા નંદકુમાર.
કોમળ કરમાંરે દીવડો, હઇડે હરખ અપાર;
હરિને નિહાળવા નીસરી, ઉભી આંગણું બહાર.
મનના મનોરથ વહિ ગયા, એકે સિધ્યું નહિ કાજ;
રત્નાના સ્વામીરે શામળા, દોહેલું કીધું છે કાજ. ઓધવજીરે.

## સાખી.

અધિક માસ વળિ આવિયો, તેથી ઉપજ્યો ત્રાસ;
વળી એ કેવો વીતશે, વીત્યા બારે માસ.
બારે માસ તો વહી ગયા, તેરમાની શી પેર;
પુરૂષોતમ પહેલો નથી, કોણે કીધો છે કેર.
બાર રવિ બાર પર્વણી, અધિકું ઓછું ન થાય;
અધિક માસ કર્મે કયાં લખ્યો, ઘણો થયો દુઃખદાય.
વર્ષે પછવાડે વાછરૂં, મુક્યો છે મળમાસ;
રખે વળી ચોદમો કરે, એનો શો વિશ્વાસ.
રાધાને લલિતા ચંદ્રાવળી, બામા આધે જે વામ;
સૌકોનાં મન મનાવિયાં, આવ્યા સુંદરસ્યામ.
તેરે માસ પુરણ થયા, જે કો પ્રેમેરે ગાય;
સાંભળતાં સુખ ઉપજે, બેઠુ વૈકુંઠ જાય.
પદ ઓગણોતેર રાગ સોરઠી, બતરીસોરે બંધ;
ગુણીજન મન વિચારજો, એ છે રસનોરે કંદ.
સંવત સત્તર પંચાશીઓ, માસ માગસર સાર,
પ્રથમ પક્ષ એકાદશી, ઉત્તમ ચંદ્ર વાર;

મન કર્મ વચન બુધે કરી, રચ્યા ત્રયોદશ માસ,
રતનાના સ્વામીરે શામળા, પ્રીતે પૂરજો આશ. ઓધવજીરે.

---

**નરભેરામ.**

## ૮૨
## પ્રેમ વિષે.

### છપ્પા. ૧

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં;
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઈ પ્રેમ, ગાંધી દોશીને હાટે;
નથી મગતો કાંઈ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો ( કાંઈ ) પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની;
કહે નરભો પ્રેમ પૂરો મળે, કૃપા હોય શ્રીરામની.

### છપ્પા. ૨.

જ્યારે પ્રગટ્યો પ્રેમ, તુલસીના દળથી રાજી;
જ્યારે પ્રગટ્યો પ્રેમ, ખાધી ખીચડીને ભાજી;
જેને પ્રગટ્યો પ્રેમ, પ્રેમને તે નર જાણે,
જેને પ્રગટ્યો પ્રેમ, તેહને વેદ વખાણે;
મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતિભર જેહને;
કહે નરભેરામ ગુરૂ થકી, નિત્ય બલિહારી તેહને.

### છપ્પા. ૩.

કરીને યજ્ઞ અનેક, વ્રત વિધિ બહુ પાળે;
વળી આપે ગોદાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદનાં ગાય, તીર્થ પણ બહુ ફરી આવે;
દધિ દૂધ ઘૃત ખાંડ, વિપ્ર પોષે મન ભાવે;
એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી;
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાનદાન શિરોમણિ.

છપ્પા. ૪.

નથી મૃતિકામાં માલ, નથી પીતળમાં પેઠો;
કનકની મૂર્ત્તિ કરે, નથી ઇશ્વર મહીં બેઠો;
નથી મીનારામાં પીર, નથી શ્રાવકને દેરે;
અસલ જુવે નહિ કોય, સહુ નકલોને હેરે;
છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે;
કહે નરભેરામ ગુરૂ થકી, પ્રેમે પ્રગટજ થાય છે.

---

ધીરો.

## ૯૩

## તરણા ઓથે ડુંગરરે.

### ( રાગ કાફી. )

તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઈ દેખે નહી;
અજા જુથ માંહેરે, સમરથ ગાજે સહી. તરણા. ટેક.
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજંન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશંન;
દધી ઓથે ઘૃતજરે, વસ્તુ એમ છુપી રહી. તરણા.
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહીરે, વાણિ ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવોરે, બુદ્ધિ થાકી રહે તહી. તરણા.
મન પવનની ગતી ન પહોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મપુરૂષ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ક્રમ નહિ કો દાખેરે, એક અણુ માત્ર કહી. તરણા.
સદ્ગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપ [illegible] પ્રકાશ;
ત્યાં ત્યાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે કે જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી. તરણા.

---

૮૪

## પદ.

જેને પિયુ મળવાનો પ્રેમ હોય તે, આવો દેશી અમારે જો;
ઘડી આડે અર્ણવે ઊતરી, નાવડું આવે છે આરે જો. ટેક.
દૂર બતાવે નાથને, તેને પ્રકટ પાસ દેખાડું જો;
એક સદ્‌ગુરુની કૃપા વડે, તેને બ્રહ્મલોક પોહોચાડું જો. જેને. ૧
એક અચરજ મારાં દેશમાં, ગોવાં ને સિંહ રમે ભેળાં જો;
અવળાંનાં સવળાં થયાં, કરમદીએ લાગ્યાં કેળાં જો. જેને. ૨
એક સદા પુનમ મારા દેશમાં, અમાસ ભુવન નવ આવે જો.
શીત ને તાપ લાગે વ્યાપે નહીં, એક બકરો બળદને ધાવે જો. જેને. ૩
એક અમૃત ફળ મારા મુલકમાં, તેના ભોગદારી ત્રિપુરારી જો;
ભરે વારિ દોરી ગાગર વિના, સુરતા સોહાગણ પણિયારી જો. જેને. ૪
એક અઝાડ ઝડે પરજન્ય પડે, પૃથ્વીનાં પડ રહ્યાં કોરાં જો;
પોઢ્યા હંસરાય ચોગાન ચોતરે, તેને અંગે ન અડકે ફોરાં જો. જેને. ૫
એક કંઠ વિના ગાય નાયકા, ને ચર્ણ વિના તે ચાલે જો;
એક ધીર સખી પિયુ પાસ રમે, મહાનંદ સુખ મહાલે જો. જેને. ૬

---

૮૫

## નિરાંત.

નહીં પ્રીતને નહીં વેહેરરે, સર્વેને રામ રામ છે,
જુવો પ્રભુ પોતાને ઘેરરે, સર્વેને રામ રામ છે.
તમે સાંભળો નર ને નારરે, સ૦ પ્રભુ ભજતાં ન પામીરે હારરે. સ૦
જમ જીતવાનો એ ઉપાયરે, સ૦ જુવો રામનું તો નામ ભેરાયરે. સ૦
રામ સુતાં ને બેસતાં સંભારીયેરે, સ૦ રામ ધંધો કરતાં ઉર ધારીએરે. સ૦
રામ હરવાંને ફરતાં નવ ભૂલીયેરે, સ૦ મેહેલેલી થઈને ફુલીએરે. સ૦
રામ શેષ રટે રરંકારરે, સ૦ નવ લાગે ભોમીનો ભારરે. સ૦

રામ નામે તર્યા પાષાણુરે, સ૦ રામ નામ તે પદ નિરવાણુરે. સ૦
દાસ નિરાંતના રમારમારે, સ૦ આદી અંતતણો વિસરામરે. સ૦

૮૬

બાપુ.

માળાને મર્મ નવ જાણો, આંખો મીચી મણકા તાણો, ટેક.
માળા ફેરવે મનમાંહી ઠેકાણો, રામ કહે કો સમજ ટાણો;
દેહમાં દેવ તેને નહિ જાણો, જઈ કાષ્ટ પાષાણુને માણો. માળા૦
છાપ તિલક ને માળા રાખે, કુંડકપટ ને અસત્ય ઘણું ભાખે;
હાથમાં માળા ક્રોધ ભર્યા કાળા, એતો નિશ્ચે ડુબાડયાના ચાળા. માળા૦
માળા ફેરવી પુત્ર દ્રવ્ય માગે, જઈ શિવના દેવલમાં લાગે;
જગત સુવે સદ્‌ગુરૂ જાગે, સમજે તેને એ શબ્દ વાગે. માળા૦
સત્ય ગુરૂ મળ્યામાં મુઝાણું, છસેં એકવીસ હજાર દમમાણું;
એતો થાય છે રાત ને વાણું, ઉન્મુનિ ઘરમાં મળે ટાણું. માળા૦
માળા જાણે જનક શુક જોગી, માળાના વ્યાસ શિવભોગી;
આહામાં ભળ્યા ચોરાશીના રોગી, માળા તો ઘણી મોંઘી. માળા૦
ધીર ગુરૂની માળા સંગે તાળી, ઉન્મુનિ ઘરમાં વનમાળી;
દાસ બાપુને માળા તે આલી, મહા પ્રેમ કરીને ઝાલી. માળા૦

૮૭

કઠણુ કામ કહેતાંરે, તુને સાવચેત કરિયે;
સંશે જરી ભાગીરે, પછે ડરો નહિ જરિયે. ટેક.
ચકલી સમુદ્ર તરવા ધારે, એ તે બને કેઈ પેર;
એવાં પક્ષીથી તરાય એ તો, તરે ધણીની મે'ર;
સાગર તરવો સાચોરે, નામ સુણી મન ડરિયે. કઠણુ૦
ચકલીને તો ડર લાગે, અમે સમુદ્ર કેમ પેરે તરિયે;

પણ ગરૂડને અલ્પા ભય છે તેનો, તન મન માંહિ જરિયે ?
નથી તેનું કારણરે, વધાર્યું બળ હરિયે. કઠણુ૦

તેમ સંસાર સાગર મૂઢને મોટો, જ્ઞાનીને મન છે ખાડ;
ગુરૂકૃપા નવ હોય તો જાણજો, સાગરમાં ખડક રૂપિયા પા'ડ;
આડ બીજી મોટીરે, તરિયે ગુરૂને વરિયે. કઠણુ૦

એ સાગર જે કોઇક તરેલા, તેનાં કહું એધાણ;
ચિત્ત રાખીને સુણશો તમે તો, જાણો પદ નિરવાણ;
બાપુ સત્ય બોલેરે, સરાવ્યા નવ સરિયે. કઠણુ૦

---

૮૮

જળમાં અલ્પા જોજેરે, શું શું તણાઇ આવે;
પથ્થર લાવે તાણીરે, કાઠ નવ ફૂડો કાવે. ટેક.

વહાણમાં બેશીને આવે જાવે, લોક તો અપરમપાર;
બૂડી જાયે તો જાય જાનમમાં, જળને સ્નાન સૂતક છે સાર
નથી એને કાંઇએ, આવો જાવો જો ફાવે. જળમાં.

જાણો તેમ પંચભૂતનું પુતળું, આવ્યું આત્મા સાથ;
બૂડે કે તરે એને શું લાગે, અળગો બિરાજે મારો નાથ,
બાથે ન ઝાલેરે, દેહ મૂકી જો ફાવે. જળમાં.

એને દુઃખ નહિ ને સુખ નહિ, અવિચળ આપે એક;
અખંડિત મારો વાહલો બિરાજે, ખરી રાખી જેણે ટેક;
વિવેક વિચારોરે, તજી ગોપી જો ભાવે. જળમાં.

એવી જૂદાઇ છે આત્માની સંગે, સમજે તો થાય સગાઇ;
મિથ્યા છે ખરૂં એહ ભાઇ પણ, જાણ્યે બેસો તમે નાહી;
સુખ તેથી થાશે રે, બાપુ બળશે બ્રહ્મ ભાવે. જળમાં.

---

ભોજો.

૮૯

## જ્ઞાનના ચાબકા.

ભેખ તો બાવટ થકી ભુંડારે, મેલા અંતરમાં ઉંડા. ટેક.
ટકો પૈસો ગામ ગામ નાંખે, વળી ખેતર ખેતર કુંડાં;
જેની વાંસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકનાં લુંડારે. ભેખ.
ત્રાંબિયા સારૂ ત્રાગું કરે ને વળી, કામ ક્રોધના ઉંડા;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મુંડારે; ભેખ.
ગામ બધાની ચાકરી કરે ને, ઘેર રાખે અગન કુંડા;
ભોજો ભગત કહે કર્મની કોટી, પાપતણા જુંડારે. ભેખ.

---

૯૦

## કાચબો—કાચબી.

કાચબો કહે છે કાચબીને, તું રાખની ધારણ ધીર;
આપણને ઉગારશે વ્હાલો, જુગતેશુ જદુવીર;
ચિંતા મેલી શરણે આવોરે, મરવા તુને નહિ દિયે માવોરે.
વારતી'તી તે સમે તેં શા વાસ્તે, મારૂં કંથ ન માન્યું કહેણ;
કાળ આવ્યો કોણ રાખશે, તમે નીચાં ઢાળો નેણ;
પ્રભુ તારો ન આવિયો પ્રાણીરે, માથે આવી મોત નિશાનીરે.
અબળાને પ્રતબાર ન આવે, કોટિ કરોને ઉપાય;
કહ્યું ન માને કોઇનુંરે, એ તો ગાયું પોતાનું ગાય;
એવી વિશ્વાસ વ્હોણીરે, પ્રથમ તો મૃત્યુની પોણીરે.
કાચબી કહે છે ક્યાં છે તારો, રાખણહારો રામ;
હરિ નથી કેના હાથમાંરે, તમે શું બોલો છો શ્યામ;
મરવા ટાણે મતિ મુઝાણીરે, તુટયા પછી ઝાલવું તાણીરે.
ત્રિકમજી ત્રણ લોકમાં મારે, તારો છે પ્રતબાર;

અટક પડી હરિ આવજોરે, મારા આત્માના ઉદ્ધાર;
છોગાળા વાત છે છેલીરે, થાજો બુડથલના બેલીરે.
કાચબી કહે છે કોણ ઉગારે, જાતો રહ્યો જગદીશ;
ચારે દિશાએ સળગી ગયુંરે, તેમાં રીઓ વીચોવીચ;
જેનો વિશ્વાસ છે તારેરે, તેનો ઇતબાર નહિ મારેરે.
બળતી હોઉં તો બેસને મારી-પીઠ પગ, રાખું પ્રાણ;
નિંદા કરો છો નાથનીરે, એતો મારે છે મુજને બાણ;
વ્હાલો મારો આવશે વ્હારેરે, ચોર્યાશીથી મને ઉગારેરે.
કાચબી કહે કિરતાર ન આવ્યો, આવ્યો આપણો અંત;
પ્રાણ ગયા પછી પહોચશેરે, તમે તે શું બાંધો મર ! તંત;
આમાંથી જો આજ ઉગરિયેરે, તો તો બ્હાર પગ ન ભરિયેરે.
વિઠ્ઠલજી મારી વિનતિ સુણી, શામળા લેજો સાર;
લીહ લોપાશે લોકમાંરે, બીજી વાંસે કેની વ્હાર;
હરિ મારી હાંસી થાશેરે, પ્રભુ તારી પતીત જાશેરે.
કેશવજીને કરુણા આવી, મોકલ્યા મેઘ મલ્હાર;
આધરણમાંથી ઉગારીઓ, આવી કાચબાને કીરતાર;
ભોજો ભક્ત ભણે ભરોસો જેનેરે, ત્રિકમ તારશે તેનેરે.

---

૯૨

## અટકબંધી.

અટકબંધીને આળસ નાવે, માથે આવે મર મોત;
બારે મેઘ સત વચને ચાલે, સૂરજ ચંદ્રમા સોત.
નિમ ધારી નિમ ન મુકેરે, પૂરા કદી પળ ન ચૂકેરે;
વચને સંતો ધરણી આકાશ, વચને દશ દિક્પાળ;
શેષને માથે ધરા થંભી, તોય ન વાંકો કર્યો વાળ;
પૂરા પુરૂષની રીતિરે, ગયા જુગ કેટલા વીતીરે.
મેર ધર સત્ય વચને ઉભા, વચને અગ્નિ ને વાર;

સાતે સમુદ્ર સત્ય વચને ઠેરાણા, મેલે નહિ માઝા લગાર.
છલકે નહિ સત્યે બંધાણારે, કૃપાવંત એ કેહવાણારે,
ઓગણપચાસ વાયુ સત્ય વચને ચાલે, જુવો મોટાની વાત;
ભોજો ભક્ત કહે વચન વિના, કેને કાળ લેવાને જાત,
કંઈના દિયે નાદ ઉતારીરે, રહ્યા છે આગ્નાકારીરે.

---

૯૨

સંતો મૂળરે ગ્રાહે તો ફળ પાયે;
તરણિ તત્વ પ્રેમ પ્રકાશ્યો, તો તેજમાં તેજ મીલી જાયે. સંતો.
ઉંચાં ઉંચાં તરૂવર ગગનમે, ફળ હે પંખિયાં વેગળુંરે;
કંઇ કંઇ પક્ષી વલુંધી ગયાં, ફળ મીઠેરાં દૂરે. સંતો.
મૂળ ગ્રહ્યું તવ ક્યા ભયા, ચદનકી ગત નાહી;
પરખ્યા પણ સ્પરસ્યા નહીં, હોંસ રહી મન માંહી. સંતો.
મૂળ ગ્રહ્યું મોટે મુનિવરે, જો સદ્‌ગુરૂ ચરણ ચિત્ત લાયે,
ભીલડી ભાવે આપે ચાલી આયે, જો મોટમ માન ગમાયે. સંતો.
ઇંદ્રકું ઇંદ્રાસન આપ્યો, બ્રહ્માએ બ્રહ્મ રચાયું;
સંત સમરથે સાગર પીધો, લંકારે ન્યાયે વસાયું, સંતો.
અમર વરસે ને સરોવર છલિયાં, નરપત નીર ભરી નાયે;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, અમરપટો લખાયે. સંતો.

---

૯૩

સંતો હિયારે અગમપર ડેરા;
પિયા પિયાલા જેણે પ્રેમરસ કેરા, નાથકું નિરખ્યા નેરા. સંતો.
પ્રીત લગી પરમેશ્વર સાથે, વરીને ચૂકવિયા વેરા;
નરતે ને સરતે નજરે આવ્યા, મટયારે અસંખ્ય અંધેરા. સંતો.
કોમ ગતિમાં કળારે બતાવી, નાભિકમળ કેરી કરિયા;
ઘરકું લઇને અધર પર ધરિયા, મૂળ વિચારીને મળિયા. સંતો.

અનહદ રૂપ અખંડ અપારા, મનરે માન્યા તિહાં મેરા;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, કરી નહિ ફરીએ ફેરા. સંતો.

૯૪

## મનોહરસ્વામી.

કાંઇ નહીં મારૂં નાથ, હું તે શું સમરપું. ટેક.
આગના સ્વરૂપ માંહે, આપોપું અરપું. કાંઇ નહીં. ૧
ત્રિગુણાત્મક મૂલ શક્તિ, પ્રકૃતિ તમારી;
તેથી ગુણ ભેદ રુપ; સૃષ્ટિ વિસ્તારી. કાંઇ નહીં. ૨
પૃથિવ્યાદિ ભૂતતણી, વિકૃતિ અનંતા;
દ્રવ્યાદિક સકળ વ્યર્થ, મારૂ હુમંતા. કાંઇ નહીં. ૩
ઉભય દેહ ભૌતિક છે, મારૂં નહીં એકે;
તે વડે સંબંધી ગણું, સત્ય નહીં વિવેકે. કાંઇ નહીં. ૪
વિશ્વ વિષે વ્યાપક, ચિદ્રૂપ છે તમારૂં;
સ્થાવર જંગમમાં કોઇ, તેથી નહિ ન્યારૂં. કાંઇ નહીં. ૫
મારૂં તો અજ્ઞાન એક, તેથી હું મારૂં;
દેહાદિક માંહે હું તું, નાહક નઠારૂં. કાંઇ નહીં. ૬
નાથ કૃપા સિંધુ વિષે, તે સકળ ગુમાવ્યું;
ભેદ રહિત ચેતન ઘન, હૃદયમાં જમાવ્યું. કાંઇ નહીં. ૭
અનંત અભેદ એક, તમને નિત્ય ગાણું;
મનોહર ભૂલેથી ભેદ, દુંકડો ન જાણું. કાંઇ નહીં. ૮

૯૫

## સંતો આવો.

સંતો આવો અમારડા દેશમાંજો;
શાને ભટકો છો ફોગટિયા વેશમાંજો— સંતો.
જ્યાં શોક રોગ મૃત્યુનો ભય નહિં કદાજો;
બ્રહ્માનંદ સુખ વરતી રહ્યું સર્વદાજો— સંતો.

આવા કલેશ ધુપ ન કરવો પડેજો;
જ્યાં જોઇએ ત્યાં સ્વામી સનમુખ જડેજો— સંતો.
બાધા વિશ્વમાં વિરાજે નાથ એમ તણોજો;
રક્ષા કરવા નિજ જનની ચંચળ ઘણોજો— સંતો.
જેની બ્રહ્માદિક દેવતા આશા કરેજો;
કામ ક્રોધ ચોર દુરથી નાઠા ફરેજો— સંતો.
એ છે સદા ચૌદલોક વિષે જાગતા જો;
જાણ્યા પછી કદી થાય નહિ અણુછતોજો— સંતો.
મહાવ્રત તપ યજ્ઞ દાન આદરેજો;
તેથી નાથજી કબુલ કદી નવ કરેજો— સંતો.
સત્ય ધ્યાનથી જણાવે નિજ રૂપનેજો;
વણ ધ્યાનથી જણાવે મોટા ભુપનેજો— સંતો.
એવા દેશમાં જો આવ્યાની આશા કરોજો;
સદ્દગુરૂજી શીશ ચરણે ધરોજો— સંતો.
ગુરૂ વચનેથી સાધન આદરોજો;
એ તો સદ્ય નિજ દેશ પમાડે ખરોજો— સંતો.
સચ્ચિદાનંદ બ્રહ્મ ધ્યાન પામશોજો;
તેથી જન્મ મરણ ભય વામશોજો— સંતો.

---

ગિરધર.

૯૬

## ગોકુળલીલા.

### ગરબો.

હે સખી જ્યારે શ્યામસુંદર વર, વેણું વજાડે વનમેંજી;
તે સુણી સુરવર વનિતા સાથે, વિસ્મય પામે મનમેં,
સુણ સાહેલીજી. ૧
વિઠ્ઠલજીની વામ ભુજા પર, વામ કપોલ વિરાજેજી;
લલિત ભ્રકુટિ અધર તટનિપર, મનોહર મોરલી છાજે. સુણ. ૨

એવો હરિ જ્યારે વેણું વજાડે, તે સ્વરનો અતિ મહિમાયજી;
વ્રજના વૃશભ તથા ધેનુ મૃગ, સુણુતાં નિશ્ચલ થાય. સુણુ. ૩
ઉંચા કરણુ કરી ઉભાં જાણે, નીદ્રા આવી નિરધારજી;
મુખનાં તૃણુ તે મુખમાંહ માંનું, લખીયાં ચીત્ર મોઝાર. સુણુ. ૪
મયૂર તણા પર મસ્તક ફરકે, ધાતુ ચિત્રિત અંગજી;
તરૂના નવઅંકુર શીર ખોશા, નટવર વેશ ત્રિભંગ. સુણુ. ૫
કોય સમે હરિ હલધર સાથે, કરતા વેણુ નાદજી;
તે સુંદર સ્વરની સમ શ્યામ દેતા, ગૌ ગોપીને સાદ. સુણુ. ૬
ત્યારે યમુનાનું જળ નિશ્ચલ થાયે, સુણતાં નાદ ઉમંગજી;
બાગિ ગત્ય પ્રેમે પરીકંપિત, નિજ ભુજ રૂપ તરંગ. સુણુ. ૭
તે યમુના જાણે પ્રભુની પદરજ, મારૂતથી મુને સ્પર્શેજી;
એમ વિચારી તરંગ ઉછલે, પદરજને આકર્શે. સુણુ. ૮
ગિરી કંદરમે ધરણીધર જ્યારે, વેણુનાદ સુણાવેજી;
વનમાં ચરતી સુરભી તતક્ષણુ હરિની પાસે આવે. સુણુ. ૯
વળી વેણુ સુણી વૃક્ષવેલી વિકસિત, કુસુમ તથા ફળ બારજી;
જે પોતામાં પરમેશ્વર છે, તેને પ્રગટ દેખે છે બાહાર. સુણુ ૧૦
પ્રભુને પ્રણામ કરતાં પાદળ, નમતા શાખા બારેજી;
પ્રેમે પ્રફુલ્લિત દેહ થયા તે, વરસંતા મધુ ધારે. સુણુ. ૧૧
કેસર તિલક કંઠે વનમાલા, તુલસી મંજરી મેહેકેજી;
તે સુગંધ લોભે ષટપદ ગુંજે, મકરંદ લેતા મેહેકે. સુણુ. ૧૨
મધુરે મધુરે કંઠે મધુકર, કરતા કીરતી ગાનજી;
તે સુંદર શિલિમુખ શબ્દ મનોહર, સુણુતા શ્રી ભગવાન. સુણુ. ૧૩
જ્યારે અધર વિશે હરી બંશી ધરે, ત્યારે હંસને થાય હુલાસજી;
તે વેણુગીત મધુર સુણુવાને, પક્ષી આવે છે પાસ. સુણુ. ૧૪
આગલ પાછલ જ્યાં હરી હીંડે, પુંઠલ પરજન્ય ફરતોજી;
દીનબંધુની ઉપર અંબુદ, છત્રની છાયા કરતો. સુણુ. ૧૫
જે કૃષ્ણુસાર મૃગ મૃગી સંઘાથે; કૃષ્ણ સમીપે થાતાંજી;
તે ગાન સુણીને ગતિ મતિ જડ થઇ, પાછાં ફરી નવ જાતાં. સુણુ. ૧૬

શીતળ મંદ પવન કરે સેવા, પ્રભુની પુંઠળ જાતાજી;
મલયાચલનો ચંદન સુરભ, લેઇ હરિ અંગે વાતો. સુણ૰ ૧૭

૯૭

બ્રહ્માનંદ.

ટેક ન મેલેરે, તે મરદ ખરા જગમાંહી;
ત્રિવિધિ તાપેરે, કદિ અંતર ડોલે નાંહિ. ૧
નિધડક વદતેરે, દ્દઢ ધીરજ મન ધારી;
કાળ કરમનીરે, શંકા દેવે વિસારી. ૨
મોડું વહેલુંરે, નિશ્ચે કરિ એક દિન મરવું;
જગસુખ સારૂરે, કદી કાયર મન નવ કરવું. ૩
અંતર પાડી રે, સમજીને સવળી આંટી;
માથું જાતાં રે, મેલે નહિ તે નર માંટી. ૪
કોઇની શંકા રે, મનમાં નવ ધારે;
બ્રહ્માનંદના રે, વાલાને પળ ન વિસારે. ૫

૯૮

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી,
અસંખ્ય ગયા ધન સંપતી મેલી, તારી નજરો આગેજી;
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગા ઘાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી;
જેમ ઉદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી;
ઝગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી;
મનમાં જાણે મુજ સરીખો, રસિયો નહિ કોઇ રાગીજી;
બહાર તાકી રહી બીલાડી, લેતાં વાર ન લાગીજી;
આજકાલમાં હું હું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અજાની, અંત ફજેતી થાશેજી.

## મુક્તાનંદ.

૯૯

રાગ ધોળ.

ઓધવજી અમને દુઃખ દીધું વાલમે,
કો'કો આગળ કહિયે દુઃખની વાતજો;
મોહનવર મથુરાં જઇ પાછા નાવિયા,
કીધી અમશું કાન કુંવરતે ઘાતજો. ઓ૦
લાલચડી તજીયે તો મહા સુખ પામિયે,
વેશ્યા કેરાં વચન ગ્રહી ઉપદેશજો;
પરમ નિરાશી થે ઓધી જો પીંગળા,
એમાં ઓધવ જૂઠું નહી લવલેશજો. ઓ૦
આશામાં અતીશે દુઃખ સર્વે જાણીએ,
તોય ટળે નહીં કાનકુંવરની આશજો;
કઠણ ઘણી છે આશ અમારે મેલતાં,
આશ તજે જાય ગોપીજનના શ્વાસજો. ઓ૦
જાદુડાં જાણે છે કાન ગોવાળિયો,
એનો મારગ મૂક્યો નવ મુકાયજો;
મુક્તાનંદને નાથ લગાડી મોહની,
હવે અમે એનો શો કરિયે ઉપાયજો. ઓ૦

---

૧૦૦

ગીરધારી રે, સખી ગીરધારી,
મારે નિરભે અખૂટ નાણું, ગીરધારી રે. ટેક.
ખરચ્યું ન ખુટે, એને ચોર ન લુંટે,
દામની પેઠે એ ગાંઠે, બાંધ્યું ન છુટે. ગીરધારી રે.
અણગણ્યું નાણું સંચે અંતે, નિરધનીઆ જાય;
તેની પેઠે નિરભે નાણું, દૂર ન થાય. ગીરધારી રે.

સંપત વિપત સર્વે, સ્વપ્નું જાણું;
હરિના ચરણની સેવા, પુરણ ભાગ્ય પરમાણું. ગીરધારી રે.
મુક્તાનંદ કે મોહનવસને, ઉરમાં ધારી;
હવે દુઃખને દારીદ્ર થકી, થઇ હું ન્યારી. ગીરધારી રે.

---

ભૂખણ.

૧૦૧

## ઇશ્વરને ભજવા વિષે.

### અષ્ટક અગિયારપદી.

ઘણા પુન્યના ભાવથી દેહ પામ્યાં, હસંતાં રમંતાં સુખે દીન વામ્યાં;
ગયા નાથનું નામ તો સધ ચુકી, ભજો રામને કામને દૂર મૂકી.
ભણ્યા શાસ્ત્ર સિદ્ધાંતની સર્વે વાત, નથી ઓળખ્યા શ્રી તમે પ્રાણનાથ;
વિવેકી થઇ કાં કરો બુદ્ધિ ટુંકી, ભજો રામને કામને દૂર મૂકી.
પરસ્ત્રી પરદ્રવ્યનો ત્યાગ આણી; હૃદેમાં ધરોને તમો ચક્રપાણિ;
એ તો દુષ્ટ માયા તણી સર્વ મૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
મદે અંધ દૃષ્ટી થયાથી ન દીઠું, કુસંસારનું સુખ લાગે છે મીઠું;
જરા આવશે આ થશે દેહ સૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
ઘણા જત્નથી, દેહને સુખ દીધું, ઘણા ભેદથી સર્વનું દ્રવ્ય લીધું;
જવું એકલાં સર્વ સંપત્તિ મૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
ઘણા રમ્ય વૈભોગથી દેહ પોખ્યો, કરી તીર્થ જાત્રા કદાપી ન સોખ્યો;
મળી મિત્ર ટોળે દેશે સર્વ ફુંકી, ભજો રામને કામને દૂર મૂકી.
જદા આવિને જીવને મૃત્યુ ઘેરી, તદા સર્વ સંબંધી ત્યાં જોઇ રેશે;
ન રક્ષા કરે વૈદ્ય કે ક્વાથ ભૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
કેરે વ્યાધિયે કંઠનો રોધ થાશે, હૃદેમાં થકી જ્ઞાન તો સર્વ જાશે;
તદા જીવ જીવ્હા થશે સધ ટૂંકી, ભજો રામને કામને દૂર મૂકી.
નથી જાણતા ધર્મની રીત ઠીક, નથી રાખતા મરણની મન બીક;

ગુમાને ભર્યા ચાલ ચાલો ન ચૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
જદા ફિંકરા મારશે દુષ્ટ મારે, તદા નાથ પાખે નહીં કોય તારે.
જુવો મૃત્યુ માથે રહે નિત ઝૂંકી, ભજો રામને કામને દૂર મૂકી.
સદા રેક્વજ્ઞાતિ મહા રંક કહાવે, કથા રામની જેમને ચિત્ત ભાવે;
રચી ભુખણે તે સુણો જ્ઞાન કૂંચી, ભજો રામને કામને દૂર મૂકી.

---

## ૧૦૨

## છંદ ભુજંગીની ચાલ.

કથી વાતનો ખર્ખરો મંન નાણો, સુખ દુઃખ તે દેહના ધર્મ જાણો;
કરોને તમે કોટી લક્ષ પ્રકાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
હરીશ્ચન્દ્ર રાજા મહા પુણ્યવાન, નહીં કોય સંસારમાં એ સમાન;
તેણે નીચ ઘેર વહ્યો નીર ભાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
સતી મુખ કહાવે અહલ્યાજી જેહ, જેના નામથી થાય નિષ્પાપ દેહ;
તેણે ઇન્દ્ર સાથે કર્યો વ્યભિચાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
જુવો જાનકીજી પડયાં દુષ્ટ હાથ, જેના સ્વામિ છે કોટિ બ્રહ્માંડ નાથ;
આપો આપ લક્ષ્મી તણો અવતાર; લખી વાત મિથ્યા ન થાયે લગાર.
વળી પાંડવોની કહું એક વાત, જેના સારથી નિત્ય વૈકુંઠનાથ;
હાર્યા રાજ રિદ્ધી તથા નીજ નાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
મહા પુણ્યકારી જન સિદ્ધ નાથ, ચાલી નીસર્યા નારિ લઇ વન સાથ;
બહુ કષ્ટ વેઠયું તેણે વર્ષ બાર, લખી વાત મિથ્યા ન થાય લગાર.
શા માટે તમે ભાર માથે ધરો છો, વળી હું કરૂં હું કરૂં એ કહો છો;
કરોને તમે ચિત્ત સાથે કરાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
કરી વીનતીને કહું સત્ય વાત, રચ્યા ભૂખણે તે સુણો શ્લોક સાત;
ઘણું સાંભળ્યા જોગ સાધૂ વિચાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.

## રઘુનાથદાસ.

૧૦૩

### ઓધવજીનો સંદેશો.

#### ગરબી ૧.

ઓધવજી અમ સાથે રસિયો રૂઠિયો, રીસાયા કેમ કહોને દિલની વાતજો;
આંટીને ઘુંટી તો નવ અમે જાણીએ, મોહનજીના મનમાં મોટી ઘાતજો.
લક્ષણ સો જાણ્યાંરે લોભી લાલનાં, ગુણવંત છે પણ ગાયોના ગોવાળજો;
આહિરડો શું સમજે રસની રીતમાં, કાનુડો કાંઇ કુડું ચઢાવે આળજો.
જીવન સંગે રમવા જોબન જાળવ્યાં, બાળપણમાં ખાંતે કરતાં ખેલજો;
મનડાંની વાતોરે સો મનમાં રહી, મેલી ગયા કાંઇ દુખડાં કેરી હેલજો.
વચને અમને વાળ્યાંરે એ વિઠ્ઠલે, જાતાં જાતાં જુઠો દીધો કોલજો;
છોકરડા સરખેરે અમને છેતર્યા, તજી ગયો એ તસ્કરનો શો તોલજો.
મહિયરિયે જાઉં તો મુજને ખીજવે, સાસરિયામાં સાસુનો સંતાપજો;
નહાની તે નણદલરે બાળે બોલડે, પુરણ લાગ્યાં પાડોસણનાં પાપજો.
દુખડાંની વેળાએ સુખડાં સાંભરે, અંત સમે તો કોય ન આવે કામજો;
સગપણ તો સોનુંરે પીતળ પ્રીતડી, વાલપણામાં વેર કરી ગયા શ્યામજો.
દયા નવ આવીરે દિલથી ઉતર્યા, દાસીનો તો દોષ ન જાણ્યો કાંયજો;
પરમેશ્વર જાણીને પ્રીતે પૂજતાં, હરિજીને અમે હાથે કરતાં છાંયજો.
બણકારા વાગે છે ભોજન પિરસતાં, જગ્ગણ કરીને જોઇયે હરિની વાટજો;
સાસુજી પૂછેરે વહુ તમે સાંભળો, રસોઇ કરતાં આવડો શો ઉચાટજો.
અવગુણને ગુણ શા રે અબળા રાંકના, વાંક ઘણો પણ વનિતા સંગ શું વેરજો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, ધણી થઇ હવે પ્રભુ પધારો ઘેરજો.

---

૧૦૪

### ઓધવજીનો સંદેશો.

#### ગરબી ૨.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને, મારા સમ જો મૂકી મનનો મેલજો;
કાનુડો કપટીરે આવડો કેમ થયો, છળ કરીને છેતરિયે નહિ છેલજો.

આટલા દિવસરે આવું નવ જાણતી, ઘરથી ન જાણ્યા ધુતારાના ઢંગજો;
પાણીડાં પીનેરે ઘર શું પૂછિયે, બાળપણામાં કીધા એ શું સંગજો.
અણુતેડયાં જાતાંરે નંદને આંગણે, વણુ કરાવ્યાં કરતાં ઘરનાં કામજો;
એવેરે મિશે જઇ મળતાં માવને, પલકે પલકે કરતી હું પરણામજો.
દીવડિયા મિશેરે દુરથકી આવતી, વનો કરીને વળતી વારંવારજો;
મોહનનાં મુખનાંરે લેતી મીઠડાં, જશોદા મુજને કહેતાં નિર્લજ નારજો.
માડીથી છાનારે મેવા લાવતાં, વાટકડીમાં દેતાં ગોરી ગાયજો;
દુધને દહિયેરે હરિને સિંચતાં, મેં જાણ્યું જે જીવન મોટા થાયજો.
વેરીડાં કીધાંરે વ્રજનાં લોકને, વાલા કીધા ગોપી ગિરધરલાલજો;
ફૂલડિયે પાંખડિયે હું નહિ દુભતી, કેમ વિસાર્યું વિઠ્ઠલજીયે વ્હાલજો.
જમાડી જમતીરે જીવન પ્રાણુને, પવન કરીને પોઢાડતી પર્યંકજો;
એવાંરે સુખડાં તો સુપને વહી ગયાં, વેરી વિધાતાયે અવળા લખિયા અંકજો.
આભૂષણુ ધરતાંરે હરિને અતિ ઘણાં, મોર મુગટને કુંડળ ઝળકે કાનજો;
રાજની રીતિએ મોહન માલતાં, નિત્ય નિત્ય નિરખી જોતી નવલે વાનજો.
વાસીદું વાળંતાં ધરતી માતનું, રખે રજ ઉડે રસિયા અંગજો;
આંખલડી આગળથી હરિ નવ મૂકતી, શામાટે હરિ તજ્યો અમારો સંગજો.
દુઃખડાંની વાતોરે ક્યાં જઇ દાખવું, કહિયે છિયે પણુ કહ્યું ન માને કોયજો;
કુવાની છાંયડી તે કુવામાં સમે, તસ્કરની મા કોઠીમાં પેશી રોયજો.
અમારા અવગુણુરે હરિના ગુણુ ઘણા, જોઈ નવ કરિયે વડા સંઘાતે વેરજો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, મળવા આવો મનમાં રાખી મેહેરજો.

---

## ૧૦૫

# ઓધવજીનો સંદેશો.

### ગરબી ૩.

ઓધવજી અબળા તે સાધન શું કરે, વાલા વિનાતો વેહની પ્રગટી આગજો;
સંદેશો લાવ્યારે જૂંડા જોગનો, નથી ખમાતો દાઝ્યા ઉપર ડાગજો.

જોગીડાં થઇયે તો જગમાં લાજિયે, ભોગીડાં ક્યમ ધરિયે ભગવો ભેખજો;
વિશ્વાસે વસ્તુંધું વાલમ આવશે, અંગ માંહિથી ઉપની રંગની રેખજો.
જંગમની જુગતી તો સર્વે જાણિયે, સમીપ રહે પણ શરીરનો નહીં સંગજો;
એકાંત વસવુંરે એકજ આસને, ભેદ પડે તો પડે ભજનમાં ભંગજો.
ફકીરી સાધ્યાનું તો ફળ પામિયે, દમન તજીને દીલ કરિયે દરવેશજો;
દેવને દેખેરે દીલ દેદારમાં, પોકારિયે શું પ્રભૂ નથી પરદેશજો.
સંન્યાસી થઇએ તો સુખદુખ સાંભરે, વસ્ત્ર તજીને વનમાં કરિયે વાસજો;
પૂરણ પ્રીત વિના તો પ્રભુજી નહીં મળે, દેહ દમનમાં દુઃખડાં બારે માસજો.
જેની તો જાણેરે જ્યાં ત્યાં જીવને, જતી ખરા જે જાણે જીવતી જાતજો.
અલબેલો મેલીને નહિ થાઉં આરજા, ભુલું નહીં કાંઈ દેખીને વળી ભાતજો.
બ્રાહ્મણ તે જાણેરે, સાચા બ્રહ્મને, વિપ્ર વિવેકી વેદ તણો શે સારજો;
ઋષિપતની રીઝીરે હરિના રંગમાં, પ્રેમ કરીને પૂજ્યા નંદ કુમારજો.
ખટ દર્શન વાળાને તો દુઃખડાં ખરાં, બાંધ્યું મારૂં મોહન સાથે મંનજો;
જ્ઞાન ગુઢારથ તો મનમાં ગમતું નથી, સુંદર વરને સોંપ્યાં તનમન ધનજો.
આ સારૂં જાણો તો શે નથી રાખતા, જપતપ સાધન જગતમાંહિનું કામજો;
વહોરતિયા વિના તો વસ્તુ નહીં મળે, મધુકર એનો તો ન્યારોછે ઠામજો.
હરિ પાસે હતું તે અમને આપિયું, અમ પાસેથી ભરી પ્રેમની પોઠજો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, હેત હતું તે આપ્યું હૈયાનું હોઠજો.

---

## દેવાનંદ.

૧૦૬

### ઇશ્વરને ઓળખવા વિષે.

કાયા માયા કુડીરે, રાખી તારી રેહેશે નહીં;
જો તે તું વિચારીરે, ઘેલા કેમ અક્કલ ગઇ. કાયા. ટેક.
નંદ રાજાને અળગળ નાણું, ભરી સંચી ભંડાર;
કોડી અંતે કામ ન આવી, જાતાં ન લાગી વાર;
ન ખાધી ન ખરચીરે, વેઠે મુવો ભાર વહી. કાયા.

રાવણ રિધ સિધ પુરણ પામ્યો, ઈંદ્ર અધિક અભિમાન;
અજ્ઞાને અવરાણું અંતર, ભુલી ગયો પ્રભુ ભાન;
વાદળની છાયારે, જોતાં જોતાં છેટે ગઈ. કાયા.

ભજ ભગવાન માન તન મેલી બેલી કર બળવીર;
લાલચ રાખે લક્ષ્મીવરની, ધરજે મનમાં ધીર;
અધમ ઉધારણરે, અભેદ આપે સહી. કાયા.

મૃગજળ ભરવા મુરખ માણુસ, દોડે સો સંસાર;
વાત વિચારી પાછો વળજે, પામ્યા નથી કોઈ પાર;
દેવાનંદ કહે દેખીરે, વિવેકની વાત કહી. કાયા.

---

## નિષ્કુલાનંદ.

૧૦૭

( રાગ—જંગલો. )

જોગી જીવોરે એવા જગતમાં, સગા સો સોહાયજી;
શત્રુ શોધતાં સંસારમાં, જેને નવ જડે કોયજી. જોગી.

સ્થાવર જંગમ સ્થૂલ સૂક્ષ્મ, ચરાચર જે જંનજી;
મન કર્મ વચને દુભે નહિ, દયા દિલે અનંતજી. જોગી.

નિશ્ચે એવાને નિરખીને. દયા દુષ્ટને નોયજી;
બીજા તે સર્વે દયા કરે, જ્યારે એવાને જોયજી. જોગી.

દેહદર્શી દુઃખ ભોગવે, કરે સુખને ઉપાયજી;
આત્મદર્શી આનંદમાં, રહે સુખમાં સદાયજી. જોગી.

મૂલ્યે પોતાનું ભાસે નહિ, ત્રણ કાળમાં તંનજી;
નિષ્કુલાનંદ એમ સમજી, જોગી ન કરે જતંનજી. જોગી.

---

૧૦૮

(રાગ-જંગલો.)

જંગલ વસાવ્યુંરે જોગિયે, તજી તનડાની આશજી;
વાત ન ગમે આ વિશ્વની, આંઠે પહોર ઉદાસજી. જંગલ.
સેજ પલંગરે પોઢતા, મંદિર ઝરૂખાં માંયજી;
તેને નહિ તૃણ સાથરો, રહેતા તરૂતળ છાંયજી. જંગલ.
શાલ દુશાલા ઓઢતા, ઝીણા જરકશી જામજી;
તેણે રે રાખી કંથા ગોદડી, સહે શિર શીત ઘામજી. જંગલ.
ભાવતાં ભોજન જમતા, અનેક વિધિનાં અન્નજી;
તેણે રે માગવા લાગ્યા ટુકડા, ભિક્ષા ભવને ભવનજી. જંગલ.
હાજી કહેતાં હજારો ઉઠતા, ચાલતા લશ્કર લાવજી;
તે નર ચાલ્યા રે એકલા, નહીં પેંજાર પાવજી. જંગલ.
રહો તો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ જોગી રાજજી;
ખીર નિપજાવું ક્ષણું એકમાં, તે તો ભિક્ષાને કાજજી. જંગલ.
આહાર કારણ ઉભો રહે, એકની કરી આશજી;
તે જોગી નહીં ભોગી જાણુજો, અંતે થાય છે વિનાશજી. જંગલ.
રાજસાજ સુખ પરહરી, જે જન લેશે રે જોગજી;
તે ધન દારામાં નહિ ધસે, રોગ સમ જાણે ભોગજી. જંગલ.
ધન્ય તે ત્યાગ વૈરાગને, તજી તનડાની આશજી;
કુળરે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી. જંગલ.

---

૧૦૯.

(રાગ-જંગલો.)

અમેરે જડભરતિ જોગિયા, ઇચ્છું નહિ વૈભોગજી;
જગત પદારથ જીવને, રૂચે નહિ જેમ રોગજી. અમેરે.
ખટરસ ખાવા નહિ ખોળિયે, જમશું જે મળશે અન્નજી;
નિરમાને દિન નિર્ગમશું, રેશું મનમાં મગનજી. અમેરે.

જુનાં પુરાણાં પટ પેરશું, નહિ ઇચ્છું નવીનજી;
શીત ઉષ્ણ શિર સહિ રેશું, રાખી કંથા કોપીનજી. અમેરે.
પ્રીત સોશું પરહરી, કરશું કૃષ્ણ ભજનજી.
મોહ અમારા મનમાં, મને કરવું વિઘનજી. અમેરે.
હરખ શોક હાણ વૃદ્ધિને, સહેશું દુઃખ તંનજી;
નિષ્કુલાનંદ કહે નહિ દેયે, નિજકુળને લાછંનજી. અમેરે.

---

## નાનો.

### ૧૧૦

મારે ઘેર આવજો માવા, મઠા ને કોદરી ખાવા. ટેક.
કઢીમાં તો કર બોળીને, સઇડકા સઇડકા સઇડક;
મુખડું મીઠું થાવરે માવા, પ્રીતે પાપડ કઇડ. મારે ઘેર.
આમલીની તો કઢી કરી છે, ઝાંઝી મઠાંની દાળ;
છાંટો નાખું શામળા, તું તો ખાણ્યા સારું બાળ. મારે ઘેર.
ભાવના ભૂખ્યા છો ભૂધરજી, ગુણ મને લાધ્યા;
સંસેક પેલા સુદામાના, તાંદુલ તમે ખાધા. મારે ઘેર.
કાંગ માટે કાનજી તમે, વિપ્રને કીધા રાજી:
કરમાબાઇનો કુર ખાધો, ખાધી વિદુરની ભાજી. મારે ઘેર.
શરમાઓ તો શામળા, તમને મારા સમ;
એકાંતે આવો એકલા, કોઇ નથી બીજું અન્ય. મારે ઘેર.
બધડકાનો ભાવ થયો છે, બાઇદકું ઝીણું બધડ;
મોળી છાશમાં માવજીરે તું, નાનું કેરૂં કઇડ. મારે ઘેર.
પાંચ કણીની પુરી કીધી, પારી મેહલ્યું દુધ;
નાનાના સ્વામી જમી ઉઠીને, કરજો કુદા કુદ. મારે ઘેર.

---

## १११
## મોરલીની અસર.

(રાગ માલવ.)

સાંભળ સહીયર વાતડી, ગોતમ આસો માસ;
શરદ પુનમની રાતડી, ચંદ્ર ચડયો આકાશ. १
એવામાં હરિ આવીયા, વૃંદાવનને ચોક;
મોરલીમાં વેદ વજાડીયા, તે સુણીયા ત્રિલોક. २
અષ્ટકુળ પર્વત ડોલીયા, ડોલીયા નવ કુળનાગ;
મોર બપૈયા બોલીયા, સાંભળતાં તે રાગ. ३
જાતાં વળતાં થંભીઆં, નદીઓ કેરાં નીર;
વછ ને બાળ વલખીઆ, પીતાં પીતાં ખીર. ४
ખગ મૃગ શ્રવણ ધરી રહ્યાં, તરણ ન વદે ગાય;
ઠારોઠાર ઠરી રહ્યાં, મુખચારો મુખમાંય. ५
પવન રહ્યો મુરઝાઇને, મુનિવર મુક્યાં ધ્યાન;
વળી રહ્યાં વલખાઇને, વહેલાં ગગન વિમાન. ६
વા નવ ભે વન વેલડી, પ્રગટ થયાં ફળ ફુલ;
વેંધાઇ નિકળી વણુ બેલડી, અબળા સૌ કુળ થળ. ७
મોહી મોરલીના તાનમાં વ્યાકુળ થઇ વિજનાર;
એક એક નિશાનમાં હીંડે હારો હાર. ८
નાકે ઓગનીઆ આણીયા, નેપુર પહેર્યા હાથ;
મોર શ્રવણમાં સમાણીઆ, કાંકણીયો પગ સાથ. ९
સેંથે કાજળ સારીયાં, નયણે સારીયાં સિંદુર;
સગાં કુટુંબ વીસારીયાં, સાગર સરિતા પુર. १०
અવળાં આભરણ પહેરીયાં, અવળાં ઓઢયાં ચીર;
અવળાં ઓઢયાં લહેરીયાં, ભુલી શુદ્ધ શરીર. ११

## રાવો.

### ११२

( રાગ પરજ. )

બેડો બાઇ બુડતો તારોરે, અંબે આઇ પાર ઉતારોરે. ટેક.
આ ખેપે હું તો ઘણું કમાયો, ભર્યો અનર્ગલ માલ;
મધ્ય દરિયા વચ્ચે તોફાન લાગ્યું, શારે થાશે હેવાલ. બેડો.
ખલાશિયા તો ખડબડ કરે છે, મહા જુલમ મનમાંય;
માલધણી વિમાશી રહ્યો છે, ડોલ્યું દરિયામાંય. બેડો.
મધ્ય દરિયા વચ્ચે ડોલ્યું માતાજી, વહાણને નથી વિશ્રામ;
એક નામનો આશરો તારો, કરો સેવકનાં કામ. બેડો.
ઊંચું જોઉં તો આભ માતાજી, નીચું જોઉં તો નીર;
બાળા શક્ત મારી બુમ સાંભળજો, સાજું રાખોને શરીર. બેડો.
કુવાયરાની લેહેરો લાગીને, મોજાં તણી શી વાત;
અપશુકનીઆ વેળા આવી છે, ધાઓ ધાઓ અંબે માત. બેડો.
હાથેથી હવે નેજા છૂટયા, શઢ પણ ડંડા તોડ;
અંત સમાની આ વેળા થઇ હવે, મોટે ભાગે છે મોડ. બેડો.
ડુંગરિયે તો દવ લગાડેલો, પૂર્વે કિધેલાં પાપ;
એક પહોરથી સ્તુતિ કરૂં છું. આવોને આપો આપ. બેડો.
અરધું વહાણ મેં કીધું, સાક્ષી ઊંચો આભ;
આ અવસર આરાસુરી આવો, નથી ખાવો મારે લાભ. બેડો.
જગત જનેતા સ્તુતિ સુણી થયાં, વાઘ ઉપર અસવાર;
ઝાઝ ઉપર જઇ ત્રિશુળ ઝાપટયું, તાર્યું તે જગ મોઝાર. બેડો.
વહેવારીયો તો અચરજ પામ્યો, આવ્યું તે મનમાં વહાલ;
કર જોડી રાવો ભકત ભણે છે, અરપી દીધો અધો માલ. બેડો.

---

## થોભણ.

૧૧૩

( રાગ કલ્યાણ. )

એક મને થઇ ગોવિંદ ગારે;
મન કર્મ વચન કાયા કસીને, પાઇ શકે તો કોઇને પારે. એક મને.
જો તું કોટિ કરે જઇ કાશી, જો તું અડસઠ તીરથ નહાએરે, એક મને.
જો તું જપ તપ ધ્યાન ધરેરે, જો તું હાડ હિમાલે ગાળેરે, એક મને.
જો તું જગન કરે બહુ બોહળા, જો તું જોગી સંન્યાસી થાએરે, એક મને.
કહે થોભણ એક પ્રેમ વિનારે, સર્વે સાધનમાં લાગી લાહેરે. એક મને.

---

## દયારામ.

૧૧૪.

### પ્રેમપરીક્ષા.

( ગરબો. )

ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી;
કોઇ અનુભવી જાણેરે, કહેતાં તો નાવે બણી.
પ્રસુતાની પીડારે, વંઝા તે શું જાણે;
જાણ્યું કેમ આવેરે, માણ્યા ને પરમાણે.
મૂંગે સક્કર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયું;
સરવે મન જાણેરે, બીજાને ન જાય કહ્યું.
ઘાએલનાં દુઃખનેરે, કાયર તે શું પ્રીછે;
અજ્ઞાની લહે નહિરે, રતિની ગતિ શી છે.
નીમ સરવે નાશેરે, જ્યારે પ્રેમ વ્યાપે;
નિદ્રા જેને આવેરે, તે ઉત્તર કેમ આપે.
આશુક માશુકમાં રે, રૂપ ગુણ શા દેખે ?
જેવું ભાસે છે તેહનેરે, અવર તેવું નવ પેખે.
જેનું ચિત્ત જ્યાંહાં ચોટ્યુંરે, તેને તેથી સુખ થાય;
શો છે સ્વાદ અગ્નિમાંરે, ચકોર ભાવે ખાયે.

રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યુંરે, એના અવગુણ આણે.
નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખે નવ ઘટે;
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના હટે.
શીખે સાંભળે ગાયેરે; ઓધવ ગત પ્રીતતણી;
કરવી નથી પડતીરે, એની મેળે આવી બણી.
પ્રીત બાઝે તો સહેજેરે, છુટે ન પછે છોડી;
મચ્છને દુઃખ દે છે રે, ગળ્યા પછે અંકોડી.
સાચી પ્રીત તે પ્રાણ લેરે, સાધારણ થાય પરી;
દાદુર જળવણ જીવેરે, માછલડું તો જાય મરી.
મોટી મનની મોહનીરે, બીજી પ્રીતથી ન મળે;
પણ જડ જુઓ લોહુંરે, ચમકને દેખી ચળે.
છીપ રહે સાગરમાં રે, ઇચ્છા સ્વાતી બુંદતણી;
જુઓ દષ્ટિ ચકોરની રે, અચળ રહે છે ઇંદુ ભણી.
લજ્યા સુધ બુધ સાઅથ રે, પ્રેમી જનમાં ન ટકે;
મધુકર વાંસ કોરે રે, કમળ ભેદી નવ શકે.
મૃગ સહેજે મરે છે રે, પલાયણ અભ્યાસી;
રાગ અનુરાગ પાશેરે, બાંધ્યું ન શકે નાશી;
દૃષ્ટિ પ્રીતની માટેરે, પતંગ દીપકમાં બળે;
જાય પ્રાણ પોતાનોરે, તોયે સ્નેહીને મળે.
રહે ચાત્રક તરસ્યું રે, સદા બાર માસ લગી;
પીએ સ્વાતીનું વારિ રે, અવર પડશે ન ડગી.
વીખના વ્યસનીને રે, સાકર પણ સુખ ના કરે;
પય પાણીથી ઉત્તમ રે, મીન તેમાં નાખે મરે.
જેનું મન જેશું માન્યું રે, તેને સુખ તેથી મળે;
તે વિના તેથી સારૂં રે, નાવે તેની આંખ તળે.
બે વૈરાટનાં લોચન રે, ઇંદુ ભાનુ ભેદ કહ્યા;

કંજ કરમાય ચંદ્રેરે રે, ફુલે રવિ મેહ વરસ્યો.
કંઠે વળગી ના છુટે રે, એ પ્રેમ તણી ફાંસી;
કાચો માટે ફુટે રે, સુણી જગની હાંસી.
છે અગમ પંથ સ્નેહનો રે, ઓધવજી તેં નથી દીઠો;
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ છે પણ મીઠો.
જોગ તો તેને જોઇએ રે, જેનું મન જગમાં ભમે;
તે તો અચળ હમારૂં રે, ચિત રસિયામાં રમે.
જેનું મન માને રે, જોગ સુખેથી ગ્રહો;
અમો તો એહ માગું રે, પ્રીતમજી શું પ્રીત રહો.
તમારો તો હરિ સઘળે રે, અમારો તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે.
ઇંદુને અવલોકી રે, ચકોરનું ચિત્ત ચળે;
તે પ્રકાશને પેખી રે, તેને સંતોષ વળે.
એવાં વચન સુણીને રે, ઓધવજીની ભ્રાંતિ ટળી;
જોગ જંજાળ છુટીરે, ગયું મન સ્નેહમાં મળી.
અભિમાન મુકીનેરે, ઓધવ ગોપી પાય પડયા;
કહે દયાનો પ્રીતમજીરે, નિશ્ચે એક તમને જડયા.

---

## ૧૧૫

## મીરાં ચરિત્ર.

મીરાં મન મોહનશું માન્યું;
વરિયા વરિયા શ્રી ગીરધરલાલ, જાણે જગ નથી કાંઇ છાનું. ટે:
જેમલ રાઠોડની દીકરીરે, સુણો, મીંડતા એનું ધામ;
રૂપ ગુણ કોઈ સમોવડ નહીં, રૂડું ધર્યું મીરાંબાઈ નામ. મી
જોષીએ વાંચી જનમોતરી રે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરશે વિશ્વંભર નાથને રે, કરશે નંદ કુંવરજીશું નેહ. મી

ઉધોતપુરનો રાણો રાણ્યો રે, તે સાથે કરી છે સગાઈ;
પરણાવીને વળાવ્યાં સાસરે, કંઈ લૌકિક રીતે મીરાંબાઇ. મીરાં.
દેવીને દેવા વધામણાં રે, ચાલ્યાં વરકન્યા સહુજન;
રાણે પારવતીજી પુજ્યાં રે, મીરાંનું તો મોહનમાં મન. મીરાં.
સાસુ કહે સૌભાગ્ય વધેરે વહુ, નમો શક્તિને પાય;
મીરાં કહે મસ્તક મારૂં નહીં નમે, વિના શ્રી ગિરિવરધર રાય. મીરાં.
સાસુ કહેરે સામી બોલી આજથી, મારે નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એહને રાખો પરી, એક ન્યારૂં રચાનો એનું ધામ. મીરાં.
એવું સુણીને મીરાં મગ્ન થયાંરે, ભલું થયું ભાંગ્યો જંજાળ;
સાધુની સંગે દિનરેણુ નિર્ગમશું સુખે, ગ્નેત્રીશું ગાઇશું શ્રીગોપાળ. મીરાં.
નંદ નંદન સાથે ન્યારાં રહ્યાંરે મીરાં, હરિજન આવે ઘણા ઘેર;
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવ, હરિને લડાવે કરે લેહેર. મીરાં.
નણંદ આવી મીરાંબાઇની પાસે, ભાભી આ શો માંડયો ઉતપાત;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ, મહીએર લજાવ્યાં માત તાત. મીરાં.
અંબર આભ્રણ પેહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
મહેલે પધારો રાણાજી તણેરે, રમી રીઝવી લ્યો ભરથાર. મીરાં.
છાપાં તિલક આ થી તુલશીની માળા, નાચો ખુંદો વેરાગીને વેષ;
સંગ મુકી દો સાધુ સન્તનો રે, રાણોજી તો કરે સુણી ક્લેશ. મીરાં.
મીરાં કહેરે બાઈ ક્લેશ ટળવાનો, એકજ છે ઉપાય;
કેહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય. મીરાં.
વળી સોનું રૂપું પહેરે શું સુધર્યુંરે, કહાડી નાખો ડાકડમાળ;
છાપાં તિલક ધરી સાધુઓમાં બેશો, ચાલો પેહેરો તુલશીની માળ. મીરાં.
તમો પણ જાઓ શીદ સાસરે રે, બાઈ વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો, સરવ તજીને કરો સ્નેહ. મીરાં.
કહેજો તમારી માતને રે વૃદ્ધ થયાં ગોવિંદ ગુણ ગાયે;
હરિ વિના કોટિ દેવ સેવશો તોએ, જનમ મરણ નહીં જાયે. મીરાં.
સુણી એમ છણકતી ખીજતીરે, બાળા આવી બંધવની પાસ;

ओा बाइ भाभी कहे छे थाओा वेरागी, सहु मुकी दो राजअवास. मीरां.
एवुं सुणीने आव्यो रोष राणाने, प्रेर्यो सेवक मीरांने अवास;
लावो खबर छे शा रंगमां रे, कोण कोण बेठुं छे एनी पास. मीरां.
अनुचरे आवी एम कह्युं जे, नथी त्रीजुं माणस आ वार;
राणीजी साथे कोइ पुरुष बीजो छे, घरमां थइ रही छे थैथैकार. मीरां.
सुणतामां राणो थयो रातडो रे, खेंची खड्ग धायो छे तेणीवार;
पेठो मीरांने मेहेले एकलो रे, कोइ आवे ना धाइ दीधां द्वार. मीरां.
आवी जोयुं तो मीरां एकलीरे, प्रभुए तेने ना दीधुं दरशन;
पुछ्युं मीरांने पेलो पुरुष क्यांछे, ताहारे लाग्युं जेशुं लगन. मीरा.
क्यां छे पुछो शुं राणा रोषमां रे, ते तो सघळे वसेछे भरपूर;
ध्यानमां जुवे जोगी प्रेम प्रत्यक्ष देखे, रहेछे दुष्ट थकी दूर. मीरां.
काहाडी नाखोजी आ क्लेश कपट, गंगे निर्मळ करो मन;
प्रेम भक्तिए परब्रह्म भजो तो, तमने थाय तेहेनां दरशन. मीरां.
एवुं सुणीने आग लागी घणीरे, पण बाव ना आव्यो रे भूप;
क्रोध करीने शस्त्र वावरे एहवे, दीठां मीरांनां बे रुप. मीरां
तोये मुरख समज्यो नहीं रे, मन साथे न कीधो विचार;
बीजुं खडग एणे खेंचीयुं रे, त्यारे हरिये देखाडी मीरां चार. मीरां.
छोभो पड्यो पाछो फर्यो रे, राणो आव्यो पोताने घेर;
विषनो प्यालो मोकल्यो पीजो, कहाव्युं राणाए आणी झेर. मीरां.
लीधो मीरांए मन मग्न थइने रे, प्रभुने देखाडी कर्युं विषपान;
अमृत सरीखुं थई गयुं रे, एने समर्थ धणी भगवान. मीरां.
मीरांबाई आव्यां वृंदावनमां रे, प्रेमे नीरख्या श्री व्रजराय;
श्री जमुना पयपान कर्युं ने, करी जीवा गोसांइने शिक्षाय. मीरां.
हरिजन जाणी मीरां मळवानुं कहाव्युं, तेणे काव्युं नाजोउं स्त्रीनुं मुख;
मीरां कहे सारुं थयुं सवारुं मुजने, पर पुरुष जोएथी दुःख. मीरां.
आज लगी हुं एम जाणुती जे, व्रजमां कृष्ण पुरुष छे एक;
वृंदावन वसी हजु पुरुष रह्या छो, तेमां धन्य तमारो विवेक. मीरां.

એવું સુણીને ગ્યાન પામિયારે, જીવા ગોસાંઈ મળ્યાછે સામા ધાઈ;
હળીમળીને હરિની વાત કરીને આવ્યાં, મેવાડ દેશ મીરાંબાઇ. મીરાં.
કરી તૈયારી ચાલ્યાં દ્વારિકારે, પ્રેમે નિરખ્યા શ્રીરણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પહોંચ્યાછે મનના કોડ. મીરાં.
પાછળ પસ્તાવો રાણાને થયો રે, ગયું ઉતરી મનનું ઝેર;
મુખે માગે તે આપું તેહને જે કોઈ, લાવે મનાવી મીરાં ઘેર. મીરાં.
ઉપરા ઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમાં વેહેલાં, રાણાજી તો અન્ન ન ખાય. મીરાં.
જ્યારલગી તમો રહેશો દ્વારિકાં રે, ત્યાં લગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને, આવ્યાં શ્રીપ્રભુજીની પાસ; મીરાં.
હરિએ હકીકત સાંભળી રે, હસી ચાંપી હદ્યા સાથ;
શ્રીકૃષ્ણ સ્વરૂપમાં સમાઈ ગયાંરે મીરાં, જેજે શ્રીદ્વારિકા નાથ. મીરાં.
ચરિત્ર એ મીરાંબાઇનુંરે જે કો, શિખે સાંભળે ને ગાય;
પ્રેમ ભક્તિ તેહને મળે ને ત્રુઠે, દયાનો પ્રીતમ વ્રજરાય. મીરાં.

---

## ૧૧૬

## ' જે કોઇ પ્રેમ અંશ અવતરે. '

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
સિંહણ કેરૂં દુધ હોય તે, સિંહણ સુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નિસરે. પ્રેમરસ.
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જયમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ.
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગલ વંશીને વમન કરાવે, વેદવાણી ઉચરે. પ્રેમરસ.
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે,
મત્સ્ય ભોગિ બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ.
એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરુષોત્તમ પુંઠ ન ફરે,
દયા પ્રીતમ ગોવરધનધર, પ્રેમ ભક્તિયે વરે. પ્રેમરસ.

---

૧૧૭

## 'પ્રેમની પીડા તે કોને કહીયેરે.'

(ગરબી.)

પ્રેમની પીડા તે કોને કહીયેરે, હો મધુકર, પ્રેમની પીડા તે. ટેક.
થતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણ જાયે, હાથનાં કીધાં તે વાગ્યાં હઇયેરે, હો.
જેને કહિયે તે તો સરવે કહે મૂરખ, પસ્તાવો પામી સહી રહિયેરે, હો.
બીકીયે ઢાંક્યાં રાત દિવસ અંતરમાં, ભુખ નિદ્રામાં નવ લહિયેરે; હો.
દાઝ્યા ઉપર લુણ દીધું એ દામોદરે, સોકલડી સુણીને કાળજ દહિયેરે, હો.
અબળાનો અવતાર તે પરાધીન, રંકે કલ્પીયે પણ કિહાં જઇયેરે; હો.
સ્નેહનો દઝાડયો ઘણો મરણ થકી માઠો, શું કહિયે વાળ્યાં તે વહિયેરે; હો.
દયા પ્રભુ આવે તો પ્રભુ પ્રસિદ્ધ સુખ થાયે, દુઃખ દીધું નંદજીને છૈયેરે; હો.

---

૧૧૮

## 'પ્રીતડીની રીત અતિ અટપટી.'

(ગરબી.)

પ્રીતડીની રીત અતિ અટપટી, ઓધવજી છે પ્રીતડીની રીત. ટેક.
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહીં, વજ્ર રહેલું જટી તે જટી, ઓ.
પ્રીત ના કહેવાય તે તે સ્વારથ સમજવો, ચાર દિવસ પ્રગટી ને મટી, ઓ.
પીડાની ભરેલી પ્રીત તોયે કરે પંડિત, દુઃખ પામે તોય રહાય ના ઘટી: ઓ.
કહ્યા સમજવામાં ન આવે એ વસ્તુ તો, જાણે જેને હોય વીતતી વટી; ઓ.
દયાના પ્રીતમ વિના પ્રીત તેજ પીડા, ધરમ લાજ ખોય ને મરે અટી. ઓ.

---

૧૧૯

(રાગ કાલિંગડો)

સખી હું તો જાણતી જે સુખ હશે સ્નેહમાં, સખી હું તો૦ ટેક.
હું શું જાણું જે પ્રાણ પરવશ પડશે, અગ્નિ ઉઠશે આખી દેહમાં—
સખી૦ ૧

રૂપને ગુણ સહુ તે તેમાં દેખે, મન માન્યું જેનું જેહમાં. સખી૦ ૨
સ્વાધીન પરાધીન કરી નાખે, નેહ વિના એહ બળ કેહમાં—
સખી૦ ૩
હું દુઃખી જ્યાં ને વ્હાલો વિકળ ત્યહાં છે, સુખી ના મળે કોઇ બેહમાં
સખી૦ ૪
દયાનો પ્રીતમ સદા સમીપ વસે તો, બીજી રહું આનંદ મેહમાં—
સખી૦ ૫

---

૧૨૦

( પદ. )

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી;
મુખ પર્યંત ભર્યું ધૃત તદપિ, સ્વાદ ન જાણે વર્ણિ. વસ્તુ૦
સુંદર રીતે શાક વધાર્યું, ભોગ ન પામે ભરણી;
અંતરમાંહે અગ્નિ વસે પણ આનંદ પામે ન અરણી. વસ્તુ૦ ૨
નિજ નાભિમાં કસ્તુરી પણ, હર્ષ ન પામે હરણી;
દયો કહે ધન દાટયું ઘણું, જ્યમ ધનવંત કહાવે નિર્ધણી. વસ્તુ૦ ૩

---

૧૨૧

## પારણું.

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે,
ઝૂલે લાડકડા પુરૂષોતમ આનંદભેર;
હરખી નરખી ને ગોપીજન જાયે વારણે,
અતિ આનંદ શ્રીનંદજીને ઘેર. માતા જ. ૧

હરિનાં મુખડાં ઉપર વારૂ કોટિક ચંદ્રમા,
પંકજ લોચન સુંદર વિશાળ કપોળ;
દીપક જ્યોતિ સરખી દીપે સુંદર નાસિકા,
કોમળ અધર અરૂણ છે રૂડા રાતા ચોળ. માતા જ. ૨

મેઘ શ્યામ કાંતિ ભ્રૂકુટી છે વાંકડી,
ખીટલિયાળા બાળ ઉપર ઝૂમે કેશ;
હસતાં દંતુડી દીસે બેહુ હીરાકણી,
જોતાં લાજે કોટિક મદન મોહન વેશ. માતા જ. ૩
સિંહનખ જડેલું સુવર્ણ શોભે સાંગલું,
નાજુક આભ્રણુ સઘળાં કંચન મોતી હાર;
ચરણુ અંગુઠો ધાવે હરજી બે હાથે ગ્રહી,
કોઇ બોલાવે તો કરે કિલકિલાકાર; માતા જ. ૪
લાલ લલાટ કીધો, કુમ કુમ કેરો ચાંદલો,
શોભે જડિત્ર જાણે મરકત મણિની માળ;
જનની જુગતે આંજે અણિયાળી બેહુ આંખડી,
સુંદર કાજળ કેરૂં ટપકું કીધું ગાલ. માતા જ. ૫
સરવે સોનાનું જડિત્ર મણિમય પારણું,
ઝુલાવે રૂમઝુમ વાજે ઘુઘરીનો ઘમકાર;
માતા વિધવિધ વચને હરિગુણ ગાયે હાલડાં,
ખેંચે કૂમતિયાળી રેશમ દોરી સાર. માતા જ. ૬
હંસ કારંડ ને કોકિલ પોપટ પારણે,
બપૈયા ચકોર ને કાંઇ સારસ મેના મોર;
રમકડાં મૂક્યાં રમવાને મોહનબાલને,
ઘમઘમ ઘૂઘરા વજાડે નંદકિશોર. માતા જ. ૭
મારા કહાનાની સમાણી કન્યા લાવશું,
મારા લાલને પરણાવિશ મોટે ઘેર;
મારો જાયો વરરાજા થઇ ઘોડે બેસશે,
મારો કહાનો કરશે સદાય લીલા લ્હેર. માતા જ. ૮
મારો લાડકવાયો સરખામાં રમવા જશે,
સારી સુખલડી હું આપીશ હરિને હાથ;
જમવા વેળા રૂમઝુમ કરતો ઘેર આવશે.

હું તો ધાઈને ભેટાડીશ રૂદયા સાથ;          માતા જ. ૯
જેનો શેષ શંકર સરખા પાર પામે નહી,
નેતિ નેતિ કેહે છે નિગમ વારોવાર;
તેને નંદરાણી ફુલરાવી ગાયે હાલરાં,
નથી નથી એના ભાગ્ય તણો કંઇ પાર.     માતા. જ. ૧૦
વ્રજવાસી સૌ સરવેથી સુભાગી ઘણાં,
તેથી નંદ જસોદા કેરૂં ભાગ્ય વિશેષ;
તે સરવેથી ગોપીજનનું ભાગ્ય અતિ ઘણું,
જેની કરે પરીક્ષા બ્રહ્મા શિવ ને શેષ.     માતા જ. ૧૧
ધન્ય ધન્ય વ્રજવાસી ગોપીજન નંદ જસોમતી,
ધન્ય ધન્ય વૃંદાવન હરિકેરો જ્યાં છે વાસ;
સદા જુગલ કિશોરે ત્યાં લીલા કરી,
સદા બલિહારી જાય છે દયારામ દાસ.     માતા જ. ૧૨

---

## ૧૨૨

# વાંસલડીને.

## ( ગરબી. )

માનીતી તું છે મોહનતણી હો વાંસલડીરે;
તુંને વાલમ કરે છે ઘણું વહાલરે, હો વાંસલડીરે;
પીએ અધરામૃત પીયુતણું, તું વાંસલડીરે,
અમારે સોક્ય સરીખું તું સાલરે, હો વાંસલડીરે;
મીઠો આવડો શો સોહોર, મોહ્યો નંદનો કિશોર,
તારૂં આવડું શું જોરરે, જુંડી કાલજડું માં કોરરે; હો વાંસલડી.
વાજી વાજી ને વિહ્વળ કર્યા, હો વાંસલડી,
તું તો પીડે અમારા પ્રાણરે, હો વાંસલડી.
સુણતાં પડે છે હૃદે સાંસરાં, હો વાંસલડી,
તારારા ટહુકારાથી મોહ્યાણરે. હો વાંસલડી—મીઠો.

ઝેર ઘણું છે તારી ઝપટમાં, હો વાંસલડી.
ભલાં તુંથી ભાલાં તરવારરે, હો વાંસલડી,
એકીવારે તું હણી નાંખની, હો વાંસલડી,
આ ભુંડી ઘોડે ઘોડે આં મારરે, હો વાંસલડી—મીઠો.
પતિવ્રતાનાં પણ મુકાવીઆં, હો વાંસલડી,
તેં તો છોડાવીઆં સતીઓનાં સત્યરે, હો વાંસલડી,
વન વન કુંજ કુંજ ફેરવ્યાં, હો વાંસલડી,
તેં તો સહુની કરી છે એવી ગત્યરે, હો વાંસલડી—મીઠો.
ગરજે ગુમાન ભરી આવડી, હો વાંસલડી,
તું તો જોની વિચારી તાહારી જાતરે, હો વાંસલડી,
જોતાં તું કાષ્ટકેરો કરકડો, હો વાંસલડી,
તુંને આજ મળી છે ઠકરાતરે, હો વાંસલડી—મીઠો.
ગત વિહોણ્યું તેં ઘેહેલાં કર્યા, હો વાંસલડી,
તેં તો લગાડયું લાલશું લગનરે, હો વાંસલડી,
ચોરની સંગે શીખી ચોરવા, હો વાંસલડી,
વહાલે માખણ ચોર્યું ને તેં તો મનરે, હો વાંસલડી—મીઠો.
માન રાખ્યું માનીતીતણું, હો વાંસલડી,
તેં તો સહુને કર્યા પાએમાલરે, હો વાંસલડી.
દયાના પ્રીતમની દાસી તું ખરી, હો વાંસલડી.
તેડે સહુને બેઠી તું તો ઠામરે. હો વાંસલઠી—મીઠો.

---

૧૨૩.

(ગરબો.)

ગરબે રમવાને ગોરી નીસર્યાંરે લોલ,
રાધિકા રંગિલી અભિરામ વ્રિજવાસણીરે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખારે લોલ. રાધિકા. ૧
સંગમાં સાહેલી બીજી છે ઘણીરે લોલ,

કાંઇક કહું તેનાં નામ વ્રીજવાસણીરે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાંરે લોલ,
ગિડગિડ તામ્ છુમ્ છુમ છુમ્ બાજે ઘુઘરારે લોલ. તાળિ. ૨
ચંદ્રભાગા ને ચંદ્રાવળીરે લોલ;
ચંપકલતા ચારૂ રુપ; વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ.
લલિતા વિશાખા વ્રીજમંગળારે લોલ,
માધવી ને માલતી અનૂપ; વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ. ૩
મન્મથમુદાને મનઆતુરીરે લોલ,
હંસા હરસા ને હીરા નામ; વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ.
કેતકી પ્રગલ્ભા પ્રેમમંજરીરે લોલ,
એ આદે સખી સુખધામ; વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ. ૪
વિવિધ વાજીંત્ર વાજે છંદમાંરે લોલ,
તાલ સ્વરે મળી કરે ગાન; વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ.
લોલ કહેતાં અધર અરૂણ ઓપતારે લોલ,
લટકે નમી મેળવે સહુ માન, વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ. ૫
ખેલ મચ્યો તે વૃંદાવનમાંરે લોલ,
બંસીબટ ચોક રસરૂપ, વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ.
ગરબો જોવાને ગિરધર આવિયારે લોલ,
મોહ્યા નિરખી શ્યામાનું સ્વરૂપ; વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ. ૬
શ્યામ મોહ્યા તેમ શામનીરે લોલ,
વાધ્યો બેહુ અંગમાં અનંગ; વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ.
લલિતા લઇ મેળવ્યાં નિકુંજમાંરે લોલ,
રસમર્યા રમાડયાં રતિરંગ; વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ. ૭
આનંદસાગર તાંહાં ઉછળ્યોરે લોલ,
મગન થયાં લાડલીને લાલ, વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ.
પરમ પવિત્ર એ ચરિત્રનેરે લોલ,
દાસ દયો ગાઇ થયો નિહાલ. વ્રીજ૦ તાળી૦ ગિડ ગિડ. ૮

## ૧૨૪
## રાસલીલા.
### (ગરબી.)

વાગે વૃંદાવનમાં વાંસળીરે, ઉભો ઉભો વગાડે કાહાન;
નાદે વેંધી મુનિવર પાંસળીરે, નવ રહી કોને સાન. વાગે. ૧
તરુની શાખાઓ ઝુમી રહીરે, ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝુલી રહીરે, ભાગ્ય હમારાં આજ. વાગે. ૨
જમના નીર ચાલે નહીરે, મૃગને મન મોહ થાય;
પંખી માળામાં મહાલે નહીંરે, નાદ સુણી ન રહેવાય. વાગે. ૩
વાછરુ કાન દઇને સાંભળેરે, કરે નહીં પયપાંન;
ગાયો ગાળા તોડી તાંહાં પળેરે, નાદ સુણવાને કાન. વાગે. ૪
ફુલ્યાં કમળ જળ ટાટડીરે, દીસે ઉદિયો છે ભાણ;
શંકર સમાધ મેહેલી રહ્યારે, થયું જગતને જાણ. વાગે. ૫
કાને પડિયો તે વ્રજની નારનેરે, વાહાલાજીનોરે નાદ;
સાંભળતાં તજી નિજ ધામનેરે, ધાઇ ગયાં સહુ સાદ. વાગે. ૬
એક નેપુર કાને ઘાલિયુંરે, ચરણે પહેરી છે ઝાલ;
એક કંકણુ માંથે ઘાલિયુંરે, એવી થઇ છે બેહાલ. વાગે. ૭
એક કુમકુમ કાજળ રોળિયુંરે, ટપકું કીધું છે ગાલ;
એક ખાવું ઘાલ્યું અંચળેરે, જોવા દીનદયાળ. વાગે. ૮
એકના કરમાં કોળિયોરે, પીતી ચાલી એક નીર;
એક છોરુ રડતાં મેહેલી ગઇરે, ચાલી જમનાને તીર. વાગે. ૯
એકના સ્વામીને મન આમળોરે, જાવા દીધી નહીં નાર;
કરજોડી કેહે છે કામનીરે, મને જાવા દો નિરધાર. વાગે. ૧૦
સંગમાંની પોંતી સરવે ભામનીરે, પછી બેઠી ઘસવા હાથ;
રીસ તજી ન રીસાળવેરે, દીન થઇ દીનાનાથ. વાગે. ૧૧
સરવે પેહેલી જઇ તે મળીરે, તેની દેહ પડી ઘર આંહે;
મોહનજીનાં અંગમાં જઇ મળીરે, થાય અચરજ સહુ ત્યાંહે. વાગે. ૧૨
કુળનો ધર્મ નથી આ નારીઓરે, જાઓ પોતાને ઠામ;

ધન ધન તમારી રીતનેરે, મેલ્યાં ઘરનાં તે કામ. વાગે. ૧૩
આપણા ઘરનાં તે કાજ ન મુકીએરે, આનંદ કરશું કાલ;
વચન વાહાલાજીનું સાંભળીરે, ગોપી બોલ્યાં સહુ વ્હાલ. વાગે. ૧૪
હાવાં કેમ જઇએ મંદિર ફરીરે, હમે તજીશું તન;
દેખી ગોપીજનની પ્રીતસુરે, હરખ્યા શ્રી ભગવંન. વાગે. ૧૫
હાવાં આવો આપણ સઉ મળીરે, રમીએ રુડો રાસ;
એક એક ગોપી વચ્ચે નાથનેરે, નીરખે રુડી પેરે પાસ; વાગે. ૧૬
માંહો માંહો ભરાવી બાથનેરે, કહો કેમ જઇએ ઘેર;
વચમાં લીધા વળી નાથનેરે, રુપ જુએ રુડી પેર. વાગે. ૧૭
વમાસે શ્યામ ને શ્યામનીરે, ઊરની ત્રુટી છે માળ;
વાધી થઈ પુનમની રાતડીરે, કીધી શ્રીરે ગોપાળ. વાગે. ૧૮
લીલા દેખી કુંજ ધામનીરે, પવન થયો ગતિભંગ;
દેવતા વૃષ્ટિ કરે પ્રસંન થઇરે, દેખી વ્રજનો ઉમંગ. વાગે. ૧૯
બ્રહ્માદિક જાણે જોઇએ જઇરે, લીલા ગોકુળચંદ;
જેમ અભ્ર વિશે ઓપાયછેરે, તારા વચ્ચે જેમ ઇંદુ. વાગે. ૨૦
એ રાસલીલા જે ગાયે ને સાંભળેરે, તે પામે નિજધામ;
પાતક સરવે સમાવજોરે, કેહે જન દયારામ. વાગે. ૨૧

---

૧૨૫

(પદ—રાગ સોરઠ.)

કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે;
ભોળું બાખ મા રે, કામણ દીસે છે અલબેલા. ટેક.
મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું;
અદપડિયાળી આંખે ઝિણું ઝંખ મા રે; ભોળું બાખ. કા. ૧
નખશીખ રૂપ ઘણું રઢિયાળું, લટકું સઘળું કામણગારૂં;
છાનાં ખંજન રાખે પંકજ પાંખમાંરે; ભોળું બાખ. કા. ૨
વ્હાલ ભરી રસવરશી વાણી, તારૂણીનું મન લે છે તાણી;
ભ્રમુટીમાં મટકાઇ જુરખી નાખ મા રે; ભોળું બાખ. કા. ૩

દયા પ્રીતમ નિરખે જે થાયે, તે મેં મુખડે નવ કહેવાયે;
આ વિનતી આતુરતા આવડું સાંખ મા રે; ભોળું ભાખ. કા. ૪

---

૧૨૬

(ગરબી.)

ઉભા રોહે તો કહું વાતડી, બિહારીલાલ,
તમ માટે ગાળી છે મેં જાતડી. બિ. ૧
જે દાહાડે મળ્યાતા વૃંદમાં બિ૰
તે દાહાડાની તાલાવેલી તનમાં. બિ. ૨
વેદના વિરહની તે ક્યાંહાં ભાખિયે, બિ૰
ભિતરનો ભડકો તે ક્યાંહાં દાખિયે. બિ. ૨
ફટકારી સરખી ફરૂં વનમાં, બિ૰
કળ ના પડે રજની દિનમાં. બિ. ૪
ઘેહેલી ઠરી છું સહુ ગામમાં, બિ૰
ચિત ચોહટતું નથી ઘર કામમાં. બિ. ૫
કેમ કેહેવાય જેવું દુખ તનમાં, બિ૰
તાલાવેલી લાગી મારા મનમાં. બિ. ૬
ક્ષણે ક્ષણે ભણકારા પડે કાનમાં, બિ૰
પ્રાણ પ્રોવાયો છે તમો વાનમાં. બિ. ૭
વિકળતાની વાત કહે ના બને, બિ૰
ઘરમાં જાઉં ને જોઉં આંગણે. બિ. ૮
આતુરતા એહેવી કહાં લગી સહું, બિ૰
છો ચતુર શિરોમણ તહાં શું કહું, બિ. ૯
પ્રીતડી કીધી તો હવે પાળીએ, બિ૰
આતુર થરથે આવ્યા ને ન ટાળીએ. બિ. ૧૦
તમારે છું સરખી હજારો હશે, બિ૰
મ્હારા તો પ્રાણ તમ વિના જશે જો. બિ. ૧૧

બાલ્યું પણ બીજાનું ગમે નહિ, બિ૦
લાલચ લાગા નયણાં તો જઇએ કહીં. બિ. ૧૨
નખ શીખ લગી છો સ્વરૂપ ગુણ ભર્યા, બિ૦
આવડા રૂપાળા તે કોણે કર્યા. બિ. ૧૩
હશો છો મધુર વાંકું જોઇને, બિ૦
કટાક્ષ કટારીએ નાંખ્યા પ્રોઇને. બિ. ૧૪
વાંસળી વજાડે તેહેમાં ગ્રેહે, બિ૦
અબળાને જોતાં વિવેક કેમ રેહે. બિ. ૧૫
દરદી હોએ તે જાણે દરદમાં, બિ૦
અવર દુઃખ એહેની આગળ ગરદમાં બિ. ૧૬
કહેનાર કેહશે પણ છો ધણી, બિ૦
દયાના પ્રીતમ, હું દાસ તમ તણી. બિ. ૧૭

---

## ૧૨૭.

### ( પદ—રાગ સોરઠ )

રંગભર આવે સલૂણો છેલ, પ્રીતે પધરાવું મ્હારે મેહેલ. ટેક.
એક તુંને આપું અનુપમ વસ્ત, નથી જેની ઉપર કોઇનો દસ્ત;
તે ચાખે ચતુર થાશ મદમસ્ત. રંગભર આવે. ૧
જે થકી તું અજીત તોયે જીતાશ, આતમારામ પણ મારે વશ થાશ;
એવો મીઠો અદભુત રસ તુંને પાશ. રંગભર આવે. ૨
નથી દીઠો જ્ઞાની વેરાગી મુની જોગી, સરવ કોઇ એ રસના છે વિજોગી;
એક તુંજ ભાવ્યો તે રસ ભોગી. રંગભર આવે. ૩
જે પીતાં ન ઓછો રેહે એકો અભિલાખ, ફીકા બીજા લાગશે રસ લાખો લાખ;
તે રેળાનાં સુખમાં મન તા સાખ. રંગભર આવે. ૪
જેની ઉપર વારૂં અમૃત સુખ સ્વર્ગ, ઓવારીને નાખું અમૃત આનંદ અપવર્ગ;

જેને ન અનુભવ્યો બ્રહ્માદિક ભર્ગ. રંગભર આવે. ૫
જેને મનકામના કશી નહી નર્મ, એક મને વહાલો છે વ્હાલો મારો પર્મ;
દયા પ્રીતમને વિરલા જાણે એનો મર્મ. રંગભર આવે. ૬

---

૧૨૮.

(૫૬.)

મારા વ્હાલારે લાગો છો વહાલા, પીયુ પ્રાણજીવન નંદના લાલા;
બીજા વાહાલા તે કહેવાના ઠાલા. મ્હારા વ્હાલા. ૧
વ્હાલા વ્હાલ સરીખું નથી કાંઇ મીઠું, અમૃત પણ એહવું નવ દીઠું;
હેત સ્વાર્થનું તે તો અજીઠું. મ્હારા વ્હાલા. ૨
મીઠી વસ્તુ સઘળી પ્રેમ તળે, તેહને ભોગવ્યા પછે સંતોષ વળે;
પ્રેમરસ પીતાં તૃષ્ણા ન ટળે. મ્હારા વ્હાલા. ૩
જ્ઞાનાદિકે તમે વશ ન થાઓ, મોક્ષાદિકે દેહે અળગા જાઓ;
વ્હાલા વ્હાલ થકી તમે બંધાઓ. મ્હારા વ્હાલા. ૪
પ્રીત રીતમાં પંડિત શું જાણે, અનુભવથી અજાણ્યા અવગુણ આણે;
એને જે જાણે તે નિત્ય માણે. મ્હારા વ્હાલા. ૫
મુખે દીઠે મ્હારી આંખ ઠરે, તે મનડું ધીરજ નવ ધરે;
ડુબી જળ માછલડી તરસે મરે. મ્હારા વ્હાલા. ૬
તન થાકો કોયે મન રખે થાકો, નાથ સુખી કરવાને નિત ચિત તાકો;
નિત્ય નિરખું પણ તૃપ્તિ નાહ આંકો. મ્હારા વ્હાલા. ૭
મ્હારૂં મન રેહેજો તમસું લાગ્યું, મ્હારૂં તન મન રેહેજો તમ પાસે માગ્યું;
દયા પ્રીતમજી દેજો એ માગું. મ્હારા વ્હાલા. ૮

---

૧૨૯

(૫૬.)

નિશ્ચેના મેહેલમાં વસે મારો વાલમા, રે વસે વ્રજ લાડીલો રે;
જે રે જાએ તે ઝાંખી પામે જીરે;
ભુલા ભમે તે બીજા સદનમાં શોધેરે, હરિ ના મળે એક એકે ઠામરે.
નિ૦ ૧

સતસંગ દેશમાં ભક્તિ નગર છે રે, પ્રેમની પોળ પુછી જાજોરે;
ત્રેહેતાપ પોળીઆને મળી મોલે પેશજોરે, સેવા સીડી ચડી ભેળા થાજોરે.
નિ૦ ૨

દીનતા પાત્રમાં મનમણિ મુકીરે, ભેટ ભગવંતજીને કરજોરે;
હુંભાવ પુંભાવ નોછાવર કરીનેરે, શ્રી ગીરીવરધર તમો વરજોરે.
નિ૦ ૩

એ રે મંડાણનું મૂળ હરિ ઇચ્છારે, કૃપાવિના સિદ્ધિ ન થાએ રે;
શ્રી વલ્લભ શરણ થકી સહુ પડે સેલુંરે, દેવી જન પ્રતિ દયો ગાએરે.
નિ૦ ૪

---

૧૩૦

## લોચન મનનો ઝઘડો.

લોચન મનનોરે, કે ઝગડો લોચન મનનો;
રસિયા તે જનનોરે, કે ઝગડો લોચન મનનો—ટેક.
પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કહે લોચન તેં કરી, લોચન કહે તારે હાથ. ઝગડો લોચન.
નટવર નિરખ્યા નેણ તેં, સુખ આવ્યું તુજ ભાગ;
પછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ. ઝગડો લોચન.
સુણ ચક્ષુ હું પાંગળું, તું મારું વાહન,
નિગમ અગમ કહ્યું સાંભળ્યું, દીઠા વના ગયું મન. ઝઘડો લોચન.

ભલું કરાવ્યું મેં તને સુંદરવર સંજોગ,
મને તજી તું નિતમળે, હું રહું દુઃખ વિજોગ. ઝગડો લોચન.
વનમાં વ્હાલાજી કને, હું વસું છું નેણ;
પણ તુંને નવ મેળવે, હું નવ ભોગવું ચેન. ઝગડો લોચન.
ચહેન નથી મન ક્યમ તને, ભેટે શ્યામ શરીર,
દુઃખ મારે જાણે જગત, રાત્ર દિવસ વહે નીર. ઝગડો લોચન,
મન કહે ધીકું હદે, ધૂમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગેરે નેણ, તે થકી તું રોય. ઝગડો લોચન.
એ બેહુ આવ્યા બુદ્ધિકને, તેણે ચુકાવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મન કાય. ઝગડો લોચન.
સુખથી સુખ દુઃખ દુઃખથી, મન લોચન એ રીત;
દયા પ્રીતમ શ્રી કૃષ્ણ શું, બેહુ વડેથી પ્રીત. ઝગડો લોચન.

---

## ૧૩૧

## 'પ્રકટ મળે સુખ થાય'

પ્રકટ મળે સુખ થાય, શ્રી ગિરિધર પ્રગટ મળે સુખ થાય;
અંતરયામી અખિલમાં છે, તેથી કહો કોનું દુઃખ જાય. શ્રી ગિરિધર. ૧
તેલ વિના સ્ફુટ તિલ પુરેથી, દીપક ક્યમ પ્રગટાય;
પ્રકટ પાવક વિના કાષ્ટને ભેટે, થી પેરે શીત સમાય. શ્રી ગિરિધર. ૨
પૃથ્વી ચાટયે તૃષા ટળે નહિ, અંતર જળ શ્રુતિ ગાય;
દીવાસળી પાષાણ સ્પર્શથી, કો કહે જ્વાળા જણાય. શ્રી ગિરિધર ૩
સુરભિ પેટમાં પય તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય;
દોહી મથી માખણ તાવ્યે, સર્પિ ભક્ષણ સુખદાય. શ્રી ગિરિધર. ૪
વ્યાપકથી વાતો નવ થાય, તે વિના જીવ અકળાય;
રસિયા જન મન રંજન નટવર, દયા પ્રીતમ વ્રજરાય.
શ્રી ગિરધર. ૫

૧૩૨

## હનુમાન ગરૂડ સંવાદ.

(લાવણી.)

એક સમયે હનુમાન ગરુડ, બેહુ એક સ્થળ મળિયા;
કોઇ કોઇના ગાંજ્યા ન જાય, એક એક પે બળિયા. ટેક.
નિકટ દ્વારિકા શ્રીકૃષ્ણુતણો, એક બાગ હતો ચારૂ,
ચોકી ત્યાં ગરૂડજી કરતા, પતિને પ્રિય સારૂ;
હરિ ઇચ્છા હનુમાન ત્યાંહાં, એકદા સુધા ભરમાં,
આવી અચાનક ફળ ભક્ષી, તરૂ ફેંક્યાં સાગરમાં;
તજી વિવેક વાટિકા બિગાડી, ગરવ ઘણો લાવી;
જોઇ અનીતિ વિહંગમપતિએ, હસ્ત ગ્રહ્યો આવી;
જોઇ સમોવડ સુભટ વિકાર્યા, વૃક્ષથકી પળિયા, કોઇ. એ.
ગરૂડ કહે અલ્યા ઉભો રહેજે, છે અનુચર કહાનો,
વિના કહે એમાં કેમ પેઠો, બાગ વીશે છાનો,
એ વાડી શ્રીકૃષ્ણુતણી છે, એહની તને દુહાઇ.
નિકળ બહાર કે શિક્ષા કરી, હું કહાડીશ કર રહાઇ;
એમ સુણી કપિરાય કોપિયો, રીસ ઘણી આણી,
રેરે અળગો શ્રીકૃષ્ણુ હીમાયતી, વિચારી વદ વાણી;
શ્રીરામ દૂત તેં હજી નથી દીઠા, શ્રવણ નથી સાંભળિયા. કોઇ० એ०
શ્રીરામદૂત જાણ્યા હાંક્યા રોહો, શું જાઓ છો ફુલી,
અહિરાવણુના પ્રતીહારનો, માર ગયા ભુલી,
શ્રીકૃષ્ણુ દાસથી હાર્યા માટે, ધ્વજપર પડયું રેહેવું,
મનમાં જાણો છો પણ ફુલ્યા, માટે પડયું કેહેવું;
જાણ્યું બળ વાલીના ભયથી, વસ્યા હતા વનમાં,
કુંભકરણુ ગળી ગયો હતો, વળી વિચારી લો મનમાં,
ત્રણુ વાત ને માત કુંવારી, એવા કુંવર કળિયા. કોઇ० એ०
અરે ગરૂડ ત્હારા જશ કહું હું, સાંભળિ રહે છાનો,

શોક્તણી દાસી ત્હારી મા, તું તે સુત કોહેનો;
ભાઇ બીચારો એક પાંગળો, નહિં કંઇ ઠેકાણું,
સુરજતણો સારથી થઇને, ભટકે નિશવાહાણું.
ઓરમાઇ પણ ભાઇ પોતાનો, તેહને તું મારે;
વાહાલાનો વેરી તું, તેવો સ્વામી પણ ત્હારે,
માતપિતા બંધનમાં પોતે, આહિરમાં ભળિયા. કોધ૦ ૬

ગરૂડ કહે કપિ ત્હારે પતિએ, જશ ઝાઝો કીધો,
પરણી સ્ત્રી એકલી અબળાને, વ્હારવટો દીધો;
સહિત પ્રેમદા પુત્ર પોતાના, બ્રાહ્મણે પાળ્યા,
નગ્ર સરવ વૈકુંઠ વસાવ્યું, આપ તાત ટાળ્યા;
વ્હાલ ધરી એક વિનતા, આવી વરવાને કાજે,
તે નારીનું નાક છેદાવ્યું, ત્હારે રઘુરાજે;
જુઠાં ફળ શબરીનાં ખાધાં, પવિત્ર પણ ભળિયા. કોધ૦ ૭

મ્હારા પતિનાં લક્ષણ કહે, ત્હારે ઘેર શો ટોટો,
તુજ પતિ આહિરડાનું એઠું, ખાઇ થયો મોટો;
મારી પુતના અબળા જાતિ, જેનું પય પીધું;
વચ્છ પ્રલંબ બક અજગર, માર્યો અઘટિત કૃત કીધું;
ભિક્ષુક બ્રાહ્મણને ઘેર, ભિક્ષા માગિને જમિયો,
વણ પરણી બહુ અબળા સાથે, રંગે પણ રમિયો;
વ્યભિચારી વ્રજનાથ, રઘુવર, એક પત્ની પરણ્યા. કોધ૦ ૮

મુજપતિને બહુ સ્ત્રી પણ, સહુને સુખ લીલા દાખી;
ત્હારા પતિને એક પ્રેમદા પણ, ન શક્યો રાખી,
રઘુનંદન રામાનો રસિયો, નથી તેં પણ જોયો;
મહિલા માટે હે સીતે, હે સીતે કરી રોયો;
મોટો અધરમ વણ વાંકે, વાલી વાનર તાડયો,
ક્ષત્રી થઇ બ્રાહ્મણની વનિતાને પગ અડકાડયો,
બ્રાહ્મણ કેરૂં દૈવત લીધું, એમાં શું રળિયા, કોધ૦ ૯

ત્હારે કૃષ્ણે સહુનાં આભરણ, ઉતરાવી લીધાં,
બ્યંડળનો રથ હાંક્યો, પાંડવ દાસપણાં કીધાં;
શિશુપાળની ગાળો ખાધી, પરાક્રમી પૂરા,
કાળ યવનથી રણમાં નાઠા, જાણ્યા બહુ શૂરા;
ત્હેની આજ્ઞા હું નહીં માનું, એમ કહ્યું જ્યારે,
પ્રેર્યો દૂત પ્રભુની પાસે, વિહંગમપતિ ત્યારે;
શ્રી કૃષ્ણે કહાવ્યું રામ આણુ દો, દેતામાં ઢળિયા, કોઇ૦ એ૦
હરીશ કહે શ્રી રામ કિહાં છે, મુજને દરશાવો,
વિહંગમ કહે દ્વારામતીમાં, મુજસંગે આવો;
જદુનાયક રઘુનાથ થયા, રૂકમણિ જાનકિ જોડે,
પવન પુત્ર પરણામકરીને, સ્તવન કરે કોડે;
એજ કૃષ્ણ શ્રીરામ થઇ, માર્યો લંકા ભૂપ,
જુગલ નામ પણ જોતાં દીસે, ઉભય એકરૂપ;
મળ્યા માયા હનુમાન ગરૂડ, સંદેહ સહુના ટળીયા. કોઇ૦ એ૦
એ વાણી વિલાસ કર્યો, નથી નિંદા ઉચ્ચારી,
ઉર અવળું ભાસે અંતર, જોતાં છે સ્તુતિ ભારી;
ઉપાસનાની ટેક બતાવી, નથી ગાયું અવળું,
ભક્ત વત્સલનો ભેદ સમજશે, તે લ્હેશે સવળું;
એ રામકૃષ્ણ મુજને પ્રિય, હોજો પ્રાણજીવન મ્હારા,
સદૈવ એના નિર્મળ જશ, મુજ વદન વહે ધારા;
દાસ દયાના પ્રીતમ, શ્રી સીતાવર શામળિયા. કોઇ૦ એ૦

૧૩૩.

(પદ.)

ચિત તું શિદને ચિંતા ધરે કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક.
સ્થાવર જંગમ જડ ચેતનમાં, માયાનું બળ ઠરે;
સ્મરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું જન્મ મરણ જાય હરે, કૃષ્ણને. ૧
નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લક્ષ ચોરાશી ફરે. કૃષ્ણને. ૨

તું અંતર ઉદ્વેગ ધરે તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને. ૩
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને. ૪
થનાર વસ્તુ થયાં કરે જ્યમ, કૃષ્ણ ફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણિપેરે જાશે, જ્યમ ગજ કોઠું ગળે. કૃષ્ણને. ૫
જેહવું જેટલું જે જ્યમ કાળે, તે તેહને કર ઠરે;
એહમાં ફેર પડે નહીં કોઇથી, શીદ કુટાઇ તું મરે. કૃષ્ણને ૬
ત્હારૂં ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપપણું અજ્ઞાન મૂળ એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણને. ૭
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે. કૃષ્ણને. ૮

---

૧૩૪.

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરૂણાસિંધુ ગ્રહો કર મારો
હરિ૦ ટેક.
સાંકડાના સાથી સામળિયા, છો બગડ્યાના બેલી;
શરણ પડ્યો ખળ અમિત કુકરમી, તદપિ ન મૂકો ઠેલી. હરિ૦ ૧
નિજજન જુઠાની જાતી લજ્યા, રાખો છો શ્રી રણછોડ;
અન્ય ભાગ્યને સફળ કરો છો, પૂરો બરદ બળ કોડ. હરિ૦ ૨
અવળાનું સવળ કરો સુંદરવર, જ્યારે જન જાય હારી;
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખ દુકૃતહારી. હરિ૦ ૩
વિનતિ વિના રક્ષક નિજ જનના, દોષ તણા ગુણ માનો;
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો. હરિ૦ ૪
વિકળ પરાધિન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો;
આરતબંધુ સહિષ્ણુ અભયકર, અવગુણ ઉર નવ આણો. હરિ૦ ૫
સરવેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયા પ્રીતમ ગિરિધારી.
શરણાગત વત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી. હરિ૦ ૬

---

૧૩૫

(પદ.)

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશભણી;
મુલખ ઘણા જોયારે, મુસાફરી થઇ છે ઘણી. ટેક૦
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભુલતા ભાઇ;
ફરીને આ મારગ મળશે નહી, એહેવીછે અવળાઇ:
સમજીને ચાલો સુધા રે, ના જાશો ડાબા કે જમણી. મનજી૦ ૧
વચે ફાંશીઆ વાટ મારવાને, બેઠા છે બે ચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહી ભાર;
મળ્યો છે એક ભેદીરે, કહેલી ગતિ સહુ તે તણી. મનજી૦ ૨
હાવાં માલ વેહોરો તો વેહોરો શેઠના નામનો થાય ના કહું અટકાવ,
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ,
એટલા સારૂરે, ના થાવું વેહરતના ધણી. મનજી૦ ૩
જો જો જુગ થકી જાવું છે, કરજો સંભાળીને કામ.
દાસ દયાને એમ ગમે છે, હાવાં જઇએ પોતાને ગામ,
સુઝે છે હાવાં એવું રે, અવધ થઇ છે આપણી. મનજી૦ ૪

---

નર્મદાશંકર.

૧૩૬.

## જય જય ગરવી ગુજરાત!

( લાવણી. )

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત,
દીપે અરૂણું પ્રભાત.
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી પ્રેમ શૌર્ય અંકીત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સઉને, પ્રેમ ભક્તિની રીત.

ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.

ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશામાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ,
છે સાહાય્યમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત.

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય;
વળી જોય સુભટના જુદ્ધ રમણને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર.
સંપે સોયે સઉ જાત,
જય જય ગરવી ગુજરાત.

તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઇ છે રાત.
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.

---

## ૧૩૭

## બ્રહ્મબાળા.

### ( હોરી. )

બ્રહ્મબાળા ખુબી ખીલીરે, ફાગે ફૂલતી રૂત રમી. બ્રહ્મ. ટેક.
નવલ લલિત વેલી ફૂલો રંગીન, ભાતની ઘાટડી ઘાલીરે;
ગોરી ગુણધારી ઘણી ઉપકારી, છે તનુ પીમળવાળીરે. ફાગે. બ્ર. ૧

ભમર કુએલ પિક સહ માલીણી, મોહીની સુરતી થરીરે;
રાગ રસ દુલી આનંદથી ઝૂલી, સર્વ જગે સુખ નૂરીરે. ફાગે. ઘ. ૨
નરમદ બાલા છે સલુણી સાધવી, નીતિહયે અસવારીરે;
સજીવનકારી વસંતની નારી, રેલડી રંગની ભારીરે. ફાગે. ઘ. ૩

---

૧૩૮

## પ્રેમચંદા.

પ્રેમચંદાની બલીહારીરે, રસિકજન સોહે;
પીએ અમૃત તો નરનારીરે, અંશી જન હોએ. ટેક.
ચંદા ! મળે હવે માહરેરે, કરવો તે કોની આથ;
જંજાળથી છુટકો થશેરે, પીઉં અમૃત હોંસે હાસરે. અં. ૧
એ અમૃત એવું વ્યાપિ રહેરે, તન મન ભરપૂર થાય;
બાહ્યાંતર આનંદમાંરે, સહુ તાપ સમૂળા જાયરે. અં. ૨
રૂવે રૂવે થંડક બહુ ઝરેરે, લ્હેરથી આંખ મીંચાય;
ચંદાચરિત્ર સંભારતાંરે, સેજ સુખેથી ઊંઘાયરે. અં. ૩
સ્વપ્નમાંહે ફરી જે રમૂંરે, શુભ રંગ ચંદા સાથ:
રસ ઘૂંટડે પી પીપી ધઈરે, છાતી સરસી સલુણી જાતરે. અં. ૪
ઘોર નિદ્રા કરી જાગું તારે, સત્ત્વ શુચી સોહાગી;
ચંદા ફરી નીહાળતાંરે, બનું સચ્ચિદાનંદ થૈ ગાઉંરે. અં. ૫
ચંદા નર્મદ તે એક જગેરે, પાસે પરસ્પર જોય;
રંગે રૂપે એ સરીખડાંરે, ખૂબ અનુપમ રસમાં સોયરે. અં. ૬
ચંદા નર્મદ પછી બે નહીંરે, એકજ બિંબ દેખાય;
જે પિગળી ગંગા બન્યુંરે, જેમાં બીજાં પ્રેમીજનો ન્હાયરે. અં. ૭

---

## ૧૩૯

# સહુ ચલો જીતવા જંગ.

### ( લાવણી. )

સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે;
યા હોમ કરીને પડો, ફતેહ છે આગે. ટેક.
કેટલાંક કરમા વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ હામને ખાળે;
હજિ સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોધ બળ લાગે,
યા હોમ૦ સહુ૦ ચલો૦ યા હોમ૦

સાહસે કર્યો પરશુએ, પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યો નિજ વચને;
સાહસે ઇંદ્રજિત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ જાણે;
થઇ ગર્દ જંગમાં મર્દ હક નિજ માગે,
યા હોમ૦ સહુ ચલો૦ યા હોમ૦

સાહસે કોલંબસ ગયો, નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભિડયો, યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપની સામો,
સાહસે સ્કોટ દેવુંરે, વાળ્યું જોતાંમાં;
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે,
યા હોમ૦ સહુ ચલો૦ યા હોમ૦

સાહસે જ્ઞાતિના બંધ, કાપિ ઝટ નાંખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો;
સાહસે કરો વેપાર, જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સાહસે નર્મદાદેશ, દુઃખ સહુ ભાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦

---

૧૪૦

પદ.

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણુ કહાડ્યું કે ના લટવું ના લટવું. ટેક.

સમજીને તો પગલું મુકવું, મૂકીને ના બ્હીવું;
જવાય જો નહિ આગળ તોયે, ફરી ન પાછું લેવું. ડગલું૦ ૧

સંકટ મ્હોટું આવી પડતે, મ્હોડું ન કરવું બ્હીલું;
કળે બળે ખુબ લડવું પણ ના કરવૂં ફરવા ઊંચું. ડગલું૦ ૨

જ્યાં ઉભા ત્યાં ચોંટી રહિને વચન લેવૂં સબળું;
આભ પડો કે પૃથ્વી ફાટો, તોય ન કરીયે નબળું. ડગલું૦ ૩

ફતેહ કરીને આગળ વધશું, અથવા અહીંયાં મરશું;
પણ લીધેલૂં તે પાળીશું, રે વજ્જરનું કરશું. ડગલું૦ ૪

તજી હામ ને દામ મૂકવા, ખૂણા જે કો ખોળે;
ધિઃક કાયર તે અપજસ રૂપી ખાળકુંડીમાં બોળે. ડગલું૦ ૫

ન્હાસી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહિ કહાડે;
બ્હીકણુ બાયલા નામર્દોએ, નામ બળે ઉપાડે. ડગલું૦ ૬

પોતાનો પસ્તાવો થાયે, જખ મારીરે બારે;
મુવા નહીં કાં કરી પરાક્રમ, રણે ઉઠાવ્યું જ્યારે. ડગલું૦ ૭

શૂરવીર તે જશનો લોભી, હિંમત મદિરા પીયે;
ઉમંગથી તે ધસી વધે વા, ખૂબ ટકાવી રાખે. ડગલું૦ ૮

બણી ગણી જન પુખ્ત વિચારે, પાયો નાખે મજબૂત;
કો કાળે પણ જસ મોટો લે, નર્મદ કેરૂં સાબૂત. ડગલું૦ ૯

---

૧૪૧

પદ.

નવ કરશો કોઇ શોક—રસિકડાં, નવ કરશો કોઇ શોક—ટેક.
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી—રસિકડાં૦ ૧
પ્રેમી અંશને રૂદન આવશે, શઠ હરખાશે મનથી—રસિકડાં૦ ૨
મર્મ ન સમજે બકે શંખશઠ, વાંકું ભણે બહુ પણુથી—રસિકડાં૦ ૩
એક પીડમાં બીજી વ્હીકથી, જળશે જીવ અગનથી—રસિકડાં૦ ૪
હતો દૂખિયો થયો સૂખિયો, સમજો છૂટયો રણુથી—રસિકડાં૦ ૫
મુઓ હું ત્હમે પણ વળી મરશો, મુક્ત થશો જગતથી—રસિકડાં૦ ૬
હરિકૃપાથી મમ લેખ ચિત્રથી, જીવતો છઉં હું દમથી—રસિકડાં૦ ૭
ત્રીર સત્યને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી—રસિકડાં૦ ૮
જુદાઇ દુઃખ તે નથિજ જવાનું, જાયે માત્ર મરણુથી—રસિકડાં૦ ૯
મરણુ પ્રેમીને ખચિત મોડું છે, દુઃખ વધેજ રૂદનથી—રસિકડાં૦ ૧૦
જગતનીમ છે જનમ મરણુનો, દઢ રહેજો હિંમતથી—રસિકડાં૦ ૧૧
મ્હને વિસારી રામ સમરજો, સુખી થાશો તે લતથી—રસિકડાં૦ ૧૨

---

દલપતરામ.

૧૪૨

## ધીરે ધીરે સુધારાનો સાર.

પદ.

સજ્જન સંભળાવજોરે, ધીરે ધીરે સુધારાનો સાર;
સજ્જન સ્નેહ સહિત સંભળાવજો. ટેક.
છોટી અકલવાળા આગળે, મુખે ન વદિએ મોટી વાત;
પાશેર કેરા પાત્રમાં, કેમ શેર સમાશે સાત. સજ્જન. ૧
લાખો કીડીપર લાડવો, આખો મેલિયે તો મરી જાય;
ભૂકો કરી ભભરાવીયે, તો તે ખાસી રીતેથી ખાય. સજ્જન. ૨

માંકડાં લઇને માનવી, બેઠા નાવમાં દઇને નૂર;
ભડકાવે તો તે અભાગિયાં, પડે કુદી પાણીને પૂર. સજ્જન. ૩
જે સમજે જેવી રીતથી, તેને પણ સમજાવીયે તેમ;
એ’ગે તો સમજે સાનમાં, ત્યારે કરીએ લવારો કેમ. સજ્જન. ૪
બાળક આગળ બોલિયે, ત્યારે બનિયે બાળકરૂપ;
ભૂ બાઉ તાતા ભાખિયે, ભલે હોઇએ ભણેલા ભૂપ. સજ્જન. ૫
પલક ટકે નહિ પેટમાં, જો ખાય બિલાડી ખીર;
ખાસુખા શીદ ખવરાવીએ, તે વિચારોને મારા વીર. સજ્જન. ૬
જંગલ કેરાં જાનવરો, આપે પાળવા કરીએ જો આશ;
એવું આદરિયે કે આપણી, પાસે વસે કરી વિશ્વાસ. સજ્જન. ૭
ધીરે ધીરે નિત્ય ધીરથી, એને અકલ શિખવીએ અનેક;
હળી મળી હેત વધારિયે, પણ છૂટા ન પડીએ છેક. સજ્જન. ૮
નિશાળિયાને ગમે નહિ, આપે શિક્ષક જો એવું જ્ઞાન;
નાશિને જાય નિશાળીયા, મળે શિક્ષકને કેવું માન. સજ્જન. ૯
છણુંછણુતે તેલ છાંટિયે, લઇને નિર્મળ ઠંડું જો નીર;
સળગી ઉઠે એ તો સામટું, વળી સામાનું બાળે શરીર. સજ્જન. ૧૦
સજ્જનને મન શુદ્ધ છે, પણ વિશ્વ વિરૂદ્ધ વિચાર;
બહુ જનમાં નહિ બોલીએ, જેથી ઉપજે ઉપાધિ અપાર. સજ્જન. ૧૧
સંસારિજનને સુધારશો, રૂડી રાખીને એવી જો રીત;
દલપતરામના દેવની, તમે પામશો પૂરી પ્રીત. સજ્જન. ૧૨

---

## ૧૪૩
## દિલનું દરદ.
### ( રાગ-નાથ કેસેં ગજકો બંધ છુડાયો. )

દરદ દિલ દરદીનું દરદીજ જાણે,
અણજાણ્યાં તો અંદેશો આણે. દરદ૦
પાણીથી દૂર લગાર પડ્યા થકી, તરફડે મચ્છ જે ટાણે;
હાડીઆને મન હસવુંજ આવે, અને ઠીઠી હસે તે ઠેકાણે. દરદ૦

ચંદ્રમાં ચિત્ત ચકોરનું ચોટ્યું, તે વાકેફ હોય તે વખાણે;
પોતાના જીવને પીડા પડી હોય તે, પારકા જીવ શું પીછાણે. ૬૨૬૦
ચમકની તરફ ખેંચાય છે લોઢું, તે કહો કોણ તાણે;
અકળિત કારણ એ અસાધારણ, પ્યારનું એજ પ્રમાણે. ૬૨૬૦
સારસ જોડું સ્નેહે વસે તેને, પાડતાં જુદાં પરાણે;
સુખની ઘડી તેને સ્વપ્ને મ નહિ, ટળવળીને તજે પ્રાણે. ૬૨૬૦
દંપતીનાં દિલ તેમજ તરસે છે, બંધન પ્યાર બંધાણે;
જાણે છે અંતર અરસપરસનાં, ગાઇ બતાવે શું ગાણે? ૬૨૬૦

---

## ૧૪૪

## ચાર મનહર.

૧

એક ચરણાઇવાળો સાત વર્ષ સુધી શીખી,
રાગ રાગણી વગાડવામાં વખણાણો છે;
એકનેજ જાચું એવી ટેક છેક રાખી એક
શેઠને રીઝાવી મોજ લેવાને મંડાણો છે.
કહે દલપત પછી બોલ્યો તે કંજુસ શેઠ,
લાયક ન લાયક તું ફોગટ ફુલાણો છે;
પોલું છે તે બોલ્યું તેમાં કરી તે શી કારીગરી,
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.

૨

ઉંટ કહે આ સભામાં, વાંકાં અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કૂતરાની પુંછડીનો, વાંકો વિસ્તાર છે;
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં શીંગડાંનો ભાર છે.

સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ;
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે.

૩

કેડેથી નમેલી ડોશીને દેખીને જુવાન નર,
કહે છે શું શોધો છો કશી ચીજ અછતી રહી;
કહે ડોશી બાળપણ ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની તારા જેવી ગતિ રહી;
છવાઇ જરાની છાયા, કાયાના વિખાયા બંધ;
ગાયા ન ગોવિંદ રાયા, માયામાં મતિ રહી,
ઝુકી ઝુકી ડોકી વાંકી, રાખી દલપતરામ,
જોતી હું ફરૂં છું જે જુવાની ક્યાં જતી રહી.

૪

ભૂતળના લોકે એક સમે ઇંદ્રભુવનમાં,
જેને જુદી જુદી ભેટ ભાવથી ધરાવી છે;
ગ્રીકે તો ઇસિપનીતિ આરબે નાઇટ, ઇંગ—
લીશે શેક્સપીયરની પોથી પરઠાવી છે.
હિંદુઓએ હોંશ ધરી પંચતંત્ર તણી પોથી,
આપી તે તો ઇંદ્રને અધિક બલી ભાવી છે;
દાખે દલપતરામ બીજાઓની બંધ કરી,
હિંદુઓને હંમેશાંની પાઘડી બંધાવી છે.

---

૧૪૫

ચેત તો ચેતાવું તનેરે, પામર પ્રાણી; ટેક.
સજી ઘરબાર સારૂં, મિથ્યા કહે છે મારૂં મારૂં.
તેમાં નથી કશું તારૂંરે. પામર પ્રાણી. ૧
તારે હાથે વપરાશે, તેટલુંજ તારૂં થાશે;
બીજું તો બીજાને જાશેરે. પામર પ્રાણી. ૨

માંખિઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લુંટનારે લુંટી લીધુંરે, પામર પ્રાણી. ૩
ખંખેરી જો હાથ ખાલી, ઓચિંતાનું જવું ચાલી;
કરે માથાકુટ ઠાલીરે. પામર પ્રાણી. ૪

× × × ×

હજી હાથમાં છે બાજી, કર તું પ્રભુને રાજી;
તારી મુડી કર તાજીરે. પામર પ્રાણી. ૫
હાથમાંથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે;
કશું ન કરી શકાશેરે. પામર પ્રાણી. ૬
મનનો વિચાર તારો, મનમાં રહી જનારો;
વળતી ન આવે વારોરે. પામર પ્રાણી. ૭
નીસર્યો જ્યાં શરીરથી, પછી તું માલેક નથી;
દલપતે કીધું કથીરે. પામર પ્રાણી. ૮

---

## નવલરામ.

### ૧૪૬
## વસંત વર્ણન.
### હોરી.

પચરંગી પટકુળ ધારી,
દીપે કુદરત આ રતે ન્યારી. ટેક.
કુમળાં ચળકતાં વૃક્ષે સજ્યાં ॥ નવ પલ્લવ જૂનાં ઉતારી;
આંબે મોર અથાકજ ઝુકે ॥ જાણે કલગીઓ સારી;
વસંતની આવી સવારી ! દીપે૦ ૧
વીટી વળી વેલી સૌ સૌને ॥ વૃક્ષે હસ્ત પ્રસારી;
ફૂલને ઝૂમખે ઝુમખા જે પર ॥ રંગી બેરંગી અપારી !
ઝૂલે ઝાડી ફુલ ભરી ભારી ! દીપે૦ ૨

ફૂલ ભરી ડાળો ડોલે, ખરે ફૂલ ॥ પથરાઇ ફુલની પથારી;
ભ્રમર હજારો ગુંજાર કરંતા સુગંધિ લેતાં ગયા હારી !
બધુંજ રહ્યું બ્હેક જ્યાં મારી ! દીપે૦ ૩
ફુલ ભરી ડાળાં ડોલે, હિંડોળે ॥ બેઠાં પોપટ મેના પ્યારી,
ને નવરંગી અવર બહુ પંખી ॥ મધુર કરે રવ ! તારી,
કોયલની છે બલિહારી ! દીપે૦ ૪
કોયલો કૂકૂ કૂકૂ કૂકૂ કરી રહી ॥ પંચમ સુર અનુસારી;
ઘટ્ટ ઘટ્ટામાં પડધા પડેને ॥ કુંજ દીપી રહી સારી,
મનોહર કામણગારી ! દીપે૦ ૫
દ્રાક્ષને માંડવે લાખો દરાખો ॥ લીલી, લોચન ઠારી !
કુમળા બપોરના તાપે તૃસ્યાના ॥ હાથ લોભાવનહારી,
કંઠે થંડક કરનારી ! દીપે૦ ૬
ઉગ્યા ગુલાબ, ને આવી ગુલાબી ॥ ટાઢની તો હવે વારી;
વાયે સવારમાં મંદ સુગંધિત ॥ શિતળ સમિર સુખકારી;
અંગે ઉમંગ વધારી ! દીપે૦ ૭
રંગ્યાં ઉમંગમાં પશુ, પંખી નર ॥ નાર કુમાર, કુમારી;
સર્વ સજોડે રમે જમે કોડે, ॥ સર્વ કરે મઝાદારી;
મુખે મીઠી હોરી ઉચ્ચારી ! દીપે૦ ૮
હોરીના સુર ઘુમી રહ્યા ચોગમ, ॥ ચોગમ લગન છે જારી;
લગનસરા તો વસંતેજ સોહે ॥ વસંત છે લગન આચારી !
જેણે રચી અજબ તૈયારી ! દીપે૦ ૯
એ રીતે આ રતે પાંચે ઇંદ્રી, ॥ ને હૃદય રીઝ્યાં સંસારી;
હોળી રમણ, આ હર્ષ મરણની ॥ રીત સ્વભાવિક ધારી;
ગણો ચાલ ગંદી નઠારી ! દીપે૦ ૧૦
સંત સ્તવે ભગવંત વસંતે ॥ ઊંચે સ્વરે લલકારી,
જેણે જગતમાં ચોગમ પ્રસરી ॥ આવી અનુપ ઉપકારી,
લલિત લીલા વિસ્તારી ! દીપે૦ ૧૧

જય ! જય ! જય ! સચરાચર ! સુંદર ! ॥ જય ! ચિદ્રૂપ ભયહારી;
જય ! જય ! એક અકળ, બ્રહ્માંડ ॥ અખંડ અખિલ વિહારી,
નવલ તન મનના ધારી. દીપે૦ ૧૨

---

૧૪૭

## સ્ત્રી સ્વરૂપ.

### (ગરબી.)

સંસારનું નૂર છે નાર,
સજન સંસારનું નૂર છે નાર. ટેક૦
સ્ત્રી સુધરે સકળ સુખ સાર,
સજન, સ્ત્રી સુધરે સકળ સુખસાર,
ધૂળધાણી બધું નિર્ધાર, એ વણુ ધૂળ૦
સુંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન;
સુંદર સ્ત્રીના બોલડા, સુંદર સુંદર સ્ત્રીનું મન ! સજન૦ ૧
સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરેજ સ્નેહ;
સુંદરતા સંસારમાં, ભરનારી નારીજ છેય ! સજન૦ ૨
આપે જન્મ જગતને પાળે પૂરણુ પ્રીત !
એનાજ નામ આધારથી, કહાવે ઇશ્વરી અંબા ખચીત ! સજન૦ સં૦ ૩
મીઠું બોલી મન હરે, ટાળે તન પરિતાપ;
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરનેજ આપ, સજન સં૦ ૪
ઘરૂણી ઘરનો સ્તંભ છે, ઘરનું ઘરૂણિજ માન;
ઘરૂણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરૂણિ વિનાનું સ્મશાન, સજન સં૦ ૫
ઘડપણુમાં ઘરૂણી સમી, સેવા કોથી ન હોય;
સ્વર્ગે પણુ સંગે ગઇ, તે તો નારિજ! નર નહિ કોય; સજન સં૦ ૬
ધન ધન નારિ નામને ! પ્રેમી પરમ અપાર !
પાળે પ્રેમે સર્વને, એ તો આદ્ય શક્તિ અવતાર. સજન સં૦ ૭

નિંદા એની જે કરે, તે પાપી ગુણચોર !
દુર્ગુણને દરિએ ડુબે, તોએ દિલડે દયાનુંજ જોર. સજન સં૦ ૮
ગોરી ફુલ ગુલાબનું, સૂકે કે કરમાય;
કે કોહે વણુ કાગજી, તોએ જાતિ સુગંધિ ન જાય. સજન સં૦ ૯
શાસ્ત્રી, પુરાણી, પંડિતો, શાણા સજ્જન સર્વ !
સાચે સાચું હું કહું, તમે માનો મૂકી મન ગર્વ ! સજન સં૦ ૧૦
દીસે દુર્ગુણી આજ બહુ, નથી એની કાંઇ નાજ,
પણ એ દુર્ગુણી મુર્ખ કે, જે છે તે તમારાંજ કાજ. સજન સં૦ ૧૧
આદે દયયંતી, સીતા દ્રૌપદિ આદિ અપાર;
થઇ ગઇ બહુ ગુણવંતીઓ, તે હતી નારિજ નિર્ધાર. સજન સં૦ ૧૨
ધર્મે કર્મે ન કેળવો, નાંપો કંઇ પણ જ્ઞાન;
રાખો જો હેવાન તો, ક્યમ હોય ન એહેવાન ! સજન સં૦ ૧૩
હા ! અબળાઓ હાયરે ! હાલ છેજ હેરાન !
ખાવું પીવું ખેલવું, એ ત્રણનુંજ જેને ભાન, સજન સં૦ ૧૪
જ્યાં હેવાનજ હારનો, સઘળો સુંદિર સાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ નવલ એ નામ ! સજન સં૦ ૧૫

---

## ૧૪૮
## સ્વદેશ સ્તોત્ર.
### (ગરબી.)

મારી ભરત ભૂમિ !
રૂપાળી, રદ્ધિયાળી, યશાળી, સુશીલ પુનિત
તારા ચરણ ચૂમી,
આનંદે વંદું જય જય હરદમ નિત્ય ! } ટેક.
દુનિયામાં દેશ અનેકજ છે,
સૌ સૌમાં કાંક વિશેષજ છે !
પણ તું તો અલૌકિક એકજ છે !
મારી ભરત ભૂમિ૦—૧

કોણ આવે હિમાલયની હારે ?
કોહીનૂરે અન્ય હીરા હારે;
વણ શેલડી સરસ સાકર ક્યાં રે ?—
મારી ભરત ભૂમિ૦—૨
શી ફળદ્રૂપતા સ્થળ સ્થળ સોહે !
નવરંગી રમણી મનડાં મોહે !
જાણે વાડી વિશ્વંભરનીજ હોએ,
મારી ભરત ભૂમિ૦—૩
સાચે વિશ્વંભર વ્હાલી તું ઝાઝી,
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
ત્હને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી.
મારી ભરત ભૂમિ૦—૪
દેખી દુનિયા મરે છે દિલ દાઝી,
પણ ફિકર ન રાખ પ્રભુ તું રાજી !
હાય ! હાલ ત્હેની છે ઇંતરાજી !
મારી ભરત ભૂમિ૦—૫
ત્હારો વાંક નથીજ, તથાપિ એ;
અમે ભ્રષ્ટ કપૂત મૂઢ, પાપીએ !
દેવ છેક દુભ્યો !–દુભિયે હજીએ !
મારી ભરત ભૂમિ૦—૬
મદ, આળસ, ઇર્ષા ને અનીતિ,
મતિ મતલબી, આંધળી નીચ અતિ;
સુખ સાર્વજનિક સમજે ન રતિ,—
મારી ભરત ભૂમિ૦—૭
જાણી જન્મ ભૂભક્તિ તો નામે નહીં,
એક પેટની વેઠ અખંડ લહી;
ઉંચી ઓડ ઝળદીએ કીધી ન કહીં,
મારી ભરત ભૂમિ૦—૮

એવા જનને ધિક ધિક ધિઃક જ છે,
કોડી કાગડા એથી તો ઠીકજ છે;
જેને જાતિની દાઝ અધિકજ છે!
મારી ભરત ભૂમિ૦—૯

હોટેંટાટ, કાશીર જે કહો,
જંગલીમાં જંગલી જે લોકો;
જનમભૂમિ ભજન અનભિજ્ઞ ન કો,—
મારી ભરત ભૂમિ૦–૧૦

સ્રીઓ પણ અબળા જે બાકી,
તેણે દેશ ભક્તિ સબળા દાખી;
ઇતિહાસ છેજ એનો સાખી,
મારી ભરત ભૂમિ૦–૧૧

જન જન્મી જન્મભૂમિ જે ન ચહે,
સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ રાક્ષસ એ;—
રે રાક્ષસ રૂડા, સ્વપક્ષે રહે!
મારી ભરત ભૂમિ૦–૧૨

આવા ભ્રષ્ટ સંગે ભંડાઇ માતા,
જે જગને સુજનતા મૂળ ગાતા,
જેનો જશ જશવંત હજી પણ ગાતા,
મારી ભરત ભૂમિ૦–૧૩

તું તો સત્વગુણી તત્વ જ વેત્તા,
દેશ દેશથી પંડિત જ્યાં વહેતા;
થઇ શિષ્ય સહોત્સાહે રહેતા,
મારી ભરત ભૂમિ૦–૧૪

તારાં કાર્ય ત્યારે યત્ને બાળ્યાં,
મહા ચિળ, નિર્મળ, બુદ્ધિવાળાં;
અહા! "દેવાં કમાડે પડે ન તાળાં,"
મારી ભરત ભૂમિ૦–૧૫

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલની તું જન્મભૂમિ,
તારી ભક્તિ રગેરગ રહીજ ઘુમિ,
મારી ભરત ભૂમિ૦—૧૬

—•—

## નરસિંહરાવ.

૧૪૯

### સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણ.

( રોળાવૃત્ત. )

અહિંયાં સહસ્રલિંગ તળાવ વિશાળું હતું,
અહિંયાં પાટણ જૂનું અહિં આ શાંખું સતું,
અહિંયાં રાણીવાવ તણું આ હાડ પડેલાં,
મ્હોટા આ અહિં બુરજ મળ્યા માટીના ભેગા.
એમ દઇ દઇ નામ કરવી રહી વાતો હાવાં,
પાટણ પુરી પુરાણ! હાલ તુજ હાલ જ આવા !
ગુજરાતનો પૂત રહી ઉભો આ સ્થળમાં
કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહિ જળમાં ?
જળ નિર્મળ લઈ વહે કુમારિ સરિતા પેલી,
ન્હાસે, પાસે ધસે, લાડતી લાજે ઘેલી,
ઈશ્વિર કરૂણા ખરે, વહી આ નદી સ્વરૂપે,
સ્મિત કરી પ્રીતિ ભરે, ભરે આલિંગન તું પે,
તું પે, પાટણ ! દયા ધરંતી એ સુચવતી,
ભલે કાળની ગતિ મનુજકૃતિને ખૂઝવતી,
મુજ પ્રેમ સરિતપૂર વહ્યું જાશે અણખૂટ્યું,
હો ધન વૈભવ લૂંટાય, ઝરણ મુજ જાય ન લૂટયું.
તોડી પર્વતશૃંગ મનુજ મદભરિયો મ્હાલે,
જાણે નિજ કૃતિ અમર, ગળે કાળજ તે કાળે;

ને મુજ તનડું ઘડ્યું કોમળું પાણી પોચું,
તે તો તેમનું તેમ રહે, યુગ અનંત પહોંચ્યું.

---

૧૫૦

## દિવ્યમંદિર તથા લેખ.

(રોળાવૃત્ત.)

માનવરાજે રચ્યાં મન્દિરો કીર્તિ કાજે,
કાળમહોદધિ મહિં કહિં લુપ્ત થયાં આજે;
કરતા કીર્તિસ્તમ્ભ ઉભા અમર નામ કરવા,
સહસા તે ભૂકમ્પ ગળી લઇ જાતા ગરવા;
ન રહે નામ નિશાન, રાનમાં રહે રખડતા
શિલાખંડ થઈ ચૂર્ણ જગોજગ મૃતસમ પડતા;
અચળ કીર્તિને કાજ કોતરી રાખ્યા લેખો,
ઘસાઇ ભૂસ્યા આજ દટાયા ધૂળમાં દેખો.
એક અચળ ને ભવ્ય વિશ્વમન્દિર ભાસે,
અનુપમ ઘુમ્મટ વ્યોમ જેનો ચોપાસે.
એક પુરૂષ મહાન તણી એ કીર્તિ ગાએ,
નિરખી શકે રૂડી પેર અહિ જન કો વિરલા એ;
વિધ વિધ લખિયા લેખ દિવ્ય ભાષામાં ભારે,
એક પુરૂષ મહાન તણા એ ગુણ ઉચ્ચારે;
અનુપરૂપ એ લેખ દિસે જગ રચના માંહિ;—
નભપટ પર તારક–લેખ ચળકંતા ક્યાંહિ.
કહિં કહિં સંધ્યા–અભ્ર–રંગના લેખ સુહાતા;
કો ઘડી ઇન્દ્ર ધનુષ્ય–વર્ણના લેખ જણાતા;—
એમ નિરંતર વિવિધ લેખ રચના રહે દીપી,
વાંચી શકે કો વિરલ દિવ્ય અદ્દભુત એ લીપી.
દેશાટન કરી ભવ્ય મન્દિરો ભલે ન નિરખું,

ગૂઢ લેખ લીપિ ભેદ ભલે હું ઉકેલી ન શકું;
મહાન મન્દિર એક નિરખવા દૃષ્ટિ ચાહું,
દિવ્ય પુરૂષના લેખ માગું શક્તિ ઉકલવા હું.

---

## ૧૫૧
## મધ્યરાત્રિયે કોયલ.

(વિષમ હરિગીત.)

શાન્ત આ રજની મહિં મધુરો કહિં રવ આ કુહૂ—
પડિયો ઝીણો શ્રવણે અહિં ? શું હું સ્વપ્નમાં સુખ આ લહું;
મન્દ વાઇ સમીર આ દિશ જો વહે રવ એ ફરી;
નહિ સ્વપ્ન, એ તો ગાન પેલી ગાય કોયલ માધુરી.
મધ્ય રાત્રિ સમે તને અલિ કોકિલા ! શું આ ગમ્યું ?
હાં, મેહુલો વરશી રહ્યો તેણેથી તુજ મનડું ભમ્યું;
દુઃખ નવ સ્વપ્ને દીઠું ને સુખ મહિં તું રેલતી,
આ રમ્ય રાત્રિ મહિં અધિક આનંદ ગાને ખેલતી.
નીતરી રહી ધોળી વાદળી વ્યોમમાં પથરાઇ આ;
ને ચાંદની ઝીણી ફોરી વરશી રહી થી સહુ દિશા !
ગાન મીઠું અમી સમું તેણે ભર્યું તુજ કંઠમાં,
આ શાંતિ અધિક વધારતું તે જાય ઉભરી રંગમાં.
નગર બધું આ શાંત સૂતું ચાંદની પણ અહિં સૂતી,
ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી.
અનિલ ધીરે ભરે પગલાં પળે શાંતિ રખે સહુ—
ત્યાં ઉછળતી આનંદરેલે કોકિલા બોલે—કુહૂ !
સૃષ્ટિ સઘળી શાંત રાખી મુજને જ જગાડતો
ટહુકો મીઠો તુજ પવન લહરી સંગ જે બહુ લાડતો.
ગાન તુજ સીંચે હૃદયમાં મોહની કંઇ અવનવી,
ભૂલી ભાન, તજી મુજ રમ્ય શય્યા, હઇડું દોડે તવ ભણી;

દોહી બોલે મધુર તુજ ટહુકાની સંગે રંગમાં,
આનન્દસિન્ધુતરંગમાં નાચંતું એ ઉછરંગમાં;
હા ! વિરમી પણ ગયો ટહુકો, હૃદય લલચાવે અહુ-
ફરી એક વેળા, એક વેળા, બોલ, મીઠી ! ટુહૂ ટુહૂ !

---

૧૫૨

## દિવ્ય સુન્દરીઓની ગરબી.

૧

ગરબી-" તેજે ઘડયાં અમ અંગ, અમોલા તેજે ઘડયાં છે;
કરિયે ન તિમિરનો સંગ, તિમિર અમ વેરી ઠર્યાં છે.

### સાખી.

દિવ્ય લોકમાં ઘૂમતાં ફરિયે સહુ રસભેર,
ને પ્રેમે કંઈ રેડિયે મર્ત્ય લોકે અમીની સેર,
અમોલી સેર અમીની.' " તેજે ઘડયાં અમ અંગ૦"

ચંદા—

' પ્રેમી જોડાં કલહમાં રીસાએ ક્ષણવાર,
તેનાં હૃદયે રેડતી ચંદા હું પ્રેમ અમીની ધાર;
રસીલી ધાર અમીની." " તેજે ઘડયાં૦ "
મુગ્ધા સતી અગાશિયે ચિન્તનમાં ડહોળાય,
સીંચી તેના હૃદયને ખિલવું પ્રેમકળી હું કંઈ,
ઉજળીશી પ્રેમકળી હું.' " તેજે ઘડયાં૦ "

શુક્રતારા—

'હાસ કરતું આકાશમાં નિરખે ન્હાનું બાળ,
ત્હેને હૃદયે રોપું હું શુક્રતારા કવિત્વરસાળ,
અતિ ગૂઢ બીજ કવિતનું.' " તેજે ઘડયાં૦ "

હૃદય વિકસી કવિજન ઊભો નિરખે અનિમિષ નેન,
ત્યાં ઝરતી હું પ્રેમથી કાંઇ કવિતસરિતનાં વ્હેણ,
કવિતની દિવ્ય સરિતનાં ' " તેજે ઘડયાં૦"

તારા સખી—
'ચિત્રકાર કવિમિત્ર જે ઊભો ફલક સમીપ,
તત્ત્વદર્શિ તેને હૃદય પ્રગટાવું હું પ્રતિમાદીપ,
પૂર્યો દીપ દિવ્ય અમીએ.' " તે જે ઘડયાં૦ "

ત્રણે ગગન સુન્દરી—
" અમે તેજનાં બાળ સહુ, સીંચીને નિજ નૂર,
મનુજ હૃદય ગુંગળાવતું હરિયે અન્ધ તિમિરનું પૂર,
હર્ષરિપુ પૂર તિમિરનું, તેજે ઘડયાં૦ "

૨

વનદેવી—
ગરબી—સંગીતની અધિદેવી હું અલબેલડી,
વનમાં રાસ રમું સવિલાસ સમીરશું રે લોલ.
ચંદા, તારા યુગલ, ત્રણે અમીવેલડી !
બસે આજ મુજ મંદિર અમીરસ થકી રસ્યું રે લોલ.
સખી શુક્રતારા ! તું કવિતા રેડતી
તે હૃદયે મધુર રવની લહરી હું ભરું રે લોલ;
ચંદા સખિ ! તું પ્રેમ ઝરણ જે પ્રેરતી
ત્હેને ગીતધ્વનિ દઇ હું દ્વિગુણું કરું રે લોલ.
મનુજ હૃદયમાં અદૃશ્ય કરથી છેડીને
દૈવ જગાડે હર્ષશોકના ઊંડા સુરોરે લોલ,
તે સર્વેને મુજ વીણામાં રેડીને
ગીતધ્વનિ હું મચાવું અદ્ભુત પૂરે પૂરો રે લોલ.
એ ધ્વનિના સુર ઝાંખા ઝાંખા પહોંચતાં
મર્ત્ય લોક માનવ ગાન બધું બને રે લોલ;

એહ ગાનનું મૂળ ઊંડું ઊંડું શોધતા
ધન્ય વિરલ કો મુનિ ગીતધ્વનિ ઝીણો સુણે રે લોલ.
સંગીતની અધિદેવી હું છું ઉષા સમી,
મર્ત્ય દિવ્ય એ ઉભય લોકને જોડતી રે લોલ
ધીર સમીરશું રાસ રસેથી સદા સમી
મધુરા ઘેરા સ્વરની માળ ગુંથું કોડથી રે લોલ."

---

## ૧૫૩

## ગૂઢ કોકિલા.

( દ્રુતવિલમ્બિત. )

તિમિર તારક સર્વ ગયાં શમી,
ઊઠી ઉષા કંઇ કેશ સમારતી,
શશિકલા ગગનાઙ્ગણમાં રમી
નવલ શુક્રશું પ્રેમથી લાડતી ! ૧
કહિં ઉલૂક ગયો વનમાં છૂપી,
નિજ કઠોર સુરો લઇ સંહરી;
મધુર ગાનસુધા વરસાવતી,
પરભૃતા સહકાર મહિં સુણી. ૨

( ખંડ હરિગીત. )

શશિકલા નવ યૌવના
શુક્ર રૂડો વર વરી,
ગીત મંગલ લગ્નનાં
એ ગાય કોયલ રસભરી. ૩
ગીત સુર શ્રવણે પડી,
હૃદય સુર શા મુજ સ્ફુરે !
કોકિલા તરુએ ચઢી
મુજ પ્રશ્ન—ઉત્તર ચીતરે. ૪

( ખંડ શિખરિણી. )

" મધુર મુજ તૃષ્ણા સુખ તણી,
વિમલ યશ વાઞ્છા રસ ભરી,
મ્હને પ્રેરે નિત્યે ઉલટભર કર્તવ્યપથમાં,
થશે સિદ્ધિ શું આ ઉંતર્યો વિવિધ વિઘ્નો જ્ય વસમાં ? "
પરભૃત વદે—" ધૈર્ય તજ માં ! " ૬

( ખંડ હરિગીત. )

કોકિલા આ કૂજતી
હૃદય સુખ ઊંડું પૂરે !
વાણી એ મન રેંચતી
મુજ હૃદયમાં ધ્વનિ થા ભરે !

( ખંડ શિખરિણી. )

" ગગન ઘન અંધાર પટમાં
વિરચી અતિ જે ગૂઢ રચના;
લખી લેખો તારાગણુ થકી રૂડા જ્યોતિ ઝરતા,
ઉકેલું હું ક્યારે વિષમ કંઇ એ ભેદ જગના ? "
પરભૃત કહે—" દિવ્ય પળમાં. "

( ખંડ હરિગીત. )

" પ્રિય જનો મુજને તજી
ચાલિયાં નિષ્ઠુર બની,
વ્રણુ રૂઝાયા નવ હજી,
એ રૂઝશે, કહો, કયમ કરી ! "
" દિવ્ય લોકે જઇ રહી "
કોકિલાવાણી વહી. ૮
વિષમ સંકટ ધૂમથી
હૃદય મુજ આકુળ બને;

વિશ્વમાયા ઘૂમતી
ભ્રમણે ચઢાવે જો ! મ્હને; ૯
લોપશે કો ધૂમને ?
ભ્રમણ શમશે કો ક્ષણે ?
હૃદય નિર્મળ કંઇ બને ?
ને આત્મ મુજ શાન્તિ ભણે ? ”
કોકિલા કહે—“ જે ક્ષણે.
દિવ્ય ગાનો તું સુણે. ” ૧૦

( ખંડ શિખરિણી. )

વિમલ સ્મિત પ્રાચીમુખ વિશે
ઉદિત રવિ પૂરે કંઇ રસે !
અને ગાનો ઊડાં અનુપમ સુણ્યાં દિવ્ય ગણનાં,
અને આત્મા મ્હારો કંઇ તરી રહ્યો ગાનસરમાં. ૧૧

---

## ૧૫૪

## અગ્નિહોત્ર.

( શિખરિણી ).

નવે વિશ્વે લોકો—પરિચય વધ્યે પ્રેમ ઘટતો;
[illegible]ાનીએ ફૂંક્યો ક્ષણ વધી પછી અગ્નિ શમતો !
શું જાણે તત્ત્વોને જગજન બમે મોહવન જે ?
અહા મોંઘો અગ્નિ દિન દિન નવી દીપ્તિજ સજે. ૧

( ઇન્દ્રવજ્રા ).

ડૂબી જઇને ઘન અન્ધકારે
શીતે ધ્રુજી સૃષ્ટિ સમસ્ત ત્યારે
સ્વર્ગે થકી ઊતરી હૂંફ દેતો
આવ્યો અહિં દિવ્યજ અગ્નિ એ તો. ૨

( શિખરિણી ).

ઉતારી સ્વર્ગેથી મુજ હૃદય સ્થાપ્યો સ્થિર વસે
અમોલો એ વહ્નિ, દિનદિન વધાર્યો પછી રસે
ધીમે ત્હેં સંકોરી મૃદુ કર વડે, જીવન સખિ!
કદી એ ના ભૂલું સદય તુજ એ તો ઉપકૃતિ. ૩

( ઉપજાતિ ).

રહી સદા એ સહધર્મચારે
આ વિશ્વયાત્રા મહિં ભક્તિ ભારે
સંકોરી સંવર્ધો જ દિવ્ય વહ્નિ,
અપૂર્વ બે આપણુ અગ્નિહોત્રી. ૪
એ વહ્નિ ભક્તિથી સંધરીને,
હવિષ્ય મોંઘાં અહિં હોમી પ્રીતે,
ચાલ્યાં જશું જીવન પાર ક્ષેમે,
પૂજીશું ત્હાંએ સખિ! અગ્નિ પ્રેમે. ૫

---

૧૫૫

ચંદા.

( વિષમ હરિગીત. )

શાંતિ શીતળ વરષીને સુખમાં સુવાડું રાત્રિયે,
જે નદી, સરવર, અદ્રિ, તરૂવર, દિવસ તપીયાં તેમને;
કુમુદિની કરમાઇ દિવસે થાકીને સુઇ જતી,
તેને જગાડું કર વડે, મૃદુ સ્પર્શ કરીને પ્રેમથી.
કન્યકા હું કુળવતી, મુજ માત મ્હોટી મેદિની,
તેજસ્વી સૂર્ય પિતાજી મ્હારા, એમનાથી રહું બ્હીની;
માત મ્હારી પૂજ્ય તેની પ્રદક્ષિણા કરૂં ઉરથી,
મુજ તાત તે પણ પૂજ્ય તેવા, વંદના કરૂં દૂરથી.

નામ ચંદા મધુરૂં મ્હારૂં, પાડિયું મુજ માડિયે,
ઘણી વેળ વિચરૂં ખેલવા આ વ્યોમ કેરી વાડિએ;
માંહિ વ્હેતી વ્યોમગંગા દૂધ જેવી ઉજળી,
ને ફૂલડાં ખીલ્યાં રૂપાનાં તે ગણુંતી ફરૂં વળી;
ફરૂં બ્હીતી તાતથી. પણ માત મુજ મન ભાવતી,
નિજ સંગ લેઇ ધીમી ધીમી પ્રદક્ષિણા જ કરાવતી;
બન્ધુ મ્હારો રાહુ તે ઉઠયો કુછન્દી કૂબડો,
કંઇ કોટિ વેળ મુને કનડતો, એ અકારો થઇ પડયો.
બ્હાર જાય પિતાજી ત્યારે આંગણે રમું કોડથી,
રૂપા અને હીરા તણી ગેંદો લઇને દોડતી,
એક લઉં બીજી ઉછાળું, ત્રીજી શિર ઝીલું ધથી,
વળી ફેંકી સઘળી વેગળી માડી ભણી નિરખું હથી.
માગ્યું માત મહી કને ને તાતની અનુમતિ લીધી,
આ મૃગલું મ્હારૂં બાપુ ! હજી સુધા કેમ નથી પીધી ?
સુધા પાતી એહને–ભરી કુંભ આપ્યો તાતજી–
રાખું ઉછંગ મહિં સદા, એને કદાપિ ન દઉં ત્યજી.
વાંકું વળિયું રમ્ય રીતે અણીવાળું નાવડું,
માતા પિતાએ આપ્યું મુજને કોદી તે પર જઇ ચડું;
ચઢી મૂકું તરતું તે સ્વચ્છન્દ ચાલ્યું જાય ત્યાં,
ઊંડુ ભૂરૂં આકાશ કેરૂં જળ અમળ ફેલાય જ્યાં;
ત્યાં ઘને કો ઠામ વેરી ઝીણી રૂપેરી રેત તે,
લઉં ખેલવા લંબાવી કરને નાવડેથી જતે જતે.
તે બધી આ વેળ હરણું મ્હારૂં જે બહુ બ્હીકણું,
મુજ સોડમાં સંતાઇ સૂતું, એ મુને રૂચે ઘણું–
એવી મેઘની રેતી સરસું નાવ મુજ ઘસડાય જ્યાં,
મધુરા, રસીલા, મંદ, ઝીણા, સુન્દરા, સુર થાય ત્યાં;
માત્ર દિવ્યજનો સુણે એ મીઠું ગાન મનોહરૂં,

ને સુણે હરણું આહરૂં ને ઉંઘ મીઠી લે ખરૂં.
ઊઠી હું મૃદુ ને સુંવાળી સેજમાંથી જળતણી,
નાખું નજર ઝીણી સીધી સાગર અને ભૂમિ ભણી;
રંગ રાતું મુખડું મ્હારૂં કંઇ વિશાળું સિન્ધુમાં,
ધોધ કરી ચડું વ્યોમ, વળગ્યાં વાળશું જળબિન્દુડાં.
મેઘ પેલો મસ્તીખોરો મુજને રંજાડવા,
કંઇ યુક્તિઓ બહુ વિધ કરે બંગાણુ સુખમાં પાડવા,
પણ હું તો હસતી રમંતી ફરૂં ઉપર નભ વિશે,
ને એહ અસ્થિર મેહુલાશું કદી ભરાઉં નવ રીસે;
એજ મુજને પ્રેમભર આલિંગીને કદી લાડતો,
કો સમે નિજ સિંહાસને મુજને વળી બેસાડતો,
ને રૂપેરી કોરનો રૂમાલ ધોળો દે કદી,
કદી પાથરે મૃદુ સેજ તે પર વળી ક્ષણભર રહું પડી;
કો ઘડી વળી શામળી નિજ શાલ લેઇ તે વડે,
મારી ઝડપ રમતો રમંતો મુખડું મુજ ઢાંકી દિયે,
ને ત્યહાં અંબોડલો મુજ જાય છૂટી તે સમે,
ને વાળ ચળકંતા રૂપેરી વિખરી ચોગમ રમે.
પૂર્ણ પામી વિકાસ મુખ મુજ હાસ કરતું પ્રેમથી,
તે સમે સિન્ધુ વિશાળું નિજ ઉર વિસ્તરે સામો હશી,
ને કરંતો મંદ મંદ ઘુઘાટ ભરૂ આનંદ શું,
ફેંકી તરંગો મુજ ભણી ધીમે ધીમે નાચંત શું!
ભેટવા વિસ્તારી કરને બાથ ભીડું માતને,
તે મુને મંદ હસંતી નિરખે પ્રેમળીનાં લોચને;
અચળ પેલા તારલાની આસપાસ ઘૂમન્તી તે,
સપ્તર્ષિ કેરી ગાડલી મુજ દૃષ્ટિ પડતાં ફીકી બને.
નદીમાં, સરવરોમાં ને સિન્ધુમાં કદી ન્હાતી હું,
તે વેળ થોડા તારલાને સંગ મુજ લઇ જાતી હું;

ત્યાંહિ નાચું લ્હેર કરતી, વળી ડુબકાં ખાતી હું,
ને મૃગલું મ્હારૂં તેહને એ નવલ જળ કદી પાતી હું.
કદી ઉંચા પર્વતે ચઢી ટોચ પર ઉભી રહું,
નીચે બીછાવી મ્હેં રૂપેરી તેહ જાજમ નિરખું:
દૃષ્ટિ ઉંચી ફેંકું વળી ઉંડુ ભૂરૂં આકાશ જ્યાં,
ફરી જોઉં વળી રમતો પવન વનવેલી સંગે રાસ ત્યાં.
એક પર્વતરાજ મુજ નીચે વિરાજે વિસ્તરી,
જેનાં શિખર પર હિમ નિરંતર વાસ કરી રહે છે ઠરી,
નિજ તળે સુવિશાળ ખંડ પડયો અલૌકિક તેહની
વિધ વિધ દશાઓ ઉંચી નીચી કાળચક્રે ફરી ઘણી,
ને અનંત ગયોજ વીતી કાળ તેહમાં નિજ સ્થિતિ,
નિશ્ચળ રહી, તે જોઇ કરતો હાસ કંઇ ઉજ્જવળ અતિ;
એહવો મોટો મહીધર નભ મહિં ધરતો રસે,
હજ્જાર શૃંગે દર્પણો પ્રત્યેકમાં મુખ મુજ હસે.
કો સમે વળી મધ્ય નભમાં રહું ઊભી ઝઝૂમતી,
નીચે સુતાં જે ઝાડઝુંડો ત્યાં નજર મુજ ઘૂમતી;
મુજ કરે રૂપેરી બુટ્ટાદાર શતરંજી ગુંથી,
ત્યાં પડી તે જોવા હું નાખું દૃષ્ટિ ઝીણી મથી મથી.
પછી નીચે ઊતરૂં જ્યાં વ્યોમ પૃથ્વિ ચુમ્બતાં,
ને તરૂઘટાઓમાં મહિં મુજ પહોળું મુખ ધરી થંભું ત્યાં;
પછી સિન્ધુ કિનારપર પળમાત્ર હું ઉભી રહી,
કરી ડોકિયું ફરી એક વેળા, સરૂં જળસેજે જઇ.
મેઘ નિજ ચઢતી સમે મુજને દમે વિખુટી કરી,
માડી થકી બહુ વેળ લગી આ વ્હાલસોહી દીકરી;
વિરહ ટળી જે વેળ મળી મુજ માડીને નિરખું ફરી,
તે વેળે કેવું પ્રફુલ્લ મુખ મુજ! ધરે શોભા સુંદરી!
કોઇ કોઇ સમે તથાપિ વિયોગ અવધિ અંદરે

પાદ પ્રહારે તોડી ધનપડ, પછી જનની મન્દિરે,
ડોકિયું કરૂં જ્યાંહિ જ્યાંહિ પાડી બારી એમ મ્હેં,
ને માત મન્દિર મુકુર મૂકિયા મુખ નિરખવું ત્યાં ગમે.

ન્હાનું મ્હોટું થાય વપુ મુજ પણ નિરંતર અમર હું
ને જે સમે દેખાઉં નહિં તે સમે તાતની ગમ રહું;
એક ફેરી ફરી રહું માડી પછાડી જ્યાહરે,
જઉં એક વેળા ભેટ લેવા તાતની તો ત્યાહરે.

સલુણી સંધ્યા સખી પ્રિય મુજ, ભેટ લેવા તે તણી,
મુજ હોડલામાં બેશીને જાઉં કદી હું બની ઠની;
પવન મૃદુથી આંગણું વાળી સમાર્યું સ્નેહથી,
વેર્યાં કુસુમ નવરંગ એમાં ઝીણુ ઝીણા મેહથી.

શાંત એનું નિરખી મુખ મુજ સુખનદી નવ થોભતી,
નારંગી રંગે સાળુ સુંદર પ્હેરી સખી શી શોભતી !
ચકચકિત સહુ પ્હેલ ઓઢ્યો તારલો સખી બાલમાં,
લાડંતી અડકું એહને કદી આવી જઇ બહુ વ્હાલમાં.

એવી એવી રમત વિધ વિધ સખી સંગ રમંતી હું,
પણ ભેટવા આવે મુને એ ત્યાહરે ચમકી બીહું.
કેમકે સ્હામેથી પેલી આવી કાળી રાક્ષસી
મુઇ રાત્રિ એણે દૂર સખિયો કીધી ક્રૂર વચ્ચે ધસી.

ઉડી ગઇ મુજ સખી ઝીણી પાંખ નિજ ઝળકાવીને,
ને મુજને તો રાક્ષસીએ પકડી લીધી આવીને,
રાખી કરમાં થોડી વેળા પછી મુને તે ગળી ગઇ,
જાણે નહિ—હું અમર છું ને બેઠી મુજ મન્દિર જઇ !

૧૫૬

## સ્મરણલોપક કાળબળ નવ રૂચે મુજને કદી.

( ખંડ હરિગીત. )

અન્ય શાણા જન વળી
દે મ્હને આશ્વાસનોઃ—
કાળ ઔષધ દુઃખતણું;
હા ! એ નિરર્થક હું ગણું;
સ્મરણ લોપક કાળ બળ
નવ રૂચે મુજને કદી;
પ્રિયજનો નિત્યે રમે
મુજ સ્મરણમાં; એ શુભ સ્થિતિ.
કાળ ઓ ! તું તૃપ્ત થા
બાળ મુજ મોંઘો હરી !
માં પ્રહાર નવો તું દે
તુજ મન્ત્ર વિસ્મૃતિનો ધરી.
ચત્રુ મુજ સહુ વીસરું,
વીસરું જગ દુઃખને;
એક પ્રિયજન આત્મને
નવ વીસરું હું કો ક્ષણે.
ગાનબન્ધે રોકિયાં
અશ્રુજળ રેલાવીને
સ્મરણ મોંઘાં બાળનાં
તાજાં નિરન્તર છો બને.
અશ્રુ ઔષધ દુઃખનું
સ્નેહવૈદ્યે આપિયું;
અશ્રુરૂપે વહી જતું
વિષ ઉર વિશે જે વ્યાપિયું.

હા ! સ્મરણ તુજ ક્ષણ ક્ષણે
ઉર વિશેજ જગાડીને
શોક તુજ વિચ્છેદનો
ભૂલી જશું ધૃતિ ધારીને;
હા ! તદપિ શું શક્ય છે
સ્મરણ એવાં સેવવાં,
જે મહિંથી ટાળિયે
કટુ બિન્દુ દુઃખતણાં નવાં ?
સ્મરણ ને શોકાશ્રુનો
ભેદ કરતાં ક્યહાં શીખું ?
ક્ષીર નીર વિવેક એ
પ્રભુ ! તુજ કૃપાથી કરી શકું.

---

૧૫૭

## નિયમવશ માનવ.

( ખંડ હરિગીત. )

મન્ત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્યસ્થળ ભણી
જાતો વિકાસે મ્હાલતો;
અણુગણ્યાં બ્રહ્માણ્ડના
ગણ રહ્યા આ તસ્વરી,
એહ લક્ષ્યસ્થળ ભણી
ચાલ્યા જતા પદ સ્થિર ધરી;
માનવી જીવન તણો
ભવ્ય જે ઇતિહાસ તે,

અધિક એથી ભવ્ય વળી
ભાવિ તણો જ વિકાસ તે.
નિયમ વશ ઉત્ક્રાન્તિમાં
મેળ એનો છાજતો,
ઘટિત ઘટના યોગ એ
સંગીત સ્વર સમ રાજતો;
જીવને સુખ દુઃખના
રંગ વિધવિધ ગૂંથિયા,
નિયમ ગૂઢ વડે બધા
સંધાઇ એ સર્વે રહ્યા;
સર્વ સ્થળમાં વ્યાપિયું
નિયમનું સંગીત એ,
મૂળ સ્વર એ ગીતનો
ઇચ્છા નિયંતાની ખરે;
એક સ્વરજ પ્રધાન છે,
અન્ય તે સંગે ગૂંથ્યા,
તીવ્ર કોમળ રૂપ સહુ
બનતા વિકારો નવનવા;
ગૂઢ છે કંઇ યોજના
ભવ્ય એ સંગીતની,
એક યોજક દિવ્ય તે
સંગીત નાયક રહે બની;
મન્દ માનવ કીટ હું
દિવ્ય એ સંગીતમાં
દોષ ક્યમ કાઢી શકું ?
ક્યમ ભંગ કરું સ્વર રીતમાં ?



૧૫૮

## ખરી સબળતા.

ઓ મૃત્યુ ! ઓ દુઃખ! ભલેજ મ્હાલો!
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો !
ત્હમે ખરા બન્ધુ ગણી વધાવું
દંષ્ટ્રા કરાલ નિરખી નહિ ખિન્ન થાઉં.
ત્હમારી સીધી કંઇ વાદ કોટિ;
ન તર્કશાસ્ત્રો જીતશેજ કોદી,
હજાર વાદો ન કરી શક્યા જે,
તે એક તીક્ષ્ણ તમ શસ્ત્ર સમર્થ સાધે.
ભલે મ્હને નિર્બલ માની નિન્દો
કુતર્ક શાસ્ત્રી ! નિજ બુદ્ધિ વન્દો;
દુઃખો ઘસાશે, પણ બોધ સ્થાયી,
છાપે ઉરે સુદૃઢ છાપ, ન તે ઘસાય.
એ બોધને ઘેલપણું ગણે કો,
મ્હને ન ચિન્તા મન આ ક્ષણે કો;
વધાવું એ નિર્બળતાજ ઘેલી,
જેમાં રહી સબલતા દૃઢ ભક્તિ કેરી.

---

મણિલાલ.

૧૫૯

## વશીકરણ.

(ગરબી.)

જાણો તો વશીકરણી વિદ્યા જાણજો,
અબલા સેંજે સબલ થશો સંસારજો;
મંતર જંતર તંતર જૂઠાં ભામણાં,
જીભે મીઠાં મન મીઠાં સુખ સારજો. જાણો. ૧

જાપ અજપ પ્રીતિ નામ જપો મનથી તમે,
વ્રત પતિસેવા તન મનથી સચવાયજો;
દીક્ષા લ્યો રતિપતિની સાચી નિર્મળી,
માગો વર પરસુખમાં ભેદ ન થાયજો. જાણો. ૨
પ્રેમ તણો રસ ઝીલ્યો સીતારામશું,
એ રસ પીધો ગોપી શ્યામ શરીરજો,
સાવિત્રી મીરાં સર્વે એમાં ગળ્યાં,
દ્રૌપદી તારા મંદોદરી સતીશિરજો. જાણો. ૩
દોરી પ્રેમતણી જગજીવન જાણજો,
એણે બાંધ્યાં નવ છોડયાં છોડાયજો,
રૂપ રંગ રસ સાંધ્યાં ઉખડે સેંજમાં,
અંગ પડે પણ પ્રેમ નહિ પલટાય જો. જાણો. ૪
પ્રેમથકી જગ ભાસે સઘળું એકમાં,
એક રસે દૃઢ ભક્તિ ભજે ગુણવાનજો,
મૂરખ પ્રેમમણિનું તેજ ન ઓળખે,
અથડાઇ મરતાં પણ ન લહે સાનજો. જાણો. ૫
વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જલ જનનો તે શો ભારજો,
વિષ અમૃત ઝટ અગ્નિ શીતલ ઉકળે,
એવાંને મુજ વંદન વારંવાર જો. જાણો. ૬

---

૧૬૦

## અભાનોર્મિ.

### ( કાફી. )

ગગને આજ, પ્રેમની ઝલક છાઇરે, ગગને આજ–પ્રેમની—ટેક.
પૃથિવી રહી છવાઇ,
પરવતો રહ્યા નાહી,
સચરાચરે ભરાઇ રે. ગગને૦

વાદ ને વિવાદ ગળ્યા,
ઝેર વિખવાદ ટળ્યા,
જુદા સઉ ભેગા મળ્યા રે. ગગને૦
× × ×
ધન્ય ભાગ્ય તેનાં જેણે,
પ્રેમ પી નીહાળ્યો નેણે,
સુખને શું કહેશે વેણેરે. ગગને૦
સાંભળશે કોણ કહેશે,
શા થકી વખાણી લેશે,
ન કળે કહેવાઇ રહેશેરે. ગગને૦
પ્રેમ જે કહી બતાવે,
પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવેરે. ગગને૦

---

૧૬૧

## આસ્વાદોર્મિ.

( ગરબી. )

એવું બતાવે કોઇ આજ, મને કોઇ એવું બતાવે,
જેથી આવે અભેદનું રાજ, મને કોઇ એવું બતાવે. મને. ૧
મંત્ર અભેદ જપું અમો, પંથ અભેદ અભેદ,
ભેદ અભેદ વિષે ગળ્યા, એ અભેદ અમારો વેદ. મને. ૨
પ્રેમ પુણ્ય પરમાર્થ એ, વિવિધ નામવિસ્તાર;
સ્વારથ સરણિ એ બધી, છે અભેદ અનામી વિચાર. મને. ૩
હું–તું ભેદ પેટ પૂર્યા, વિવિધ ચળકતા રંગ;
દીઠા, વેઠયા, ને ગયા, નવ દીઠો અભેદ અભંગ. મને. ૪
ધર્મ કર્મ આચાર્ય ગુરૂ, સંત મહંત અનેક;
ભેદ થકીજ બન્યા રહે, તે શું આપે અભેદ વિવેક. મને. ૫

લાગે તો ઘડી એકમાં, ક્ષણમાં, પલમાં, આજ;
પ્રેમ પદારથ પારખે, તેને લાધે અભેદનું રાજ. મને. ૬
પ્રીતિ મૈત્રી પ્રેમને સ્નેહ, દયા રસ રંગ;
દીઠાં તે વેહયાં જ એ, એ તો ન્હોય અભેદનું અંગ. મને. ૭
હુંમાં તુંમાં સર્વમાં, અણુમાં રજમાં એહ;
તું હુમાં હું તુજમાં, એ અભેદ વિના જુઠો નેહ. મને. ૮
હુંમાં, તુંમાં એમ નહિ, હું તે તું, તું હુંજ;
હું તે સર્વ ને સર્વ હું, એવી ઉંડી અભેદની ગુંજ. મને. ૯
હું ભુલું જો હુંપણું, નિત્યે તું થઇ જાઉં;
તો પણ પ્રેમ કૃતાર્થ આ, નિત્ય ગાન અભેદનું ગાઉં. મને. ૧૦
ખેલ અનેક અનંત છે, કર્મ વચન, મનથીજ;
વિષ સાકર કહી પાઇએ, એમાં સાકર સ્વાદ નથીજ. મને. ૧૧
હોય અભેદ ઉપાસી તે, આવો ભેટો આજ;
તે સાચાં, હું તેમનો, બીજો પ્રેમ એ વ્યર્થ અવાજ. મને. ૧૨

---

૧૬૨

## માયાનો તિરસ્કાર.

### ઠુમરી—( કાફી, ધનાશ્રી, ભૈરવી ).

આંખ ભર્યે શું થાય? હઠીલિ! આંખ ભર્યે૦
ફેરવવા મુજ સરખા પાછળ,
તું વિધ વિધ પલટાય ! હઠીલિ ! ૧
રૂપથી વાણી વિલાસથી મોહથી,
બાંધવા તેજ ફસાય ! હઠીલિ ! ૨
હું રસઘેલો તું રસસુની,
મેળ હવે નહિ ખાય હઠીલિ ! ૩
લાજ તજી ઘરબાર તજ્યું વળી,
મિત્ર સગાં ને સહાય. હઠીલિ ! ૪

તોપણ પાસ તને નવ લાગ્યો,
આ દીલ રસ ઉભરાય. હઠીલિ ! ૫
તું રસમય બનકે તજ પાલવ,
રસ રસ રસ ઉભરાય ! હઠીલિ ! ૬
શું રસમણિ રસરૂપ બતાવે ?
રસત્વણુ વિરસ જણાય. હઠીલિ ! ૭

---

## ૧૬૩

## અમર આશા.

### ( ગઝલ ભૈરવી ).

કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે !
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઇ છે ! કંઇ.
જુદાઇ જીંદગી ભરની કરી રોરો બધી કાઢી,
રહી ગઇ વસ્લની આશા, અગર ગરદન કપાઇ છે. કંઇ.
ઘડીના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગમાવી એ કમાઇ છે. કંઇ.
ઝખમ દુનીયાં ઝમાનોના, મુસીબત ખોફના ખંજર;
કતલમાં એ કદમબોસી, ઉપર કયામત ખુદાઇ છે. કંઇ.
શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લુંટાઇ છે. કંઇ.
ફના કરવું ફના થાવું, ફનામાં રાહ સમાઇ છે;
મરીને જીવવાનો મંત્ર, દીલબરની દુહાઇ છે. કંઇ.
ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું;
સનમના હાથની છેલી, હકીકતની રસાઇ છે. કંઇ.
સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતાં અંદર ખડી માશુક સાંઇ છે. કંઇ.

ચમનમાં આવીને ઉભો ગુલો પર આફરીં થઇ હું,
ગુલોના પ્યારથી બચતાં બદન ગુલને નવાઇ છે. કં૦
હજારો ઓલીયા મુરશિદ ગયા માશુકમાં ડુલી,
ન ડુલ્યા તે મુવા એવી કલામો સખ્ત ગાઇ છે. કં૦

---

## હરિલાલ.

૧૬૪

( લાવણી. )

એ ભૂમિ અમારી, મૈયા અમારી, કોણ અવર કહેશે નિજની?
ન દઉં ઉચરવા!
એ સ્વદેશ માટે કો રણયજ્ઞે પ્રાણ આહુતિ દઉં સજની;
ન ચાહું ઉગરવા. એ ભૂમિ૦ ૧
પરાધીન થઇ ટપલા સહેવા ટાલ પડે શિર શરમ બદી!
ભલું એથી મરવું!!
ગુલામ કાફર, કાયર પદવી હિંદુ કાયર નામે ઠરી!
ભલું એથી મરવું!! એ ભૂમિ૦ ૨
અરે ન કાંઇ કરી એ બાળક મરદ મૂછ મુખ હજુ ન ખિલી!
હાયે શા મેહેણાં?
વયૃદ્ધામાં ઊછર્યા તે હાલે ફળે બજેથી ક્યાં ઉકળી?
હાયે શાં કહેણાં! એ ભૂમિ૦ ૩
નથી રાંકડા, નથી બાયલા, નથિ રે'વા નિત દાસ સરજ્યા;
ક્યમ ગાજિ ન કહિયે,
ઝઉ સ્વધર્મરંગી, સ્વકર્મસંગી, સ્વદેશજંગી, પ્રેમે ભિજ્યા!
હરિ એકજ કહિયે. એ ભૂમિ૦ ૪

૧૬૫

# રાણા પ્રતાપની હલદીઘાટની હોરી.

બાવરો બેરી હજુએ ન આવ્યો! નાવ્યો નાવ્યો!
બાવરો બેરી.

તોપ, બંદુક, તમંચા ભરી કરિ, સારી તૈયારી આ માટે;
એ પિચકારી ઉડાવું, મુંઝાવું, એ રંગે ભિંજાવી એ ઘાટે!
ઠીક ભેટિ ભેટીએ ઠાઠે! બાવરો બેરી. ૧
એ હિંદવાણી બનાવન ચાહત સતત મલિન મુગલાણી,
હું એ ખરો મુગલાણી બધાબાન રાની બનાવું બેભાની!
ન રાખું હું નામ નિશાની!!! બાવરો બેરી. ૨
બહુ બહુ મીર હરાવી હઠાવી વિલાવી અમીરે આખેલે,
હાલ જોઉ કેમ લાલા લડાયક જીતે એ જંગ નવેલે!!
ફેલે ફંદિ ફાવે શું રેલે! બાવરો બેરી. ૩
નહિ અમ આજ કાલે ઉધા ક્યાંથી:! સ્વશૂરે કુળે ક્ષત્રી જાયા!
કેસરિયાં કરિ કેસરી ઘૂમું, અનમ સિસોદિયા–રાવા!
એકલિંગજીની જ્યાં છાયા! બાવરો બેરી. ૪

---

૧૬૬

# વિકરાળ વીર કેસરી.

( સ્રગ્ધરાવૃત્ત. )

ધ્રુ ધ્રૂ ધ્રૂ ધ્રૂ ધ્રુધવતી! ગહનગિરિ, ગુહા, કાનને ગાજી ઉઠે!
પ્હાડોએ ત્રાંડ તોડી ગગન ધ્રુમિજતી, આભના ગાભ છૂટે!
ગેબી છે પિંગળા શી ચટપટિત સટા! પુચ્છ શું વીજ વીંઝે!
સ્વારી એ કેસરીની! ત્રિભુવન જયિની ચંડિકા એથી રીઝે!

૨.

એ તે શું નાદ કેરો અવિરત ઝરતો ઘોઘ આકાશ ફૂટ્યો!
કે એ શું ગર્જનાનો ત્રિભુવન દળતો ગેબી ગોળો વછૂટ્યો!

વર્સે શું વન્હિ કર્શે નયન પ્રજળીતાં! વજ્ર પંજે અગંજે;
હા હા શું રંજ? અંજે હૃદય ભડકતાં શૂરનાં ચૂર ભંજે

૩.

ઝંઝાવાતે ઘુમાવી અતળ વિતળ સૌ એક આકાશ કીધું!
ઉલ્કાપાતે ઘુમાવી તિમિર મિહિર સૌ ઘેરિ એ ઘોળિ પીધું!
શસ્ત્રાઘાતે ચલાવ્યું શર વહનિ ઝરે લોહનું સ્રોત સીધું!
ડોલ્યું સિંહાસનેરે! નૃપ મુકુટ પડયો! ક્રાંતિએ રાજ્ય લીધું!

૪.

કો કો કે કેની સહાયે! સહુ ભય વનમાં ભ્રાંતિમાં બીરૂ ભૂલ્યાં
સંરક્ષે કોણ પક્ષે? મરણ શરણમાં લક્ષ લક્ષેય ડૂલ્યાં?
તે તે તે કેસરી તેં લકુટિ તળપિ તે છિદ્ર છિદ્રે વિંધાવી!
સંકોડી અંગ અંગે રૂધિર ઝરણમાં ભીષ્મ-વૃત્તિ સુહાવી!

૫.

( અનુષ્ટુપ છંદ. )

વીરશ્રી ધન્ય એ ભક્તિ! ધન્ય પ્રૌઢ પરાક્રમ!
અખંડોદંડ સામ્રાજ્ય કેસરી વન-વિભ્રમ!

---

બાલાશંકર.

૧૬૭

## બોધ.

( ગઝલ. )

ગુજારે જે શિરે ત્હારે, જગતનો નાથ તે સ્હેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે.
દુનીઆંની જૂઠી વાણી વિશે જો દુઃખ વાસે છે;
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે.
કચેરી માંહિ કાજીનો નથી હિસાબ કોડીનો;
જગત કાજી થઇને તું, વ્હોરી ના પીડા લેજે.

જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિં ભાસે;
ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે.
રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે;
દિલે જે દુઃખ કે આનંદ કોઇને નહિં કહેજે.
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે;
ઘડી જાયે ભલાઇની મહા લક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત સ્વાનંદે ખરૂં એ સુખ માની લે;
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.
કટુ વાણી સુણે જો કોઈની વાણી મીઠી કહેજે;
પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે પ્રારબ્ધ તો ઘેલું રહે તે દૂર માગે તો;
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે.
રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટું છે;
જગત્ બાજીગરીનાં તું બધાં છલબલ જવા દેજે.
પ્રભુનાં નામનાં પુષ્પો પરોવી કાવ્યમાલા તું;
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે.
કવિ રાજા થયો શી છે પછી પીડા તને કાંઇ;
નજાનંદે હમેશાં બાલ મસ્તીમાં મજા લેજે.

---

## ગોવર્દ્ધનરામ.

૧૬૮

## કોકિલાને.

નીલ લીલમ સમાં લાલ ગાલે બેઠાં તમે જે તણેરે,
એવા રૂડા આંબલીયાની ડાળ મુકીને, કોયલ, ક્યાં ગયાંરે ?
ઉચે સોહે પ્રભાતના રંગ રાતા રાતા આભમાંરે,
તેવા નાચે નીચે આના મ્હોર!......મુકીને.

શાસ્યો શાસ્યો આંબલિયો આ કાળ વસંત સમીરમાંરે,
સુનો તોય તમો વિના આજ.........મુકીને.
કાળા કાળા ભેદી જાડા મેઘ, કિરણ શશિરેખાનાંરે,
ઠારે આંખ, ન લેખા જણાય !......મુકીને.
ભેદી તિમિર તણાં પડ એમ ઉંડાં ગાણાં તમ તણાંરે,
શુણે કાન, તમો ન દેખાવ !.........મુકીને.

× × × ×

શશિરેખાની સુંવાળી જાત નદીના તરંગમાંરે,
ઉંચી નીચી ન્હાની મ્હોટી થાય,......મુકીને.
નૈક લ્હેરીમાં નેકજ થાય, પરપોટાના ઉરમાંરે,
બેસી વ્હેતી વ્હેતી સરી જાય......મુકીને.
તેમ આજ ઘણાં અમ ઉર તેમાં ગાન તમ તણુંરે,
એક લપસે બની શતકાય !.........મુકીને.
ઉંચી નીચી ઘણી વીચિમાળ ઉપર બાણુ સમ સરીરે,
જોતા જોતામાં શફરી જાય,.........મુકીને.
તેમ તિમિર તરંગની માળ ઉપર ગાન તમતણુંરે,
લીસું લીસું આજે સરી જાય.........મુકીને.

× × × ×

અર્ધ નિદ્રા સમે પ્રિય સ્પર્શ સમું કુજ્યું તમ તણુંરે,
ચમકાવે અમારાં ચિત્ત !...........મુકીને.
ભરનિદ્રા સમે પ્રિય સ્પર્શ સમું કુજ્યું તમતણુંરે,
અમ ઉરમાં ભરે સુખસ્વપ્ન.........મુકીને.

× × × ×

રૂડે ચાંદલે રમ્ય કલંક, તેવાં તમે સર કરેરે;
ચંચૂ ભરતાં ભાસો તે કાસાર.........મુકીને.
કુળી કુસુમ તણી ! તમ વાસ આવે આ તિમિરમાંરે;
કુંળી પાંખડીઓ ન દેખાય........મુકીને.

તેજ તારા તણું દેખાય ઝીણું ઉંચું આભમાંરે,
તારો જોવાય ના, ન ઝલાય !......મુકીને.
તેવું ગાન તમારૂં, શુણાય ઉંડું ઉંડાણમાંરે,
તમો દેખાવ ના, ન ઝલાવ !..........મુકીને.

---

૧૬૯

## કુમુદ સુંદરીનો સરસ્વતીચંદ્રને પત્ર.

અવનિ પરથી નભ ચ્હડયું વારિ પડે જ પાછું ત્યાં ને ત્યાં;
ટુંકું કર્મ ટુંકું રહેવાને સરજેલું આ ધરતીમાં.
નભ વચ્ચોવચ રંગીન થાતાં ગરુડ રાજની પાંખ થકી
સુભગ ઘડિક એ બન્યું; નવાઇ ન, એ દશા જો નાજ ટકી.
પણ ઉંચા નભના સંચારી પક્ષિરાજ તું આવ્યો આ
ધરતી પર ત્યાંથી ઉડ પાછો; પક્ષ–હીનનો દેશજ આ.
ફફડાવી પાંખો સોનેરી, રચ રસ યંત્ર તું રસધરમાં !
વિશાળ વ્યોમ માપી લે, ને ન્હા સૂર્યકિરણના સરવરમાં !
ગિરિશિખિરે, ઘનમાં, ને નભમાં ઉચો તું ઉડશે જ્યારે,
સૂર્યબિમ્બથી સળગી ઉતરતા કરઅંબાર વિશે જ્યારે;
સુવર્ણ પક્ષની જશે ભભક બળી તે સમયે તુજ કીર્તિને
જોઇ જોઇ પૃથ્વી પરથી પૂજીશું ઉર મર્મથી અનુમોદીને.
નહિ ઉડાયે પોતાથી પણ પ્રિયની વિમાન ગતિ જોઇ
રાચવું એટલું રહ્યું ભાગ્ય તે રાખ ! નીકર રહીશું રોઇ.

---

૧૭૦

## ગઝલો.

"દીધાં છોડી પિતામાતા, તજી વ્હાલી ગુણી દારા,
"ગણ્યા ના મર્મ ભેદાતા; લીધો સંન્યાસ એ, ભ્રાતા ! ૧

"પિતા કાજે તજી વ્હાલી, ન માની વાત મ્હેં ત્હારી !
"ગણ્યા ના ગાઢ નિઃશ્વાસ; લીધો સંન્યાસ એ, ભ્રાતા ! ૨
"થયો દારુણ મન માન્યો, વિફળ થઇ સ્નેહની સાનો,
"હવે સુકુમાર ઉર ફાટી, જતું જોતું રહ્યું આટી. ૩
"હવે તે દેવી રોવારે ! અધિકારી ન લ્હોવાને
"પ્રિયાનાં આંસુ હું, ભાઇ;—ન એ રહેવાય જોવાઇ. ૪
"અહો ઉદાર વ્હાલીરે ! ટકાવી દેહ રાખીરે
"ન ભૂલાતું તું ભુલી દે ! વિધિનું ધાર્યું વેઠી લે ! ૫
"અહા ઉદાર વ્હાલીરે ! સતી તું શુદ્ધ શાણીરે !
"ન જોડાતું તું જોડી દે ! છુટેલાને તું છોડી દે ! ૬
"અહો ઉદાર વ્હાલીરે ! સતી તું શુદ્ધ શાણીરે !
"છુટે ના તે નિભાવી લે ! પડ્યું પાનું સુધારી લે ! ૭
"અહા ઉદાર વ્હાલીરે ! દીઠું તે સ્વપ્ન માનીરે
"ન ભુલાતું તું ભુલી દે ! દીસે તેને નીભાવી લે ! ૮
"અહો ઉદાર વ્હાલી રે ! ન નિવારાયું ભાવિરે
"ન ભૂલાતું તું ભુલી જા—વિધિનું પાયું તે પી જા. ૯
"અયિ ઉદાર ઓ વહાલી ! સખા ! વ્હાલા ! ખરાભાઇ !
"અમીની આંખ મીંચોને ! જનારાને જવા દોને ! ૧૦

× × × ×
× × × ×

"અહો ઓ જીવ મ્હારારે, દઇ આ દંશ દારાને,
"ઘટે ના વાસ સંસારે,—ઘટે સંન્યાસ તો ત્હારે. ૧૧
"અહો ઓ જીવ મ્હારારે ! દઇ આ દંશ દારાને,
"ઘટે ના ભોગ સંસાર, ઘટે ના શાંત સંન્યાસ. ૧૨
"શરીરે ભસ્મથી છાયો, ઉરે અત્યંત સંતાપ્યો,
"ઉંડો જ્વાળામુખી જેવો—હવે સંન્યાસ આ તેવો ! ૧૩
"તજી હું ત્યાં પડી છૂટી સરિતા અબ્ધિમાં સુતી !
"ગિરિ ! એ સાંકળી તુંને નહીં તોડી કદી તુટે. ૧૪

જડાઇ ભૂમિમાં સ્થિર, ઉંચે આકાશ ઉદ્ગ્રીવ
" થઇ ત્હારે રહેવું જેવું નદીનું અબ્ધિમાં રોવું. ૧૫
" હવે સ્વચ્છન્દચારી હું ! યદ્દચ્છાવેશધારી હું !
" પતંગો ઉડતી જેવી–હવે મારી ગતિ તેવી. ૧૬
" ઉડે પક્ષિગણો જેમ, હવે મ્હારે જવું તેમ;
" સમુદ્રે મોજું રૂહે તેવું હવે મ્હારેય છે રહેવું. ૧૭
" નહી ઉંચે નહી નીચે મળે આધાર, ઘન હીંચે
" નિરાધાર–નિરાકારઃ-હવે મ્હારીય એ ચાલ ૧૮
" સ્ફુરે પોતે, ન દેખાય, કુમુદની ગન્ધ ગ્રહીવાય
" અરણ્યે એકલો વાયુ ! જીવન એ ભાવિ છે મ્હારું. ૧૯
" જહાંગીરી–ફકીરી એ ! લલાટે છે લખાવી મ્હેં !
" પ્રજન ગો હું–નૃપાળ એ હું ! ફરે ઓ એકલી તું તું !" ૨૦

---

## ૧૭૨
## સ્નેહનિદાન.
### ( હરિગીત. )

મુજ વૃત્તમાં નથી કો નવાઇ, શીવાય પણ હું શું કહું ?
પૂછ્યું તથાપિ તમેજ તો હું નકાર પણ શી રીતે ભણું ?
મુજ જેવું વૃત્ત ઘણાંકનું શુણશો પુછ્યે આ દેશમાં;
પરદેશી સજ્જન ! હિન્દુઓ ગાળેજ જીવન કલેશમાં !
નરજાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છન્દથી;
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઇ.
પણ્ડિત પિતા તણી આત્મજા ભણી કંઇ હું તાત પ્રતાપથી:
મન વિકસીયું, ઉર મ્હોટીયું સદ્ગુણ વિશે બહુ ભાવથી.
હું ન્હાનપણથી આશ આથી ઘણી ધરી મન માણતી.
પણ હાય ! હીન્દુ તણે લલાટ લખ્યા ન લેખો જાણતી.
શૈશવ વિશે કર પીડીયો અજાત એક શિશુજને;

ઉદ્વાહનાજ કરારમાં સહી કીધી મુજ મુજ ગુરૂજને;
તાતે કહ્યું " તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે;
" પ્રિય પતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે."
હું બોલીઃ " કાન્ત ગણાય છે ઉરવારિધિના ચંદ્રમા;
" મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના?
" સન્ધિ થયો નથી, છે નહિ, નક્કી ન કે થાશે જ તે,
" અમ ચિત્તનો; તો શીખવો, પ્રિય તાત, ક્યમ મુજ કાન્ત એ.
" તમ પાસ ભણતાં હું ભણી—મન જોડવાં વિધિ હાથમાં;
" વિકસેજ પદ્મિની એકલા દિનનાથ કેરા સાથમાં,
" સંસાર માંહિ પ્રયાણ કાજ જા પાન્થ ચેતન સર્વ છે;
" એ એકથીજ ભલાં પ્રવાસ વિશે વળીઃ કહ્યું એવું યે.
" એ મિત્રતાનો હેતુ, પણ રસ ઐક્ય વણ નહિ મિત્રતા;
" નહિં ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળી પર સ્થિરતા;
" રસઐક્ય વણ મનઐક્ય નહિ એ સૂત્ર શીખવ્યું તે દિને,
" મનઐક્ય વણ નહિ મિત્રતા પ્રભવે, ગુરૂજી, કો રીતે.
" સ્ત્રી પુરૂષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે;
" ઘણીવાર આપની પાસથી મ્હેં તાત, એવુંજ શુણ્યું છે.
" અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દમ્પતી;
" વિનિમય કરે નિજ રસતણો ઉર ઉર આગળ ઉઘડી.
" સંસાર સ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ;
" સ્ત્રી પુરૂષની તેથીજ સઉમાં મિત્રતા ઉત્તમ કહી.
" એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાઈ દમ્પતી ભાવનું
" રસઐક્યથી ઉત્પન્ન થઇ રસઐક્યનેજ વધારતું.
" રસઐક્ય તો નહિ હોય ત્યાં ક્યમ મિત્રતા એ સંભવે?
" રસ ઐક્ય વળી વિધિવણ નહિ કદી ધ્રતર કો સરજી શકે.
" હે તાત! તે સૃજવા તણી આજ્ઞા કરી આપે મને;
" તો કેમ કરી કરવું અશક્ય જ એવું તે શીખવો હવે.

" હું કિંકરી છું તમતણી, કરૂં હોય શક્તિ સાધ્ય જે;
" શિર વેચી પણ તમ વચન પાળું–શક્તિ એટલી સાધ્ય છે.
" વિધિ હસ્તગત ઉરતન્ત્ર પણ ક્યમ કરી કરૂં ગતિવાળું હું ?
" મુજ ઉરતણું પર ઉર સાથ શી રીત લગ્ન કરાવું હું ? "

---

૧૭૨

## કેશવલાલ.

મન તું ગમાર થામાં, દોષમાં દબાઇ જામાં—મન૦
રાચ્યું કેમ રાગ રંગે, સુખ ભોગને પ્રસંગે;
સુત મિત્ર ને સગામાં, મન તું ગમાર થામાં—દોષ૦
ભવ જલ જાણ ભારે, તે થકી ન કોઇ તારે;
તોરમાં હવે તણામાં, મન તું ગમાર થામાં—દોષ૦
ક્રોધ કામ લોભ ચોર, ચોરે તારૂં ચારે કોર,
મોહ મત્સરે મરામાં, મન તું ગમાર થામાં—દોષ૦
વિવિધ ઉપાધિઓમાં, સુખી હોય કોક સોમાં;
દીનતા ભરી દશામાં, મન તું ગમાર થામાં—દોષ૦
સુખ દુઃખ જોઇ જોઇ, દિન રાત રોઇ રોઇ;
ધન–જનકાજ ધામાં, મન તું ગમાર થામાં—દોષ૦
તન બલ બુદ્ધિશાળી, વિનય વિવેકવાળી,
સમજણ જાય વામાં, મન તું ગમાર થામાં—દોષ૦
કેશવકૃપાળુ હરિ, શોધિ લે વિચાર કરી;
માણ તું પછી મજામાં, મન તું ગમાર થામાં—દોષ૦

---

૧૭૩

તૂટ્યો મારો તંબુરાનો તાર,
ભજન અધુરૂંરે, રહ્યું ભગવાનનું—તૂટ્યો૦

એક તૂટતાં બીજા રે તાર અસાર છે,
જીવાળીમાં નહિ હવે જીવજી;
પારીયા પડયા પોચારે, નખલીયું નામનું-તૂટયો૦
તરણુ પડી છેરે બાતલ તુંબડે,
લાગે નહિ ફુટી જતાં વાર;
ખૂટીનું ખેંચાવુંરે, કાંઇ ન કામનું—તૂટયો૦
રંગ ચડેલો કાચોરે, કહો તે કેમ રહે ?
થોડી ઘણી પોચી પડી જાય;
ખેલ બગડતાં ખાસોરે, ભાન ન તાનનું—તૂટયો૦
સ્વર મેળવીએ શેમાંરે, તાલ બેતાલ છે.
ઢોલકમાં પણુ કાંઇ ન ઢંગ;
બંધ થયું છે બારૂં રે, હરિ રસ પાનનું—તૂટયો૦
ખરચી હવે ખૂટીરે, બુટી હવે બીજી નથી,
હરિ હવે ઝાલો તમે હાથ;
કહું છું કામ ન મારેરે, ધન જન ધામનું-તૂટયો૦
કેશવ હરિની કરણીરે, કોઇ ન જાણી શકે,
વાણી મન પાછાં વળી જાય;
બલ ચાલે નહી એમાંરે, મહા બળવાનનું-તૂટયો૦

---

૧૭૪

## મેમાનને વિનંતિ.

અમે તો આજ તમારા, બે દિનના મેમાન;
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન. અમે.
આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન;
પાછા કોઇ દિને નહિ મળીએ, કયાં કરશો સન્માન ? અમે.

સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપી સદ્દગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન. અમે.
લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન;
હોય કશી કડવાસ અમારી, તો પ્રિય કરજો પાન. અમે.
કેશવ હરિએ કરૂણા કીધી. ન ભમો ભૂલી ભાન;
તત્ત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જાન. અમે.

---

૧૯૫

## મણિશંકર.

### ( રાગ શંકરાભરણ. )

આજ મહારાજ! જલપર ઉદય જોઇને;
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે!
સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન—
નિજ ગગનમાંહિ ઉલ્લાસ પામે!
પિતા! કાલના સર્વ સન્તાપ શામે!
નવલ રસ ધવલ તવ નેત્ર સામે,
પિતા! કાલના સર્વ સન્તાપ શામે!
જલધિ જલદલ ઉપર દામની દમકતી!
યામિની વ્યોમસર માંહિ સરતી!
કામિની કોકિલા કેલિ કૂજન કરે!
સાગરે ભાસતી ભવ્ય ભરતી!
પિતા સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!
સરલ તરણી સમી સરલ સરતી!
પિતા સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!

---

૧૭૬

## વ્હાલાંઓને ઉપદેશ.

( ઓધવજી સંદેશો એ રાહ. )

સાંભળજો, વ્હાલાંઓ! વચનો દીનનાં;
દીનપણું છે પરમ દયાનું પાત્રજો!
મોટો એ અધિકાર તમારો માનવી;
અધિકારી છો જેનાં માનવ માત્રજો!
એક પિતા પરમેશ્વર જાણો આપણો;
નિકટ સગાંઓ સમજો ભાઇ બ્હેન જો!
નીકો ન્હાની મોટી જે જીવો તણી;
વહતું તેમાં એક અખંડિત વહેન જો!
હસનારાઓ સાથે હસવાનું ઘટે;
રડનારાંની સાથે રડવું તેમ જો!
એક બીજાનાં આંસુડાંઓ લુછતાં;
ઉંચાં ચડશો ઓ પુરૂષો સૌ એમ જો!
ભૂતદયા છે ધર્મ બધાના મૂળમાં;
સઘળાએ સન્તોનો એ ઉપદેશ જો!
દિવ્ય દયાસાગર યાચંતાં આપજો!
દીન જનોને અમને એનો લેશ જો!

---

૧૭૭

## મહેમાનોને.

મહેમાનો! ઓ વ્હાલાં! પુનઃ પધારજો?
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો!
કરજો માફ હજારો પામર પાપ જે—
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો!
મહેમાનો! ઓ વ્હાલાં! પુનઃ પધારજો!

ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમેઃ
ઉતર્યાં રંક ઘરેઃ શા પુણ્યપ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેશ ન લીધો લલિત ઉરનો લ્હાવ જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

---

૧૭૮

## વસંતવિજય.

" નહિ નાથ ! નહિ નાથ ! ન જાણો કે સવાર છે;
" આ બધું ઘોર અંધારૂં—હજી તો બહુ વાર છે. "
હજારો વર્ષો એ વચન નિકળ્યાને વહિ ગયાં,
ખરે ! વક્તા શ્રોતા નથી તદપિ એ વિસ્મૃત થયાં;
સહુ માદ્રી પાંડુ તરતજ પિછાને ઉચરતાં,
વટી જો કે વેળા અસીમ શતશૃંગે વિચરતાં.

ગિરિના પ્રાન્તમાં કોઇ બાંધી પર્ણકુટીદ્વય,
બન્ને રાણી તથા રાજા કરતાં કાલ ત્યાં ક્ષય.
નિદ્રા પ્રશાન્ત જરીએ ન હતી થયેલી,
દુઃસ્વપ્નદર્શન મહિંજ નિશા ગયેલી;
ખુલ્લા પ્રદેશ પર જૈ ફરૂં થોડિ વાર,
ઊઠયો નરેન્દ્ર મનમાં કરી એ વિચાર.
ધીમે શયનને છોડી જરા એ બ્હાર જાય જ્યાં,
" નહિ નાથ ! નહિ નાથ ! શબ્દો એ સંભળાય ત્યાં.
" પ્રિયે માદ્રિ ! શું છે ? નથી નથી જતો સ્નાન કરવા;
" વળી નિદ્રા, માટે અહિં તહિં જરા જાઉં ફરવા;
" મટયું આ અંધારૂં તરત નથી રાત્રિ પણ બહુ,
" હમેશાંને સ્થાને પછી કરીશ હું આહ્નિક સહુ. "

ન જવાનું કહી દેવી નિદ્રાવશ થઇ હતી;
જાગ્રતિ ક્ષણુ રોકાઇ ફરી પાછી ગઈ હતી.
સારૂં થયું પ્રિય સખી થઇ છે પ્રસુપ્ત,
સાચી બિના નહિજ રાખી શકાત ગુપ્ત;
સંતોષથી નૃપતિ થાય હવે વિદાય,
છે અંધકાર, પણુ ભૂલ જરા ન ખાય.
કંસારી તમરાંઓના અવાજો આવતા હતા;
સ્થલ–કાલ છતાં શાંત બન્નેને ભાવતા હતા.
વહે થંડો વાયુ કરી દઇ બધે શાંતિ વનમાં,
ઘણા થોડા આજે ઉડુગણુ પ્રકાશે ગગનમાં;
હજી એકે પ્રાણી ગિરિમહિં નહિ જાગ્રત દિસે:
વધે અંધારામાં નરવર અગાડી વન વિશે.
ત્યાં, જવું હતું તે આવ્યું સર સુંદર પાસનું,
આપ્યું હતું પુરા જેને નામ "માદ્રીવિલાસ"નું.
ઝાંખી ભરેલ જલની સ્થિરતા જણાય,
જોતાંજ તર્ક નૃપના ક્યંહિએ તણાય;
બેસે શિલા ઉપર ચાલી સચિંત રાય;
ઉંડા વિચાર મહિં છેવટ મગ્ન થાય.
અનિદ્રાશ્રમથી તેનો ધૈર્યભ્રંશ થયો હતો;
પૂર્વના સ્મરણોમાંજ ઘણો કાલ ગયો હતો.
થવા માંડયાં ત્યાં તો રવિ ઉદયનાં ચિહ્ન સઘળે,
ઉડેલી સૃષ્ટિના વિષમ સ્વર સાથે સહુ ભળે,
જવા માંડયું સર્વે સ્થળ અહિંથી અંધારૂં ઝટ જ્યાં,
પુરાયો પ્રાચીમાં નવીન સરખો રંગ પણુ ત્યાં.
કોલાહલ થવા લાગ્યો અરૂણોદયથી બધે;
પૂર્વની રક્તિમા સાથે સહુ આ ક્ષોભ એ વધે.
વૃક્ષો અદૃશ્ય સઘળાં નજરે પડે છે,

ધોળાં અનેક ગમથી ઝરણાં દડે છે;
એ દેશ ચક્ષુ તજી ઉપર જ્યાં ચડે છે,
ઉંચાં પ્રચંડ શિખરો નભને અડે છે.

"અરે શું આટલો કાલ નિષ્કારણ વહી ગયો,"
સદ્ય એવું કહી રાજા સ્વસ્થાનેથી ઉભો થયો.

ઉઠી જોતાં શોભા બહુજ બદલાયેલ નિરખી,
ટક્યું પાછું ધૈર્ય સ્મરણ મહિં આવી પ્રિય સખી;

"નિહાળું છું શું હું મનહર વસંતપ્રસરને!
અરેરે! શેની, શી અનુભવ કરૂં છું અસર એ!"

સૃષ્ટિસૌન્દર્યને જોતાં કૈં રોમાંચ થયું હતું,
ઘણા દિવસનું પેલું યોગાંધત્વ ગયું હતું.

ઉંડે દોડે એવી જલભર કરે ગમ્મત ઘણી,
નિહાળી તે જોયું વળી પછી જરા પર્વત ભણી;
ગમી ના એ વૃત્તિ હૃદય રસથી સંયમ ચડ્યો,
"થઇ ન્હાવા વેળા" નૃપતિ કહી એવું મહિં પડ્યો.

સ્નાનથી થઇને શાંત પડ્યો એ નિત્ય કર્મમાં;
જતાં રાગ બની વૃત્તિ પાછી તદ્રૂપ ધર્મમાં.

પૂરૂં કરી તરત તે સ્થલને તજે છે,
ઇચ્છા વિરૂદ્ધ દૃઢ આગ્રહને સજે છે;
શાને થવું પતિત આશ્રમધર્મનાથી,
"સૌન્દર્ય શું? જગત શું? તપ એજ સાથી."

જઇ આશ્રમમાં લે છે નિત્ય માફક ભોજન,
ઇચ્છ્યું પછી જરી નિદ્રા પૂર્ણ વિસરવા વન.

ઉઠ્યો થોડીવારે નૃપતિ જ્યમ નિદ્રા કંઇ લઇ,
મનોવૃત્તિ તેવી સ્થિર વિમલને સાત્વિક થઇ;
જઈ થોડે છેટે પછી અનુભવે શીતલ હવા,
પડે દૃષ્ટિ માટે વન તરફ લાગે નિરખવા.

અક્ષુબ્ધ હૃદયે જોઇ રચના એ ઋતુ તણી,
મળવાને પછી ચાલ્યો બીજી પર્ણકુટી ભણી.

માદ્રીજ ફક્ત હતી હાજર એહવાર,
કુંતા ગયેલ કંઈ કારણથી બહાર.

માતા સતી નકુલ ને સહદેવની એ,
હા ! તાપસી નૃપની સાથ હતી બની એ.

ઝીણા વલ્કલને આજે એણે અંગે ધર્યું હતું;
નહિં લાવણ્યને ઓછું વનવાસે કર્યું હતું.
" નથી શું કુંતાજી ? નહિં અરર આંહિં રહી શકે,
" પ્રિયે ! તું એકાકી, સ્વજન વિણ વૃત્તિ કયમ ટકે ?
" ખરે ત્યારે આનો અનુભવ જરા આજ કરીએ, "
" જરા આ પાસેના ઉપવન વિશે કાંઇ ફરીએ. "
પ્રસંગ બદલાતાં એ સિદ્ધાન્ત વિસરી ગયો;
મટી તાપસ એ પાછો ભર્તા—સ્વામી ખરે થયો.

શાન્તિ મહિં નહિં થયો કંઇ ફેરફાર,
એથીજ હાલ નૃપતિ વિસર્યો સવાર:
માદ્રી નહિં કરી શકી કંઇએ નકાર,
જાણેલ હોય કદિ શું વિધિના પ્રકાર ?

પૂર્વાશ્રમ તણી બુદ્ધિ પાછી આવી ગઈ હતી;
ફરે સાંપ્રતને ભૂલી વનમાં સાથ દંપતી.

વહી જતાં ઝરણાં શ્રમને હરે,
નિરખતાં રચના નયનો ઠરે;
મધુર શબ્દ વિહંગ બધાં કરે,
રસિકનાં હૃદયો રસથી ભરે.

વસંતે સ્થાપેલું પ્રબલ નિજ સામ્રાજ્ય સઘળે,
નવાં લીલાં વસ્ત્રો તરુવર ધરે છે સહુ સ્થળે;
બધી સામગ્રી એ મદનરસથી સૃષ્ટિ ભરતી,

જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી.
ઉછળ્યું લોહી તેથી એ સાવચેત થયો નહિં;
સ્ત્રી સંગે નર્મગોષ્ઠીમાં વધે છે વનની મહિં.

ઉત્તુંગ નમ્ર સહકાર દિસે ઘણાય,
લાખો વળી અગરૂ ચન્દન ત્યાં જણાય;
વૃક્ષો લતા–સકલ–કંપક અપૂર્વ રંગ,
જામે ન કાં પ્રબલ મિત્ર વડે અનંગ!

ફરતાં ફરતાં આવ્યો એક માલતીમંડપ;
પ્રવેશ સતીની સાથે કરે છે તે મહિં નૃપ;
ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લીઓથી પરિમળ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય.
બેસીને કોણ જાણે ક્યંહિ પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાખે હલાવી રસિક હૃદયને–વૃત્તિથી દાબ જાય.
" સાંભળ્યું મોહ પામીને હવે કોકિલકૂજન;
" પ્રિયા પંચમ વૃષ્ટિથી ન્હાવાનું થાય છે મન."
જરા શંકા પામી તદપિ નહિં કાંઈ કહી શકી,
વળી એવી ભીતિ નૃપવદન જોતાં નહિં ટકી;
નહિં રાજાજીનો હુકમ પણ પાછો કદિ ફરે,
વિચારી એ માદ્રી તરતજ જરા કૈં શરૂ કરે.
દિવ્ય રાગ શરૂ થાતાં બન્યું શાન્ત બધું વન;
લોહચુંબકથી જાણે ખેંચાયાં સર્વનાં મન.

માધુર્ય એ ઉછળતું ક્યંહિ ના સમાય;
હા! કેમ આ હલક અંતરથી ખમાય!
સાથે મળ્યાં તરત દંપતી સર્વ દોડી,
બેઠી રહ્યાં સ્વર વિશે દ્રઢ વૃત્તિ જોડી.

ઘેલી બની બધી સૃષ્ટિ રસમાં હાલ ન્હાય છે,
હાય! એકજ પાંડુના હૈયામાં કૈંક થાય છે!

સંગીતામૃત વર્ષતાં પ્રથમ તો આનન્દ વ્યાપી ગયો,
સાથે—એક કરૂં પ્રિયા હૃદયને આવેશ એવો થયો;
ખેંચાયું પણ વેગ પૂર્ણ કરતાં—આવી સ્થિતિની સ્મૃતિ,
રાખે અંકુશ તોય સ્પષ્ટ વપુમાં દેખાય છે વિકૃતિ.

નિહાળી નૃપને રાણી જરા ગાતાં રહી ગઈ,
હાયરે! ઉલટી તેથી તેની શાંતિ વહી ગઇ!
" પ્રિયે! મારી!—આહા! સહન મુજથી આ નથી થતું,
" નહિં મારે જોયે તપફલ ભલે એ સહુ જતું;
" ચલાવી દે પાછી મધુર સ્વરની રમ્ય સરિતા,
" છટાથી છોડી દે, અરર! કયમ રાખે નિયમિતા!"
વૃત્તિઓ પરથી તેનો અધિકાર ગયો હતો;
અપૂર્વ ધ્વનિથી છેક મદોન્મત્ત થયો હતો;
" સખી દેવી વ્હાલી! સ્વરૂપ તુજ આજે બહુ દીસે,
" ખરે રંભા જેવી રસમય અહીં—નંદન વિશે."
નિહાળે વર્ષાવી પ્રણયરસ બન્ને નયનથી,
જરા ધાસ્તી પામે સતી પણ હવે હાય! મનથી.

ગીત પૂર્ણ થતાં રાજા જાય છે પાસ કૈં મિષે,
" ક્ષમા" "પ્રાણ" નહિં" બોલી લે છે એને ભુજાવિશે.
" રે હાય! હાય! નહિં નાથ! નહિં!" કહીને,
છૂટી જઈ કર થકી અળગી રહી તે;
હા! દીન દૃષ્ટિ કરી એ નિરખી રહે છે,
દુઃખે ભર્યાં નયનથી નૃપને કહે છે.

" ડરૂં છું—ભય પામું છું જોઇને આજ આપને,
" અરે કેમ વિસારો છો ઋષિના ઉગ્ર શાપને?
બહુ બ્હીતી બ્હીતી થર થર થતી એ કરગરે,
નથી ઓછી થાતી તદપિ નૃપની વિકૃતિ અરે!
" ઘટે છે શું દેવી!—હૃદય પર આ નિર્દય થવું!

અરેરે ! આ આવું પ્રબળ દુઃખ—મારે ક્યાંહિ જવું !
" પ્રિયા—પ્રિયા—પ્રિયા ! તારા હાથમાં સર્વ હાયરે !
ત્વરાથી દેહ જોડી દે, આ તો નાંહિં ખમાયરે !
" જાણું બધું, પણ દિસે સ્થિતિ આ નવીન,
" મારૂં નથી બળ બન્યો જળ બ્હાર મીન.
" દેવી ! વિચાર કરવા સઘળા તજી દે,
" રે હાય ! સ્પર્શસુખ પ્રાણુ સખી ! હજી—દે."
વિચાર કરવા જેવો હવે વખ્ત રહ્યો નહિં;
ઝંપલાવી પડે માદ્રી નરેન્દ્ર ભુજની મહિં.

× × × ×

નહિં ચાલે આથી ગત વખતમાં દૂર હૃદય,
પડયા શબ્દો છેલ્લા શ્રુતિ પર બહુ મન્દ સદય:
જરા ત્રુટયાં વાક્યો કંઈ કંઇ થઇને રહી ગયાં,
હજારો વર્ષો એ પણ પછી હવે તો વહી ગયાં.

---

૧૭૯

રમણભાઈ.

## તત્કાલ મહિમા.

### ( હરિગીત. )

બહુ ગૂઢ તરૂમાં બેસીને જે ગાય મીઠું કોમલ,
ચાલે ઘડી તે એક ને પછી બંધ તે અદ્ભુત સ્વર:
ગાનાર ના દેખાય ને તે જાય સઘળું સ્વપ્ન શું,
એ એક ક્ષણનું મંજુ ગાયન ના સુણ્યું તે ના સુણ્યું.
કદિ કુસુમ કોમલ ખીલી રહે નાજુક લતા શોભાવતું:
રંગે લલિત ને ગંધ મીઠો સહુ દિશે ફેલાવતું;
કંઇ કાલ રહિને ખરી પડે ને જાય ધૂળમાં એ બધું,

એ અંતરે મીઠું કુસુમ એ ના સુંઘ્યું તે ના સુંઘ્યું.
આકાશમાં ઉંચે થકી તારો ખરે કદી રાત્રિયે,
સળગી ઉડીને મધ્યમાં પળ એક જ્યોતિ પ્રકાશી રહે;
ઝટ પછી પડે તે ક્યાંય ને ના ચિન્હ રહે એ તેજનું.
દુર્લભ પળે એ વિરલ દર્શન ના દીઠું, તે ના દીઠું.
કદી દીઠી નદી લાવણ્યની, અનુભવી વરસતી ચાંદની,
આશા તણી છાયા દીઠી કળી પુષ્પની જ્યાં નીકળી;
કે દીઠી વીજળી ચમકતી સ્મિત નીરખી કો યુવતી તણું
ને ભાવ ઉદ્દીપન તરત ત્યાં ના થયું તે ના થયું.
તરૂણી સ્વહૃદય રહસ્ય કહેતી દૃષ્ટિ નીચી રાખીને
ત્યાં ગાલ પર તે સમય સુરખી ઉછળી રહી રાતી જે;
તે ચિત્ર પામે નાશ જ્યાં ઉત્પન્ન થઇને ક્ષણ ટક્યું,
તે પર તહિં તત્કાલ ચુંબન ના લીધું તે ના લીધું.
જાતે જ જે ખરી કીર્તિ છે બહુ હર્ષ ને સુખનું ભર્યું,
ઊંચું સહુથી શૃંગ છે જીવનતણા પર્વતતણું;
અનુભવ કરાવી વિવિધ જે ક્ષણમાં જતું રહે દોડતું,
યૌવન, મીઠી! તે સફળ જલદીજ ના કર્યું તે ના કર્યું.

---

૧૮૦

કલાપી.

## કૃતઘ્નતા.

### ( શિખરિણી. )

ભલે ફૂંકો ફૂંકો પવન! તમ જ્વાલા સળગતી!
ભલે વંટોળાની ગગનપડમાં ધૂળ ઉડતી।
સુસાટામાં છોને ગિરિશિખર મ્હોટાં ઢળી પડે!
ભલે સૂર્યે ઢાંકી રજ સહુ દિશા મેલીજ કરે?
ભલે વ્હેતાં વ્હાણે સઢ સહુ ચીરાઈ તૂટી પડે!

પ્રચંડોર્મિ છોને જલધિજલના ઉછળી રહે !
ભલે હોડી ડૂબી ગરક દરિયામાં થઇ જતી !
ભલે જાતી આખી જનસહ રસાતાલ પૃથિવી !
હવે તો હું વૈરી જગત સઘળાનો થઇ રહ્યો !
અહો ! જેને માટે મમ હૃદય બાળી દુઃખી થયો !

કૃતઘ્ની લોકોને કદર નવ કાંઇ હૃદયની !
ન જોવાની ઇચ્છા ! કદર કરવા સાધન નહીં.

તુફાની સત્વો આ કુદરત તણાંમાં મળી રહું !
અને તો વંટોળો થઇ જગત આ ઉજ્જડ કરૂં !
ગડેડાટો મ્હોટા, કડડ કડડાટો વીજળીના,
મને વ્હાલાં વ્હાલાં પ્રલય ધમસાણો પવનનાં !
દયાના, પ્રીતિના, મૃદુ હૃદય ને માર્દવ તણા
તમે લોકો વૈરી, મમ હૃદય લે વૈર કયમ ના ?
હસો રોતાં દેખી, હસીશ તમને આજ ચમદી !
અહો ! રોનારાં આ મમ નયનમાં જ્વાળ સળગી !
દયા રોનારાંની ઉપર નવ મ્હારા હૃદયને !
ત્હમારૂં રોવું એ કપટમય ને ક્રૂર જ દિસે !
ત્હમારાં લોહીમાં મમ હૃદય આ સ્નાન કરશે,
અને ત્હોયે સૌ એ ઘટિત જ થયું એમ ગણશે !
અહો હો ! આ મીઠી કુદરત તણી કેવી મૃદુતા ?
અરે ! તેમાં કયાંથી હૃદય તમ શીખ્યાં અજડતા ?
ત્હમારે માટે કો હૃદય ભગવું જે કરી રહે,
અરે ! તેને ચીરો ? તમ હૃદય તો ચીરીશ હવે !
સખે ! તેં એ શું આ જિગર ચીરવા ખંજર લીધું !
હતું ખુલ્લું ત્હોયે હૃદય મમ તેં એ નવ દીઠું !
કહું શું લોકોને ? અરર ! સઘળાં પામર નકી !
વૃથા ઠાળું ત્યાં હું મમ હૃદયનો ક્રોધ જ નકી !

તને તો ના ઓહો ! મુજ જીગર કે એ કહી શકે !
મૂક્યું ખોળે માથું પછી કતલનો શું ડર રહે !
દગો ત્યાંએ ત્યાંએ પછી જગતને શું કહી શકુ ?
વિના બોલ્યે કાંઇ પણ નવ હું મુંગો મરી શકું.
ભલે ફૂંકે ફુંકે અનિલ અથડાયા વગર સો
ગિરિ તો આ રૂનો થઇ જઈ હવે પોલ ઉડતો !
ઘણા વ્હોની સામે અડગ રહીને ટક્કર લીધી,
હવે તે ખેંચાતો તૃણવત થઈ તાણની મહીં !
જવા સામે પૂરે સરપ સરખો યત્ન કરશે,
હજી એ ખેંચાતો પણ નવ ખુશીથી કદી જશે !
અરે ! આશા કિન્તુ જરી પણ રહી ના હૃદયને,
પડ્યો જે નીચે તે જગત ક્યમ ઉંચે લઇ શકે ?
સખે ! અન્યાયી તું મમ હૃદયને ને જગતને,
અરેરે ! તેં કીધું જગત કડવું આ હૃદયને !
કૃતઘ્ની તું થાતાં દિલ મમ કૃતઘ્ની થઇ ગયું !
પ્રભુની લીલાને વિષમ ગણતાં એ શીખી ગયું !
તને કે કહેવું એ દિલની નબળાઇ મુજ નકી,
વિના સ્વાર્થે પ્રીતિ મમ હૃદયથી ના થઇ શકી !
નકી આશા કાંઇ મુજ હૃદયમાં રાખી જ હશે,
ન તે પૂરી થાતાં મમ હૃદયને આ દુઃખ, સખે !
હશે ! ભાઇ! કિન્તુ હૃદય ત્યજવું તે સુખથી શે !
ઉછેર્યું મેં તારૂં હૃદય કુમળું દુઃખી ગણીને;
હવે કાંટા લાગે ! અમર તુજ એ કંટક હજો !
પરન્તુ બીજાથી જરી વધુ હવે કોમળ થજો !

૧૮૧

## સારસી.

મીઠા દીર્ઘ ધ્વનિ વતી વન બધું હર્ષે ભરે કોકિલા,
ઝીણી વાંસળી શા સ્વરો સુખભર્યાં ચંડોળ આલાપતાં;
ખિસ્કોલી તરુના મહાન વિટપે ઝૂકી રહી ત્યાં કૂદે,
ને રંગીન શુકો ઘણા મધુરવા આકાશ ઉડી રહે !
આવી આનન્દ વેળાએ બિચારૂં કોણ આ દુઃખી ?
હશે એ પ્રેમનું માર્યું હૈયું કોઇ રહ્યું તપી !
ગંભીર નાદ કરતી સરિતા વહે છે,
સીંચી જલે પુલિન શીતલ એ કરે છે;
ત્યાં દીન સારસી ઉભી જલપૂર નેત્રે,
ગ્રતી અરે ! શિર નમાવી રહી રડે એ !
અહોહો ! પાંખ પ્રીતિની તેની તૂટી ગઈ દિસે,
આવું આ પક્ષી, તેને એ આવી પીડા ખરી ? અરે ?
રે રે ? તેનો પ્રિયતમ તહીં પાદ પાસે પડયો છે,
પ્હોળી પાંખો શિથિલ બની છે મૃત્યુનો હસ્ત લાગ્યે;
પારાધીએ હૃદય પર હા ! તીર માર્યો દિસે છે,
ખૂંચ્યો છે ત્યાં રુધિર વહતું બંધ હાવાં થયું છે.
જીવવું જીવ લેઇને આહિ એવી દિસે રીતિ ?
કોઇને દુઃખ દેવાથી તૃપ્તિ કેમ હશે થતી ?
મૂકી ગયો કયમ શિકાર હશે શિકારી ?
આવી હશે દિલ દયા કંઇ સારસીની ?
અચ્ચાં અને પતિપ્રિયા તણી એ ઘડીની
નાસ્યો હશે હૃદય ચીરતી ચીસ સુણી ?
ગાળે છે પ્રેમનાં અશ્રુ વજ્ર જેવાય દિલને,
કો વેળા પારધીને એ પ્રેમનો દંશ લાગતો.
આવું આવું નિરખી દિલમાં કંઇ કેવુંય થાય,

કેવો છે રે રુદનમય આ ક્રૂર દેખાવ હાય ?

ન્હાનાં બચ્ચાં ટળવળી રહી માત સામું જુવે છે,
ને પંખાળે નિજ જનકને કંઠને ચંચુથી એ.

હજુ તો ખેલવા પૂરૂં શીખ્યાં આ નથી બાલુડાં,
રે ! તે શું મૃત્યુને જાણે ભોળાં આ લઘુ પંખીડાં !

દુઃખ સહુ ઉડી જાશે કાલ આ બાલકોનાં,
રમત ગમત માંહી હર્ષ લેશે ફરી આ;

પણ ઝુરી મરશે રે સારસી બાપડી તો,
જખમ નહિં રુઝાશે પ્રેમને કારી લાગ્યો.

પ્રેમીએ પ્રેમી જાતાં કો બીજાથી પ્રેમ જોડવો,
આવું કાં ન કરે સૌએ પ્રેમી જો કે મળે ખરો.
જોડવી એક જોડીને એ કો ખંડિત થાય તો,
બંન્નેનાં એક બીજાથી ઓછાં જેથી બને દુઃખો.
અઢેલી બાઝીને તરુસહ રહે ખીલતી લતા,
દઇ પુષ્પો પ્રેમે લઈ રસ જીવે છે પ્રણયમાં;
સુખી આવા દહાડા સરકી કંઇ જાતા રમતમાં,
અને એ વેલીને મરણપડદામાં લઇ જતા.
મરેલી વેલીનું સ્મરણ નવ ભૂલે તરુ કદી,
અને પ્રેમી ગાળે દિવસ દુઃખના કૈં રડી રડી;
પરન્તુ ચાંપે છે હૃદય પર બીજી લઇ લતા,
અને પ્રેમે રેડે મધુર રસ તેના હૃદયમાં.
ધીમે ધીમે આવું તરૂ થઈ જઇ વૃદ્ધ મરતું,
અને વેલી વીલી રૂદન કરતી કૈં દુઃખભર્યું;
છતાં ટેકો બીજા તરૂ પર લઇનેય જીવતી,
અને આપી પુષ્પો જીવિત નિજ તે પૂર્ણ કરતી.
ન કિન્તુ સારસી આ તો આવો માર્ગ કદી ગ્રહે,
એકને દિલ અર્પ્યું તે બીજા કોનું નહિ બને.

પ્રેમને કારણો સાથે સંબંધ કાંઇ એ નથી;
કારણ પ્રીતિનું પ્રીતિઃ પ્રેમીની લક્ષ્મી તે બધી.
ઝુરી ઝુરી મરવામાં સ્નેહ સંતોષ માને,
નહિં કદી રસ શોધે સારસી અન્ય સ્થાને;
રસ દઇ લઇ લીધો ઇશ્વરે છીનવી તો,
હૃદયહીણું બીચારાં પ્રેમીને મૃત્યુ આપો.
પ્રેમીનો હોય બેલી કો તો આનું કૈં થવું ઘટે,
પામે છે ત્રાસ મ્હારો તો આત્મા આ દુઃખ જોઇને.
ત્યાં કાંઇ આ વન મહિં હીલચાલ થાય,
પક્ષી બધાં ઉડી ઉડી અહીં ત્યાં તણાય !
સર્પો, હરિણ, સસલાં, સહુ દોડી આવે,
લાંબો ધ્વનિ ભયભર્યો શ્રવણે પડે છે.
ઉલ્કાપાત થયો કાંઇ હશે આ વનની મહિં;
પ્રતીતિ થાય છે એવી જોઇ આ ગતિ સૌ તણી.
હા ! અગ્નિ ત્યાં સળગી ઘાસ પ્રજાળતો રે !
વૃક્ષો તણાં કુંપળ બાળી ઉડાડતો તે;
ભૂખ્યો ધસી જીવ અનેક ગળી જતો તે,
દિશા બધી ધૂમથી છવરાવી દેછે !
વ્હાલો છે જીવ પોતાનો વ્હાલાંથીય વધુ ! અરે !
ન્હાસે છે સિંહ પેલો ત્યાં સુતી સિંહણ છોડીને.
પણ અડગ સમાધિ સારસીની ન તૂટે,
મરણ શરણ જાવું હર્ષ તેને દિસે છે;
ભડ ભડ ભડ થાતી અગ્નિની ઝાળ આવી,
બળી મરી પ્રિય સાથે સારસી પ્રેમઘેલી.
દર્દીના દર્દની પીડા વિધિનેય દિસે ખરી;
અરે ! તો દર્દ કાં દેછે, ને દે ઔષધ કાં પછી ?

૧૮૨

# હમારી પિછાન.

( ગઝલ. )

હમે જોગી બધા વરવા સ્મશાનો ઢુંઢનારાઓ !
તહીંના ભૂતને ગાઇ જગાવી ખેલનારાઓ !
જહાં જેને કરી મુર્દુ કબરમાં મોકલી દેતી,
હમે એ કાનમાં જાદુ હમારૂં ફૂંકનારાઓ !
જહાંથી જે થયું બાતલ અહીં તે છે થયું શામિલ ?
હમે તો ખાકની મૂઠી ભરી રાજી થનારાઓ !
જહીં જખમો તહીં બોસાતણા મરહમ હમે દેતા,
બધાનાં ઇશ્કનાં દર્દો બધાં એ વ્હોરનારાઓ !
અમે જાહેરખબરો સૌ જિગરની છે લખી નાખી,
ન વાંચે કોઈ યા વાંચે, ન પરવા રાખનારાઓ !
ગરઝ જો ઇશ્કબાજીની, હમોને પૂછતા આવો,
બધાં ખાલી ફિતૂરથી તો સદાએ ન્હાસનારાઓ !
જહીં સ્પર્ધા તણી જગની દખલ ના પ્હોંચતી ત્યાં ત્યાં,
જમીં ને આસમાનોના દડા ઉડાવનારાઓ !
ગમે તે બેહયાઇને દઇ માથું ધરી ખોળે,
હમે આરામમાં ક્યાંએ સુખેથી ઉંઘનારાઓ !
સનમની બેવફાઇથી નથી સુખ કાંઇએ ડરતા,
હમે જાણ્યું હમે માણ્યું, ફિકરને ફેંકનારાઓ !
જખમથી જે ડરી રહેતા, વગર જખમે જખમ સ્હેવા;
હમે તો ખાઇને જખમો ખુબી ત્યાં માનનારાઓ !
બની ઉસ્તાદ આવો તો થશો આહીં તમે ચેલા,
મગર મુરશિદ કરો તો તો હમે ચેલા થનારાઓ !
હમારાં આંસુથી આંસુ મિલાવો, આપથું આવી;
પછી ખંજર ભલે દેતાં, નહીં ગમુકારનારાઓ !

# ૧૮૩
# વીણાનો મૃગ.

ઉગતા સૂર્યની સામે આવે છે મૃગ દોડતો,
ઉતરે બાગમાં હાવાં ફલંગે ગઢ કૂદતો.
વીણા તણો નાદ તહીં સુણાય,
આનન્દ લ્હેરે અનિલો ભરાય;
ઝુલે ફુલો એ કંઇ તાલમાં ત્યાં,
વસન્તલીલા સ્વર બેવડી રહ્યા.
ભીતિ કશી એ મૃગને દિસે ના,
પિછાન જુની સ્થલની નકી આ;
નમાવી શૃંગો ચળ પીઠમાં કરે,
યથેચ્છ પર્ણો તરૂનાં જરા ચરે.
ઉડી રહ્યો છે જલનો ફુવારો,
હોજે તરે રંગીન માછલીઓ;
ત્યાં કાન માંડી મૃગ તે ઢળે છે,
જરા નમીને જલ એ પીએ છે.
પાસેથી ત્યાં તો સ્વર દિવ્ય આવ્યા,
વાયુ તણી લ્હેર મહીં ગૂંથાયા;
દી ઉમંગે ચમકાવી કર્ણો,
સ્વરો ભણી એ મૃગ દોડતો ગયો.
હીંચકે ખાટમાં બેઠી કુંજમાં દિવ્ય સુન્દરી,
બીનની મીંડ મીઠીમાં એ છે છેક ગળી ગઇ.
દિસે અંગો ન્હાનાં હૃદયમય કે તાનમયશાં!
લતા શા ડોલે છે કટિ ઉપરીના સૌ અવયવો!
અહા! કાળા ઝુલે કમર પર એ વાળ સઘળા!
દિસે તારા જેવાં ચકચકિત શાં સ્નિગ્ધ નયનો!
ભર્યા છે શું આંહી જગત પરની સૌ મધુરતા!

અહિં વેળાનું ના કરવત ઘસાતું નહીં હશે !
અહો, તારા, ભાનુ, જરૂર ક્ષણ આંહી અટકતા ?
સ્વરોની દેવીનાં નમી નમી અહીં દર્શન કરે !
દૂરથી આવતો દોડી વ્હાલો એ મૃગ જોઇને
કન્યા તે હસ્ત લમ્બાવી હેતથી આવકાર દે.

આનન્દભીનાં નયને નિહાળી,
પમ્પાળતી તે મૃગને કરેથી;
દાસત્વ મોટું મૃગમાં દિસે છે,
પ્રેમાળ ભીનાં નયને વસે જે.

પછી વીણાતારો મધુર સ્વર દેવી જગવતા,
હવામાં નાચન્તી સ્વરની કંઇ મૂર્તિ ખડી કરે;
જડી જાણે રાખે નયન મૃદુ કન્યા મૃગ પરે;
અને એ ચ્હેરામાં નવીન કંઇ ભાવો પલટતા.
મૃગે એ ભાસે છે વશ થઇ જતો કે ગળી જતો.
જરા ડોલે શૃંગો વળી અરધ મીચ્યાં નયન છે;
નિસાસા લેતો એ મૃગ હૃદય જાણે ઠલવતો,
અને કન્યાશિરે રસમય અભિષેક કરતો.
અહો ! ક્યારે ક્યારે થનગથન નાચી કુદી રહે,
વળી એ કન્યાના ઘડીક પદ ચાટે જીભ વડે;
ફરે વીણા તેવાં હૃદય, નયનો અંગ ફરતાં
દિસે બન્ને આત્મા અનુભવી રહ્યા એકમયતા.

પ્રભાત કાલે મૃગ આમ આવતો,
વીણા સુણીને વનમાં ફરી જતો;
સ્વરો ન મીઠા મૃગ વિણ ઉઠતા,
સુખી થતી ના મૃગ વિણ કન્યકા.

લગની કો લગાડે છે ઉરોની રસએકતા,
પશુ આ માનવી આ એ કાંઇ ભેદ ન પ્રેમને—

દિનો કૈં આનન્દે રસભર ગયા આમ વહતા,
સદા રહેતાં ધૂને મધુર સ્વરની આમ દિલ આ;
પ્રભાતે કોઇએ પથિક ગઢ પાસે અટકતો,
ઘડી સુણી વીણા નિજ પથ જતો આશિષ દઈ.

× × × ×

તહીં ઉગ્યો છે હજુ અર્ધ ભાનુ,
નવીન રંગે નભ છે ભરેલું;
શુકો ઉડે ગીત હજાર ગાઇ,
સહુ સ્થળે છે ભરપૂર શાન્તિ.
ઉદાસ શાન્ત સ્વર બીન છેડે,
ઉદાર ભાવે મૃગનેત્ર રેડે;
મચી રહી આર્દ્ર સ્વરોની હેલી,
મહાન આનન્દની રેલ રેલી.

સરરરર સુસવાટો થાય ત્યાં બાગમાં કૈં,
અરરર! મૃગ બિચારો ઉછળીને પડે છે;
થર થર થર ધ્રૂજે કન્યકા ત્રાસ પામી,
શિથિલ કર થતાં એ બીન તૂટે પડીને.
મૃગહૃદય મહીં છે તીર લાગ્યો અરેરે!
ખળખળ ઢળતું હા! રક્ત ભૂમિ પરે એ!
નયન જલ વતી એ કન્યકા ઘા ધુવે ને,
મૃગ તડફડ થાતો હાંફતો શ્વાસ લે છે.
બિચાર એ જાતાં નયન દરદે એ ક્ષણ, અને
ઘડી કન્યા સામે રુદનમય એ શાં નિરખતાં!
અરે! છેલ્લે યાચે નિજ પ્રિય કને એક નજરે,
વદે છે કૈં આવું નયન મૃદુ ચોંટી રહી હવે:—
" કરીને શીર્ષનું ચુમ્બું, નેત્રની નખલી કરી,
" બજાવી લે, બજાવી લે, હારૂં બીન હજી હજી!

" કૃપા હોજો, દયા હોજો પ્રભુની બીનની પરે !
" અનુકૂલ સ્વરો મીઠા હજો આ તુજ હસ્તને ?"

કન્યા બિચારી દુઃખણી થઇને
એ શીર્ષ ખોળે મૂકતી રડે છે;
ત્યાં પાછળેથી નર કોઇ આવે,
વાત્સલ્ય ભાવે વદતો જણાય;

" અયિ પુત્રિ ! શિકારી તો પાપી છે તુજ આ પિતા!
ભૂલી જા એ! બજાવી લે ત્હારૂં બીન હવે જરા !"
હૃદય સ્થિર નથી એ કન્યકા બાપડીનું,
નજર નવ ઠરે તે, કોણ આવ્યું ન આવ્યું;
પણ દૃઢ થઇ અન્તે અશ્રુમાં તે ગળન્તી
દરદમય છતાં એ કાંઇ મીઠું લવે છે:—

" તુમ્બું તૂટી પડયું ! અરે ! જિગરના ચીરા થયા છે, પિતા !
" રે ! આ સાંભળનારના જગતમાં એવું થયું છે, પિતા ?
" વીણા બન્ધ થયું ! સ્વરો ઉડી ગયા ! ખારી બની ઝિન્દગી !
" સાથી ના જગમાં રહ્યો ! પ્રભુતણી આશિષ એવી મળી !
" મૃત્યુને વશ આ કલા થઇ ગઇ! હું એ બની મૃત્યુની ?
" આ સંસાર અસાર છે! અહહહા ! એ શીખ આજે મળી !
" વ્હાલાં હાય અરે અરે ! જગતમાં, વ્હાલાં ઉરો ચીરતાં !
" ભૂલોનીજ પરમ્પરા જગત આ, એવું દિસે છે ! પિતા!
"ક્યાં શ્રદ્ધા ? અહ ! પ્રેમ ક્યાં ? જગત આ, આખું અકસ્માતનું !
" જે પ્યાલું મૃગને મળ્યું મરણનું તે હૂંય માગું ! પ્રભુ !
" જોઇ એ ઘડી આ લઉં મૃગ અને વીણા તૂટેલું, પિતા !
" એ નિર્માણ અનન્તના જલ મહિં ડૂબું પછી હું, પિતા !

× × × ×

દિનો કં કન્યાના દરદમય ઓહો! વહી ગયા,
ક્યાં છે એ ગાત્રો, સુખ પણ ક્યું છેક જ અરે ?

હવે જો કોઇએ પથિક ગઢ પાસે અટકતો,
શિલા ત્યાં આ વાંચી કંઇક દુઃખમાં તે ડૂબી જતોઃ—
" કલા છે ભોજ્ય મીઠી તે ભોક્તા વિણ કલા નહીં ?
" કલાવાન કલા સાથે ભોક્તા વિણ મળે નહીં !"

કલાપી

---

૨૮૪

## આપની યાદી

( ગઝલ. )

જ્યાં જ્યાં નઝર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહિં એ આંખથી યાદી ઝરે છે આપની;
માશૂકોના ગાલની લાલી મહીં લાલી, અને
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની;
જોઉં અહિં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની !
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની !
આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારી આપની !
આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યારી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની !
દેખી બુરાઈ ના ડરૂં હું, શી ફિકર છે પાપની ?
ધોવા બુરાઇને બધે ગંગા વહે છે આપની !
થાકું સિતમથી હોય જ્યાં ના કોઇ ક્યાંએ આશના;
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની !
જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને,
અહેશાનમાં દિલ ઝુલતું, રહેમત ખડી ત્યાં આપની !

પ્યારૂં તજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર;
ધોવાઇ યાદી ત્યાં રડાવે છે જુદાઇ આપની !
રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો ?
આશકોના રાહની જે રાહદારી આપની !
જુનું નવું જાણું અને રોઉ હસું તે તે બધું
જુની નવી ના કાંઇ તાજી એક યાદી આપની !
ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !
કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી;
કે આખરે તો એકલી ને એ જ યાદી આપની !

---

૧૮૫

## વિધવા બ્હેન બાબાંને.

( મંદાક્રાન્તા. )

વ્હાલી બાંબાં ! સહન કરવું એય છે એક લ્હાણું !
મ્હારૂં તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું !
મૃત્યુ થાતાં ત્રપણ કરવું ઇષ્ટનું એય લ્હાણું !
આશા રાખી મરણ પછી ને જીવવું એય લ્હાણું !
સમ્બન્ધીના મરણ પછીના સર્વ સમ્બન્ધ તૂટે,
બ્હેનાં ! આંહી વિરહ જ ખરો ચિર સમ્બન્ધ ભાસે;
ને પ્રેમી જે પ્રણયમયતા જોઇ મ્હાણે વિયોગે,
માંડું કિન્તુ ક્ષણિક જ નકી સ્વપ્ન સંયોગ તો છે.
કે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન ! સૌભાગ્યથી કે !
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન ! શૃંગારથી કે !
બાબાં ત્હારાં મૃદુ હૃદયને ઓપ વૈધવ્ય આપી,
ઊંચે ઊંચે તુજ દિલ જશે લેઇ ધીમે ઉપાડી.
ના ઓછું આ તુજ હૃદયનાં અશ્રુ હું લૂછવાને,

શાને લૂછું હૃદયશુચિતા આંસુડાં દાખવે જે ?
વ્હાલી બાબાં ! કુદરત કૃતિ સર્વદા હેતુવાળી,
ઇચ્છે દેવા અનુભવ પ્રભુ સર્વને સર્વ વ્હાલી !
બાપુ આ સો સુખ દુઃખ તણી વેઠ નાખી નથી કૈં;
આ તો ઓજે કુદરત તણો માત્ર કલ્યાણકારી.
આ પ્હાડો જે પથિક સહુને આવતા માર્ગમાં ત્યાં,
ચક્ષુવાળાં શ્રમિત ન બને કિન્તુ સૌન્દર્ય જોતાં.
આ કૂંડાળું કુદરત તણું કોઇ જોઇ શકે તો
ના ના જોશે કંઇ વિષમતા કિન્તુ સીધાઇ લીસી;
ટૂંકી દૃષ્ટિ જનહૃદયની અલ્પ ખંડોજ જોતી,
ને તેથી આ સુઘટ સરણી દિસતી ડાઘવાળી.
બાબાં ! જોને નયન ભરીને આંસુથી એક વાર !
બાબાં જોને સુપ્રભ રચના વિશ્વની એક વાર !
વ્હાલા સાથે નિરખતી હતી આજ જો એકલી તું,
બાબાં ! ખુલ્લું હૃદય કરી જો, એજ ઇચ્છ્યું હરીનું.
જોને, બાપુ ! તુજ જિગરનો મિત્ર તો ત્યાં વિલાસે,
તારો ચ્હેરો ગત હૃદય એ ત્યાંય ઉભું વિમાસે !
એ રેલાયું ઉદધિ સઘળે કિન્તુ તું બિન્દુ તેનું,
આડું આવ્યું પડ નયનને ત્હોય એ વારિ ત્હારૂં.
બ્હેની ! આવાં પડ પછી પડો આવતાં જાય આડાં,
અન્તે ગાઢાં પડ ચીરી દઇ પાર જાતાં સહુ ત્યાં;
તુંને મ્હારી પ્રિય સખી ત્યજી હુંય જાઉં કદાપિ,
એવું એ કૈં શુભજ કરવા ઇશ ઇચ્છે કદાપિ;
રે ! તો સાથે તમ હૃદયનાં ગાળજો અશ્રુ બન્ને;
જે બાકી તે ભણી લઇ તમે આવજો સાથ બન્ને;
બાબાં ! તું એ શીખીશ ફરી આ પાઠ ઓદાર્યનો, ને
મ્હારી ભોળી પ્રિય અણુઘને દોરજે આ જ માર્ગે.

૧૮૬

## શિકારીને.

રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;
ઘટે ના ક્રૂરતા આવી, વિશ્વ આશ્રમ સન્તનું.
પંખીડાં, ફુલડાં, રૂડાં, લતા આ, ઝરણાં, તરુ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યાં, વિશ્વ સૌન્દર્ય કુમળું.
તીરથી પામવા પક્ષી વ્યર્થ આ ક્રૂરતા મથે;
તીરથી પક્ષી તો ના ના કિન્તુ સ્થૂલ મળી શકે.
પક્ષીને પામવાને તો છાનો તું સુણ ગીતને,
પક્ષી તેના પ્રભુ સાથે હૈયામાં મળશે તને.
સૌન્દર્યો વેડફી દેતાં ના ના સુન્દરતા મળે;
સૌન્દર્યો પામતા પ્હેલાં સૌન્દર્ય બનવું પડે.
સૌન્દર્ય ખેલવું, એ તો પ્રભુનો ઉપયોગ છે;
પોષવું, પૂજવું એને એ એનો ઉપભોગ છે:
રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;
બધે છે આર્દ્રતા છાઇ તેમાં કૈં ભળવું ભલું.

---

૧૮૭

## એક ઇચ્છા.

પડયા જખમ સૌ સહ્યા, સહીશ હું હજુ એ બહુ,
ગણ્યા નવ કદી, ગણું નવ કદી, પડે છો હજુ;
અપાર પડશે અને જિગર હાય ! આવું થયું !
કઠિન ન બનો છતાં હૃદય એજ ઇચ્છું પ્રભુ !
પડી વીજળી તે પડી સુખથી છો, બળું હું સુખે;
અનન્ત ભભુકા દહે, બહુ દહો, ગાણું છું સુખે;
ન દાહ વસમો કદી, જિગર બૂમ ના પાડતું,

કઠિન બનજો નહિં હૃદય એજ ઇચ્છું પ્રભુ !
બહુય રસ છે મને હૃદય છે હજુ તો, અહો !
અરે ! હૃદય જો ગયું રસ ગયો પછી તો બધો;
ભલે મૃદુ રહી સહી જખમ છેક ચૂરો થતું,
કઠિન ન બનો કદી હૃદય એજ ઇચ્છું પ્રભુ !



ન્હાનાલાલ.

૧૯૮

## મણિમય સેંથી.

૧

જગ ! ગજવજો ઘોર ગીતડાં;
ઘડી નચવજો કાન્ત ચિતડાં.
નમેરી છાયાનો વિકટ તુજ ઘેરો ઘટ થશે,
ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દીપશે.

૨

ભલે પ્રિયે ! તો અનિલો ઘૂમે અને
ભૂરી સખે ! વાદળિયો વીંટે ત્હને;
કઠોર ના માનવ દૃષ્ટિ નાંખશે,
સૌન્દર્યરેખા પ્રણયાર્દ્ર ઝાંખશે.

૩

ચુમ્બે પેલા શ્યામ અબ્ધિતરંગો
આછા જેવા પાતળા મેઘરંગો;
બ્રહ્માંડો એ સન્ધિકામાં રમે છે,
વ્હાલી ! ત્હારી રસદ્યુતિ ઝીણા પ્રેમમાં આથમે છે.

૪

ભલે પ્રિયે ! તો ઘડી સૌમ્ય ઝાંખશું,
રસેન્દુનું અન્તર સ્થાન રાખશું;

બતાવજો ઉજ્જવળ પાટ પાથરી,
પ્રાણેશ ! સેંથી કદિ દિવ્યતા ભરી.

૫

આછા પેલા શ્યામ અબ્ધિ તરંગે
વ્હાલી ! ત્હારી મૂર્તિ જો ! મેઘ રંગે;
વિશ્રાન્તમાં, ગીત શાં ઘોર ગાજે !
વ્હાલી ! ત્યાં યે પ્રણય રસીલું આત્મબિન્દુ વિરાજે.

૬

જગત ! ગીત ત્હારાં ગજવજેઃ
કદિ વિમલ આત્મા લજવજેઃ
નમેરી છાયાનો વિકટ ઘટ ઘેરા ય મટશે,
ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દીપશે.

---

૧૮૯

## સરોવર.

૧

નરી નરવતા કોણ પૂજશે ?
નથી તેજ, નથી તરંગઃ
તુજ મુખ શું ભર્યું સૌમ્ય, મુજ લાડિલી !

૨

અલૌકિક નીલ પટ સન્ધ્યા લઇને
પ્રશાન્ત નિદ્રિત બાલ પ્રભાત
અન્તરિક્ષના રંગ ધરી સર્વું
તુજ નયન સમા જલ હસે, મુજ લાડિલી !

૩

એ સુન્દરતા કોણ નિરખશે ?
કોણ સમજશે ? કોણ સુહવશે ?

કોણ નીર ચંચુ ત્યાં ભરશે ?
અનિમેષ, અકલ, ગહન સૌન્દર્યઃ
તુજ નયનમાં ઊંડું શોભતા આત્મન્ સમું. મુજ લાડિલી !

૪

વિશાલ નભ વીંધતા ગરૂડ ઉડશે,
પ્રભા વીણન્તા દિગન્ત ઘન ઘૂમશે,
સહુ શમશે, સહુ શમશે, ઊતરશે,
તુજ હૃદય સમા સરવર પર, મુજ લાડિલી !

૫

મુજ કુંજ પેલી જો ! ઝુલે,
પ્રભુના દીધાં કંઇ સુખ ફુલે,
મ્હારાં—ત્હારાં કંઇ કંઇ કુસુમ મધુરાં ખીલેઃ
સખિ ! તુજ હૃદયજલ ત્યાં અમલ સીંચી શોભજે,
મુજ લાડિલી !

---

૧૯૦

## ગિરનારને ચરણે

ઉગ્યું સવાર સુખરૂપ સખી ! અમારૂં.
યાત્રા હજો શુભમુખી અમ ઉર્ધ્વગામી.
માંડી સિંહાસન રવિ ગિરનાર શૃંગે
યાત્રાળુ ને કનક અંગુલિથી નિમન્ત્રે.
આકાશમાંથી ઉડુમંડલ સંચર્યું'તું.
આતિથ્ય અર્ધ્ય રવિ એકજ અર્પતો'તોઃ
તે ત્હેઇ લેઇ નમણું ઉર નામતું'તું,
લીલાવિમુગ્ધ પડતું લચી દેવ પાદે,
પ્રાચી વિશે વિચરતા અમ સૂર્યદેશે,
જ્યાં તેજનાં ઝરણુ કોટિક ફૂટતાં'તાં;

જ્યાં ઉડતા અમિત ભાર્ગવના ફુવારા
આત્મન્ તૃષા છીપવવા લીધ પન્થ ત્યાંના.
ન્હોતી સીમા ગગનનીય રચન્તી બાધા,
ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની :
ન્હોતાં જ સંકલન તે સ્થલ કાલ કેરાં;
નિઃસીમ એમ વહતા પ્રભુના પ્રવાહે.
લેતા વિરાટ પગલાં સખી ! વિશ્વગોળે,
વર્ષો સહસ્ર કુદતા મૃગલાની ફાળે;
ઉભા પુરાણ તીર,–લોચન વર્તમાનઃ
એવું હતું બલ વિભુ નવ પ્રેરણાનું.
હા ! કાલરાશિ સરિખા ગિરિ રાજતા તે,
ને એક ભૂતકણ ત્યાં ચરણે પડેલોઃ
રાજેન્દ્ર કો થઇ ગયા સખી ! ધર્મગોમા,
તે ગાય વંશ વિધુની ગુણવંત ગાથા.
શું સ્થૂલ સૂક્ષ્મ લહરી નથી એક પૂરે ?
શું સ્થૂલ નેત્ર નવ ચેતન મન્ત્ર વાંચે ?
શું સૂક્ષ્મની ન વશી સુન્દરતા સ્થૂલોમાં ?
શું સ્થૂલમાં ન ઉભરે ચિર ચેતનત્વ ?
જોયું અમે ગિરિકણે, સ્થલની શિલામાં,
જોયું અમે ઉંડું ઉંડું, અદ્ભુત દીઠું :
તે એક શૈલકણના ઉરમાંહિ જોતાં
ઇતિહાસવાહી લીધ દર્શન ત્યાં પ્રભુનાં.
આદ્યન્ત આ જગત જીવનને ભરીને
ઘોરે અઘોર નીર સાગર કાલ કેરો;
ને તે મહા કમલની દલ પાંદડીમાં
મોંઘો સખી ! પરમ બ્રહ્મ પરાગ ઉડે.
મારી જ્વલંગ સખી ! સાગર એક ફુવાઃ

નિહાળ્યું ભારત સુસાત્ત્વિક વન્દનીયઃ
નિહાળી શ્વેત ગિરિમાળની હિમ ભૂમિ,
ને સાધુ સાધ્વીની દીઠી મહિં શિવ રેખાઃ
ઓળંગી એ હિમભૂમિ, જલધિની ઝાડી,
આહ્‌લાદિની વિચરતી દીઠી ધર્મ ધેનુઃ
ત્યાં નિરખી સુભગ રાઘવ પાદ લંકા,
ને વીર વીરી બટુકો મહિં સ્તોત્ર ગાતાંઃ
સિદ્ધાર્થ દેવ દીધ ભારતી એક વત્સા,
પોપી સહર્ષ સુરનન્દિની ચન્દ્રગુપ્તે;
ને ખંડ ખંડ દુધ રાજર્ષિ અશોકઃ
સો એક શૈલકણુમાં ગૂઢ પ્રાણ ! દીઠું.
ગાલે ઢળે નમણી પાંપણ અર્ધ મીંચી,
ઢાંકે પુનઃ પુનઃ પાલવ ઉરદેશ;
સંકોરી કોર સરતી કરવેલડીએઃ
તેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો ?
દીઠી શિલા મહિં ય સાગરની સમૃદ્ધિ,
દીઠો સ્થૂલે મહત્ ચેતન ઓઘ વ્હેતોઃ
તો શૈલને જડ પછી વદવું સખી ! કાં ?
તો શૈલને જડ કહી સખી ! નિન્દવું શે ?
જ્યોતિ ઝીલી મહત્ ભાવ દિનેશ કેરી,
સત્કારી સપ્રભ વિશાલ કૃપાની ધારા,
ચાલ્યા અમે પછી પીતા જ્ર વરેણ્ય ગર્ભ
આતિથ્ય દેવકુલનું સખી ! યાચવાને.



૧૯૧.

## ફુલડાં કટોરી.

ચંન્દ્રીયે અમૃત મોકલ્યાંરે બ્હેન ?
ફુલડાં કટોરી ગુંથી લાવ્ય,
જગ માલણીરે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલુંરે બ્હેન ?
અંજલિમાં ચાર ચાર ચારણીરે બ્હેન ?
અંજલિએ છુંદણાના ડાઘ,
જગ માલણીરે બ્હેન ?
અમૃત અંજલિમાં નહિં ઝીલુંરે બ્હેન ?
ઝીલું નહિં તો ઝરી જતું રે બ્હેન !
ઝીલું તો ઝરે દશધાર
જગ માલણીરે બ્હેન ?
અમૃત અંજલિમાં નહિ ઝીલુંરે બ્હેન ?
ફુલડાંમાં દેવની હયેલિયોરે બ્હેન ?
દેવની કટોરી ગુંથી લાવ્ય
જગ માલણીરે બ્હેન ?
અમૃત અંજલિમાં નહિ ઝીલુંરે બ્હેન ?

---

૧૯૨.

## યૌવના.

કોઇ કહેશો
તે શા વિચાર કરતી હતી ?
મધ્યાહ્ન હતો.
સૃષ્ટિને સેંથે સૂર્ય વિરાજતો,
આશપાશનું ઉંડું આકાશ;

નીલઘેરૂં ને નિર્જળું હતું.
ક્ષિતિજ ઉપર જલભર પયોદ,
વિશ્વ નાટકના પડદા જેવાં;
અદ્ધર સરતાં, પડતાં,
ને ધીમેશથી ઉપડતાં.
મધ્યાહ્ન ખીલેલો ને નિર્જન હતો,
સન્મુખ સાગર લહરતો.
જાણે આકાશજ ઉતારી પાથર્યું!
જલ ઉપર કિરણ રમતાં,
રૂપાની રેખાઓ દોરતાં,
હસી હસી મીટ મટમટાવતાં,
ને ઉડી ઉડી જતાં રૂહેતાં.
સાગરનો વિશાલ પલવટ
મધ્યાહ્નમાં પલપલતો હતો.
ઋતુ વર્ષા હતી,
ને વર્ષાની તે શરદ્મંજરી હતી.
કિનારા લીલા ને પ્રસન્ન હતા.
ધરા આંખ ઠારતી,
વિધિનું ચીતરેલ ચિત્ર હોય,
સૃષ્ટિ ત્હેવી કદી સ્થિર ભાસતી.
કાલે મેઘ વરસી ગયો હતો,
આજ પદાર્થો ઉપર જલનો રંગ ચમકતો;
ભીની તેજસ્વિની લીલાશ
દિશ દિશમાં પ્રસન્નતાથી પ્રકાશતી;
આછાં તેજ અને અન્ધકાર
પાંદડામાં સન્તાકુકડી રમતાં.
આખા સાગર ઉપરથી,

શીતલ અનિલ આવતા,
સૃજનને સૂર્ય ઉષ્મા દેતો;
અગ્નિને અનિલ આવરી લેતા,
સકલ સૃજન અવકાશ ભરી ૮
ઉષ્મા ને શીતળતાની ઉર્મિઓ ઉછળતી.
ગરૂડના માળા જેવી
અન્તરિક્ષ એક આરસની અટારી લટકતી.
મહીં આરસના પાટ માંડેલા હતા.
ભ્રકુટી કોતરેલ કમાન નીચે
નમેલી રસભર વેલી સમી
એક યૌવના ઝૂકેલી હતી.
તુલસીના છોડ સરિખડાં આસપાસ.
સખિઓ શા પડછાયા રમતા
ઉપર દ્રાક્ષનો ઝૂમખો ઝઝૂમતો;
સુન્દરીનાં સુન્દર નયનો
સાગરનાં ઓઘ ઓળંગતાં.
ગુલાબની પાંદડીઓ જેવાં ચરણુ
આરસમાં ગુલાબ પાડતા.
જમણા કરમાં મોગરાની માળા હતી.
સુકુમાર પ્રભાતરંગી સાળુમાંથી
અમૃતના સરોવર સરખો દેહ
અને તેજસ્વી કરનો કમલ દંડ
હાથેળીનું પુષ્પ પ્રફુલ્લી આપવા આવતા.
અંગે અનંગની ભસ્મ ચોળી હતી.
મુખડે કવિઓની કવિતા પ્રકાશતી.
કીકીમાં સ્વપ્ન સ્ફુરતાં.
પાંદડી જેવાં પોપચાં ફરકતાં.

હૈયું ભરેલું ને વિશાળ હતું.
ત્રિધિ દીધેલ રત્ન સમો
બાલદેશે ચન્દ્રક રાજતો.
અંગ અંગ ફૂલ ફોરતાં
કોકિલ ડાળે બેસે ને દીપે
તેમ રમણી નિજ કુંજે શોભતી.
અલૌકિક રંગી ઇન્દ્રચાપ જેવી
જગત ઉપર તે નમેલી હતી.
તે યૌવના શા વિચાર કરતી ?
ચાંદનીના ઢગલા જેવું
શ્વેત ન્હાનકડું હરણનું બચ્ચું
નીચે રૂપાની સાંકળે બાંધેલું હતું.
યૌવના શું વિચારતી ?
પ્રાણની ભરતી લોચનમાં ડોલતી.
મધ્યાહ્નનાં તેજ વિલોકતી ?
જલના રંગ આલોચતી ?
સાગરના તલ નિહાળતી ?
અસીમ જલ રેખાઓ વીંધી વીંધી
સ્હામી પારનો સંગમ શોધતી ?
ગુલાબની અંજલી જેવું મુખડું,
મહીં આકાશના અર્ણ જેવાં નયન:
આછી હવાના ઓજનું અંગ હતું.
યૌવના શાં ઇન્દ્રજાળ જોતી ?
એક વાદળી આવી:
મહા નૌકાના મહિ ભાવતી
દૂરથી એક વાદળી આવી.
સૃષ્ટિ ઉપર પાલવ પાથરતી સંકેલતી

તેજ છાયાની રમત રમતી રમતી
યૌવનાને વદન અટકી ગઇ.
કોઇ-કોઇ કહેશો.
તે યૌવના શું વિચારતી હતી ?

---

૧૯૩

ખબરદાર.

## હલદીઘાટનું યુદ્ધ.

(દિવ્ય છંદ.)

"વીરા ? ચાલો ઝટ રણમાં,
કાઢો તાતી તલવાર ?
હર હર હર નાદે ધૂમતા
કરીએ અરિનો સંહાર ?
રણધીરા હે રજપુતો,
મુજ અંગતણા શણગાર ?
રે ચાલો હલદી ઘાટે,
શૂરા બાવીશહજાર ? ૧
" વીરા ? શું શૌર્ય ગયું છે ?
શું રજપૂત થશે ગુલામ ?
મેવાડ પરાધીન બનશે ?
શું જશે શિશોદિય નામ ?
નહિ નહિ, નહિ; રણમાં ચાલો,
ઝગકાવો તમ હથિયાર ?
રે ઘૂમો રાણા સાથે,
શૂરા બાવીશહજાર ! ૨
" વીરા ? તમ આજે રણમાં
વ્હેશે અસ્ખલિત પ્રવાહ,

રજપૂત-ગૌરવ હજી પણ છે
તે જોશે અકબરશાહ ?
રે આજ પ્રતાપ પ્રતાપે
ઘૂમી રહેશે રણમોઝાર,
ને સાથે ઝૂઝશે તેના
શુરા બાવીશ હજાર !"— ૩

ગર્જન કરી એમ પ્રતાપે
ઝૂકાવ્યું રણે શરીર;
હોંકાર કરી ત્યાં ઉછળ્યા
રાઠોડ, શિશોદિય વીર,
ચંદાવત, સંગાવત ને
ઝાલા, ચોહાણ, પ્રમાર;—
રિપુને હણવાને કુદ્યા
શૂરા બાવીશહજાર ! ૪

મોગલ યુવરાજ સલીમને
અંબરપતિ મહાવીર માન
લઇ સૈન્ય અસંખ્ય જ ઊભા
કંઇ સિંધુતરંગ સમાન !
પણ મૃગટોળામાં કુદે
વનરાજ કરી હોંકાર,
ત્યાં કુદ્યા તેમ પ્રતાપી
શૂરા બાવીશહજાર ! ૫

ધડ ધડ ધડ થાય ધડાકા
ખુબ તોપ તણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું
નીચે આજે આકાશ !
તેને ન જરા ગણકારી,
ધરી અંતર શૌર્ય અપાર,

ત્યાં મૃત્યુ મુખે હોમાતા
    શૂરા બાવીશહજાર ! ૬
આજે નથી પાછું ફરવું,
    સમરાંગણ છે અવસાન;
રિપુને હણવું કે મરવું:
    છે એજ અમારી લ્હાણ !
એવું કહી સહુ ઝૂકાવી
    મોગલને મારે માર;
રે રેલ સમા ત્યાં રેલે
    શૂરા બાવીશહજાર ! ૭
રણવીર પ્રતાપ બધે ત્યાં
    કરતો ઘૂમ્યો નાદ પ્રચંડ,
ખરૂં આજ પ્રકાશિત કીધું
    રણમાં નિજ શૌર્ય અખંડ !
ભેદી અરિહાર ધસ્યો તે
    ખુદ સલીમ હતો જે દ્વાર;
હર હર હર કરતા ગરજ્યા
    શૂરા બાવીશહજાર ! ૮
આકાશ ધરા ત્યાં કંપ્યાં,
    ડોલ્યાં ચૌદે બ્રહ્માંડ !
રણક્ષેત્ર આરંભાયો
    શો ભીષણ હત્યાકાંડ !
ડગના ડગ વીરો પડતા,
    નહિ શબનો કાંઇ સુમાર;
લડતા અગણિત મોગલ ને
    શૂરા બાવીશહજાર ! ૯
માર્યા રક્ષક ને મ્હાવત
    રાણાએ રાખી રંગ,

ને સલીમતણા ગજપર ત્યાં
 નિજ અશ્વે મારી છલંગ !
પણ ગજ નિજ પતિને લઈને
 ત્યાંથી નાઠો તે વાર;
રાણા સહ પાછળ દોડયા
 શૂરા બાવીશહજાર ! ૧૦
" અલ્લા હો અકબર " કરતા
 ત્યાં કુદ્યા મોગલ સર્વ;
નથી ભીરુ બન્યા હજી કાંઈ
 નહિ રણમાં ખોશે ગર્વ;
ત્યાં ફરી વળી ચોપાસે,
 કીધો પ્રભુનો ઉદ્ધાર,
ને ઘેર્યા રાણા સાથે
 શૂરા બાવીશહજાર ! ૧૧
પણ વીર્ય અપૂર્વ જ કાંઈ
 છે પ્રતાપ કેરૂં આજ !
એકલડો સોની વચ્ચે
 તે ઘૂમી રહ્યો સિંહરાજ!
અર્જુન શું આજે તેનો
 યશ પામ્યો છે વિસ્તાર !
હા ધન્ય પ્રતાપ ! અને તુજ
 શૂરા બાવીશહજાર ! ૧૨
એ યુદ્ધથકી ત્રણ વેળા
 રજપૂત યોદ્ધા દઈ પ્રાણ,
ઉગારી લાવ્યા બળથી
 નિજ રાણાને નિર્વાણ
પણ જોઈ વીરો નિજ પડતા,
 ફરી ભેદી ધસ્યો અરિહાર!

નહિ જાણ્યું હવે નથી સઘળા
શૂરા બાવીશહજાર ! ૧૩

અતિ રોષ થકી બની ગાંડા,
ઘેર્યો રાણાને ત્યાંય;
ઝબ ઝબ ઝબ ચપળા જેવી
ચમકી અસિયો રણમાંય !
જાણે ન પ્રતાપ હવે કંઇ
મોગલથી બચે લગાર,
નથી રહ્યા હવે સહુ તેના
શૂરા બાવીશહજાર ! ૧૪

એ સ્થિતિ રાણાની જોઇ
ઝાલાપતિ લઇ નિજવીર
મૂકી છત્ર પ્રતાપનું માથે
રણમાં દોડયો રણધીર !
દિલ્લીશ્વર કેરૂં ઉલટયું
ત્યાં સૈન્ય અસંખ્યજ ત્યાર,
રે ટપટપ ધરણી ઢળતા
શૂરા બાવીશહજાર ! ૧૫

પણ રિપુને હણતા પ્હોંચ્યા
વીર રજપૂત રાણા પાસ,
છોડવી મૃત્યુ મુખમાંથી
લાવ્યા રજપૂતની આશ !
પણ ઝાલાવીર પડયો ત્યાં,
નિજ ધર્મ બજાવી સાર,
ને રત્ન સહસ્ર ગુમાવ્યા
શૂરા બાવીશહજાર ! ૧૬

ધડ ધડ ધડ થાય ધડાકા
ખુબ તોપ તણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું
નીચે આવે આકાશ !
એ સૈન્ય અસંખ્ય વિશેથી
નીકળ્યા રજપૂત પછી બહાર:
નહિ ફર્યા અરે કંઇ સઘળા
શૂરા બાવીશહજાર ! ૧૭

× × ×

રાણાએ તે દિન અંતે
છોડયું રણ હલદીઘાટ,
પણ જગતે જોયો તેની
શૂરી અસિનો ચળકાટ !
નથી ભારત જન કદી ભૂલ્યા
એ યુદ્ધતણા ભણકાર,
સહુ સ્મરે પ્રતાપ અને તે
શૂરા બાવીશહજાર ! ૧૮

હા ધન્ય વીરા રજપૂતો !
છે ધન્ય જ તમ તલવાર !
શું કીર્તિ તમારી જગમાં
કદી કરમાશે પળવાર ?
ઘર ઘર અહિં હરનિશ ગાશે
તમ શૌર્યગીતો નરનાર !
રે ધન્ય પ્રતાપ અને એ
શૂરા બાવીશહજાર ! ૧૯

---

૧૯૪

## પ્રભાતની વાદળીને.

( તોટક મિશ્ર. )

વધ, કોમળ વાદળી ! આગળ જા,
તુજ સુંદર કોમળ વસ્ત્ર ધરી,
ઉગતા રવિ પ્રાસ ઉમંગ ભરી
નિધિમાતતણું લઇ કાગળ જા !
નિજ દ્વાર પ્રભાત ઉઘાડી દઇ
રવિની પધરામણી કેવી કરે !
નિજ આંગણુમાંહિ ગુલાલ ભરે;
વધ, જો તહિં શી સુખવાડી થઇ !
વધ, વાદળી ! તું ઉડતી નભમાં,
સુસમીર-વિમાન વિશે હસતી,
નભ ઘુમટમાં લહેરે લસતી;
બહુ મોહ ધરૂં તુજ સૌરભમાં.
× × ×
વધતી વધતી બહુ રંગ નવા
કસબી તુજ અંગ વિશે ભરતું;
ખીલતું તુજ ઉર વધે સરતું
રવિની પ્રીતનું કંઇ અંશી થવા !
× × ×
વધ વાદળી ! તું તહિં જ્યાર જશે,
રવિ ત્યાર તને ગણીને તનની,
અતિ તેજમયી દિવ્ય કંચનની
શુભ માળ તુજ શિરે ગુંથશે !
અથવા તુજ સુંદર અંચળને
કસબી મૂકશે કંઇ કોર નવી;
કરશે કદી અર્પણ તાત રવિ

મણિ માણિકયનો શુભ હાર તને !
  તવ હું તુજ એ સહુ સુંદરતા
  કલપી બહુ મોદ ધરૂં મનમાં;
તુજ રંગ બધા મુજ આ તનમાં
પ્રસરી કંઇ નૃત્ય નવું કરતા
×          ×          ×
  મધુરાં કંઇ સ્વપ્ન વિશે પડી હું
  નભમાં તુજને તરતી નિરખું,
તુજને પૂછતો સુણતો હરખું,
પણ જાગી ભૂલું સહુ તે ઘડી હું
  તદપિ રવિ પૂર્વ ગૃહે નીકળી
  ઉચકે મુજ દૃષ્ટિ ઉંચે ગગને,
તવ હે પ્રિય વાદળી ! જોઉં તને
બમણા હરખે સ્મરી વાત વળી !
  તુજ સાથ મને લઇ ત્યાર હવાં
  વધ આગળ તું ઝટ પૂર્વ ભણી;
તુજ તંબુ કરી શુભ ત્યાં, રમણી,
મુજને ઘડી એકજ દે ઠરવા!
  રવિ ત્યાં મુજને બહુ પ્રીત થશે
  તુજ અંતર સર્વ બતાવી જશે;
તુજને રવિના કંઇ રંગ હશે
વધુ જે, સહુ તે સમજીશ નકી!—
  વધ, કોમળ વાદળી ! જા ઝટતું !
  રવિ પાસ અરે અહિં આવી રહ્યાં !
અહિં શાં ઝરણાં દિલ જાય વહ્યાં !
અહહા! અહિં હર્ષ ભરે ઘટશું !

૧૯૫

# ગુણવંતી ગુજરાત.

( મ્હાડ ગરબી. )

ગુણવંતી ગુજરાત !
અમારી ગુણવંતી ગુજરાત !
નમિયે નમિયે માત !
અમારી ગુણવંતી ગુજરાત !
મોંઘેરા તુજ મણિ મંડપમાં
ઝૂકી રહ્યાં અમ શીશ:
માત મીઠી ! તુજ ચરણ પડીને
માગિયે શુભ આશિષ !
અમારી ગુણવંતી ગુજરાત ! ૧
મીઠી મનોહર વાડી આ ત્હારી
નંદનવન શી અમોલ :
રસ ફુલડાં વીણતાં વીણતાં ત્યાં
કરિયે નિત્ય કલ્લોલ !
અમારી ગુણવંતી ગુજરાત ! ૨
સંત મહંત અનંત વીરોની
વ્હાલી અમારી માત !
જય જય કરવા ત્હારી જગતમાં
અર્પણ કરિયે જાત !—
અમારી ગુણવંતી ગુજરાત ! ૩
ઊંડા ઘોર અરણ્ય વિશે કે
સુંદર ઉપવન માંય
દેશ વિદેશ અહોનિશ અંતર
એકજ ત્હારી છાંય !—
અમારી ગુણવંતી ગુજરાત ! ૪

સર સરિતા રસભર અમી ઝરણાં,
રત્નાકર ભરપૂરઃ
પુણ્ય ભૂમિ ફળ ફૂલ ઝઝુમી,
માત! રમે અમ ઉર !—
અમારી ગુણવંતી ગુજરાત ! ૫
હિન્દુ, મુસલમિન, પારસી, સર્વે
માત! અમે તુજ બાળઃ
અંગ ઉમંગ ભરી નવરંગે
કરિયે સેવા સહુ કાળ !—
અમારી ગુણવંતી ગુજરાત ! ૬
ફેર પ્રભાત સમાં અજવાળી
ટાળી દે અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતા
કરિયે જય જય કાર !—
અમારી ગણુવંતી ગુજરાત !—
નમિયે નમિયે માત ! અમારી ગુણુવંતી ગુજરાત ! ૭

---

## ૧૯૬

## વીરનું સ્વરૂપ શોધન.

( રાગ કાફી )

સહજ ગણી ન વિસારો, ભલા, એ તો આગતણો અંગારો !
હોય ભલે ઝીણો વાટ પડયો પણ વધતાં વિરાટ થનારો;
એ વિફર્યો ન ધરાય ધર્યો કદી, વન બધું બાળી જનારો !
ભલા, એ તો આગતણો અંગારો. ૧
ઝરણુ વહે ખખળી પુર પાસે, સહજ કદી નવ ધારો;
રેલે રેલાઈ જશે પુર તાણી, તોડી વછોડી કિનારોઃ
ભલા, એ તો આગતણો અંગારો. ૨

ન્હાનો ન્હાનો પણ રાઇનો દાણો, છાનો રહે નહિ યારો!
જીભે દિલે ભરી ઝાળ ઊઠાડે, ખાલ ઉખાડે હજારો ?
ભલા, એ તો આગતણો અંગારો. ૩
વીરજન કુળના મૂળ થકી છે, વીરા ! જન્મ તમારો;
" શું કરિયે, કરિયે શું," કરો ના, ખબળી જરા ખંખારો !
ભલા, એ તો આગતણો અંગારો. ૪
છળ બળથી કંઇ વિકળ અબળ થઇ, ગણવો શું દેહ ગોઝારો ?
કુંજરજૂથ નિહાળી બને શું કેસરી બાળ બિચારો ?
ભલા, એ તો આગતણો અંગારો. ૫
વીર ઊડે ઝઝુકી નિજ શત્રુને સમજી ઘાસનો ભારો !
મૂળ સ્વરૂપ પ્રકાશો, વીરા, ઝળઝળ ઝાળ ઝગારો !
ભલા, એ તો આગતણો અંગારો ! ૬

---

૧૯૭

## બલવંતરાય.

### વર વહુ અમે.

( શિખરિણી. )

જતાં'તાં સાંઝે જ્યાં, વરવહુ અમે ધાન્ય લણતાં,
ન જાણું જે શાથી, વરવહુ અમે તો લડી પડયાં;
લડયાં, રોયાં પાછાં વરવહુ અમે આંસુ ચુમતાં,
હતાં જેવાં તેવાં વરવહુ અમે તો થઇ રહ્યાં.
અરે કેવી મીઠી
લડાઇ તે દીઠી
કરે હૈયાં ખાલી,
અને આંસુ ઢાળી,
હતું તેથી જ્યાદે પ્રણયિજનનું એકજ કરે,
જ્યહાં આંસુ સાથે અધરરસ પીયૂષ જ ઝરે !

પછી પ્હોંચ્યાં જ્યારે વરત્રહુ અમે તે નદીતટ,
જ્યહાં સૂતું'તુ જે ગત સમયમાં બાલક હતું;
ત્યહાં તેની નાની—
અરે! તેની નાની કબર કુમળીનીજ નિકટ,
થયું પાછું આંસુ અધરરસ પીયૂષ ઝરતું.

—=-=—

૧૯૮

## પ્રાર્થના.

### ( પૃથ્વી છંદ. )

પ્રભો, શિર નમ્યુંઃ નમ્યુંજ ધરૂં સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજેઃ સકલ અન્ય એમાં લહું.
જુવે શિશુતણી ખરી જિગરની બધી લાલસા,
અને વળી જુવે ઉઠી ફરી ફરી ઉપર બુદ્બુદો,
પ્રસારી નિજ મેલ ફીણુ વમળો, અરે કીટકો,
લસે અમિત—ને ફુટે તદપિ ખાર મૂકી જતા.
અરે સરિત મ્હારા જીવનની ! અરેરે પ્રભો!
વહે ક્યંહિથી બુદ્બુદો ફરી ફરીજ એ એહવા!
હશે પવનસંતતિ ? ઉદધિનીજ વેલા હશે ?
દીસે નહિં દીસે અગર તિમિર ગહ્વરો આત્મમાં,
ત્યાંથી નિકળી ધસે ફરીજ એ બુદ્બુદો ?
અદૃષ્ટ—ભવથી અને જીગરનાં જુનાં પાપથી
બચાવ ! જય ! આપ! આ વિમલ સ્ત્રોત પોતાપણે
વહે, સલિલઓઘ અર્ધ્ય પ્રસરાવતો હે, પ્રભો!

———

૧૯૯.

## આરોહણ.

( પૃથવી છંદ. )

સખે! હૃદય! ક્યાં હશો? પથ કયો ચ્હડો આ સમે?
ચ્હડે અવર કોઇ સંગ, થઇ કે રહ્યા એકલા?
અને નયન જે સદા મધુર દીપતાં, તે હજી
લસે અસલ રૂપ કે કંઈ શું થાકઝાંખાં થયાં?
જરા વિષમ આ ચ્હડાવ, સહુ સાથી હારી ગયા,
વળ્યા પગથી અન્ય, જે ઉતરતી તળેટી વિષે;
બપોર સહુ ગાળશે સ્ફટિક કો ગુહાકુંજને,
સૂતા હિમ શિલાતટે, નિરખતા નીચે દૂરનાં
વિસર્પિ સરિતા કુલો, ઉટજકુંજ છુટી છુટી,
અને વનવીંટેલ ખેતર વિશાલ વાળી ખીણો.
મ્હને પણ ઘણું કહ્યું વિરમવા નીચે સાથમાં,
પરંતુ ચ્હડવું, હજી ચ્હડવું, એજ મ્હારી તૃષા.
ચ્હડું, વળી ઉભો રહું, પ્રતિપદે દિશાઓ ખસે,
અને વિમલ તીક્ષ્ણ અંતર ઉકેલતાં લોચન;
નિહાળું જગચિત્રની પલટતીજ છાયા પ્રભા;
વિચારૂં કંઇ જીવતી નિધનવાહિ કંઇ પંક્તીઓ;
વિલોકું નર, ચિંતવું પ્રકૃતિશાયિ નારાયણ;
અને વિચિ સમુદ્રમાં નિરખું ભંગ સંકલ્પના.
જલો અવનિનાં સજી અનિલપાંખ, નિર્મલ બની,
તરે વિહંગમાલ સંઘ ફરતાંજ આકાશમાં;
સુવે ઢળતી સાંઝના ઘુમટ કેરી શય્યા વિષે;
રચે ઝુલતી લસમંથિ કર સાહી તરૂયુગ્મના;
ભરે કુસુમ કોશમાં સ્ફાટિક, મોતી વેરે દલે,
ચઢું તક લગી ખચે ચળકયુંદ હીરામય;

વિદગ્ધ તરુ ઢાંકી લે, ક્ષણુ કરે કપિય શોભતા;
શિલા પણુ પરિષ્વજે, કઠિન ચિત્ત કોમલ સરે.
વસે અહીં મઠો વિષે 'મુરતીઓ' ધરી ખાખને,
વિરામ મુખપર, પરંતુ ઉર અન્ય જન જેહવાં;
નીચેની વસતી તણા સતત 'પંચભાગો' વળી,
'પ્રસાદ' ગ્રહતા અહિં, જઠર તેથી ભરતાજ એ.
ગ્રહે ઉપર ભાવિકો, હરખથીજ જાત્રાળુઓ,
ધરે 'ફુલ નહિ–તથાપિ ફુલ પાંખડી' તે ગ્રહે:
ઘણી ગિરિની ઓષધિ, વન અનંત ફાલ્યાં ફ્ળ્યાં;
કુઠારિ વળી કાછિયા, કણુબી, માળી, વૈદ્યો, અને
વિવેકહત દર્દીના અધમ ઊંટવૈદ્યોજ એ;
સમાધિછલ જાણુતા, કપટ બ્રહ્મચારી સદા,
અધોગતિ સ્વીકારતા ચરસથીજ ગાંજાફળી.
સ્મરે કવિ કહ્યું તમે, "કુદરતે બધું સુંદર,
અને ફક્ત માનવી અધમ,–" એ અહીં તો ખરૂં.
અરે નહિં નહિં! અહિં પણુ કદાપિ એકાદ કે
મઠોની કર્કશ શિલાભૂમિ વીંધીજ મૂલો ઉંડાં
તજી ફલક વર્તમાન, પ્રાચીનથી પોષીને,
પુરાણુ ઋષિયોગિનો તપ શમે અને જ્ઞાનમાં
સમોવડ બની રહે, હૃદય–બુદ્ધિ–આત્મા થકી,
પ્રસારી વળી કોમુદી–ધવલ સૌમ્ય કિરણો સદા;
ન હોય જડ કુદરતે ધરી રહેજ સૌન્દર્ય તે.
ગ્રહ્યું ઉપર હા! સખે, વિકટ આ ચ્હડાને તમે;
નહિ નિકટ, કર ચહે તમ ખભો જુની ટેવથી.
નહિ પગથિયાં રચ્યાં, પથર ધારવાળા લીસા
અને તરૂ લતા તણી નિબિડ ઝાડી આ કારમી!
પદે પદ વળું નીચો, ઉઝરડા તથાપિ ખમું,

અને ક્યંહિં ક્યાંહિ દીસે પદ્દી વ્યાઘ્ર ચિત્તાતણી.
અહા ! ગહ્વજ ઝાડી, નિર્મલ લસે ઉંચું વ્યોમ શું !
અરે, પ્રખર સૂર્ય સત્વર વત્સને શો દમે !
દીસે કુદરતે અહીં રચ્યું શિલાતણું આસન,
તપાવ્યું રવિએ, તથાપિ ઘડિ થાક ઊતારૂં હું.
નિહાળું પથ જે ચ્હડયો; જલરસોજ નીચે રહ્યા;
જણાય ન જણાય સૃષ્ટિ સુંદર ગુંથેલી રંગેલી એ !
હવાદલ વિશાળ આ ભુખર દીપતું, તે મહિં
સરે રસળતાંજ મોન ખગ વાદળાં એ ડુબ્યાં !
પ્હણુની ઘનસ્યામ છાય નિજ મોહિનીમાં પુરી,
લપેટી જતનેથી ખીચુ લોભાવતી લોચન.
અહા, સ્વર મીઠો! ફરી ! નગર આ શું ગંધર્વનું ?
ફરી જ રણુકાર ! હા, અનિલ! આવ, રમ આ દિશી.
પડેલ તજી દીધ આ ઉંચી ટુકો વિષે મંદિરો
રચ્યાં વિવિધ પંથ ને વિવિધ કાલનાં સ્મારક,
ધરે હજી સુકંઠ ઘંટ, અનિલો જ પૂજા મિષે
વગાડી રમતા, વળી વહી જતા ધરી એ સ્વર
સુનાવી પથિકો કરે ચકિત લોક ભ્હેમી બલા.
અહા મધુર ઘંટ, મંદિર વિષે અનાયાસથી
થતા મુખર—શા વિચાર પ્રકટો તમે આ ઉરે ?
રહ્યો શું પૂર્વજ મહા પ્રબલ સત્ત્વ આર્યો તણા
ખરો વિમલ ધર્મ ઘંટરવ મિષ્ટ આ કેવલ ?
અહો જગતવંદ્ય ધર્મધુતિ સેવતા પૂર્વજો !
ભગીરથ પ્રયત્નથી જગરહસ્ય પામ્યા તમે;
વહે અનિલ ઇશ્વરી નિયમથી, કદાપિ વહે
સ્વરો તમતણા, પડે શ્રવણ, તોય સમજાય ના.
કદાપિ નજરે ચ્હડે જીવતી મૂર્તિ તમ ધર્મની;

ન એ નિજ પ્રકાશ રાખ ફજળ્યા જ તનખા સમો
નપુંસક, શકે કરી પ્રકટ અન્ય આત્મા વિશે.
ગઇ ઘણી પ્રજા, ગયા વિરમી ધર્મ પણ કેટલા !
રહ્યાં વચન એમનાં, ફક્ત કલ્પના સૃષ્ટિએ
ગણાય, ગત કાલ સાહિત્ય ઇતિહાસમાં,
જશે ગરવી આર્ય જાતિ, બ્રહ્માની પુત્રી વડી ?
ત્રયી શમી જશે અભંગુર શું ક્ષીરસાગર વિશે ?
થશે શું ભારત યુનાની હોમર તણાં જ કાવ્યો સમું ?
નહિ શશિકલા ધરી–કુસ શું ધારશે મંદિરો ?
સખે ! ઉર તુટે, રૂંધાય જીવ કાલ ઓથારથી
અને મુજ વિશે બળે અયુત આર્યકુલ પિતૃઓ !
પ્રભો, કિરણ આશનું ! ધરતી કોરી દુષ્કાલમાં.
ચહે સલિલ જ્યોતિમેવ ઊગારવા સંતતિ !
સ્હડું ઉપર, હોંસ ના; ફક્ત પૂર્વ નિશ્ચય થકી
વધેપગ,–પડે કઠોર પડઘા પદા ઘાતના;
અવાજ પણ એ સુવે પલમહિં સુના આ સ્થલે,
મળી, ડુબી અશબ્દમાં, ગળી જઇ થતો ના થયો.
વસે શ્વસી લસી રહે વિશદ દિવ્ય શાંતિ અહીં
ગંભીર, સ્થિર સ્મિત ભરી, જગત મેલ આત્માતણા,
વળી જગત પાપ ડંખ, દુઃખ સ્થૂલ રાગોતણા
વિદારી, વિસરાવી, રૂઝ કરી, અંક સુવરાવીને
કરંતી નિજ ધામયોગ્ય કૈં વિપથચારી આત્મશિશુ.
અનંત અવકાશનું હિત–સૃજંત ચેતન–ઉર !
અનંત–તત કાલનું સત સ્વરૂપ શાશ્વત–પ્રભ !
અનંત જીવ યોનિના સગુણ કોટિ સંકલ્પનું
અવિકૃત નિધાન–આદિ–અવસાન સંકર્ષણ !
અનંત સુખ જે સ્ફુરે, સ્ફુરણમાંજ જીવી રહે

વિચાર–અભિલાષ–આન–રતિ, તે તણો ભાસ્કર !
ભજે ઉર ઉમંગથી, સરલ દીન શિશુ ભાવથી,
અનેક યુગ દેશના કંઇ મહાનુભાવો તને;
પીતાં મૃત સજીવની વિમલ વારુણી તાહરી
દૃગો સકલ દેશ–કાલ–પ્રત્યક્ષ ઝાંખુ લહે
રગેરગ વહે મીઠું અમર જોમ શ્રદ્ધાતણું.
જશે કઇ પ્રજા ? પડે કડડ ભાંગી શું રાજ્ય કો ?
થશે અમુક ધર્મ સંસ્કૃતિ તણો–પ્રલય કે કદા
–ભલે વિવિધ ખેલ કાલ નટરાજ વર્તાવતો,
વસે તું નિજ રંગમાં, સકલ સૂત્ર તુજ હાથમાં.

---

## ૨૦૦

## રાસ.

### ( અષ્ટપદી. )

જલ જલ અકલિત સકલ દિશા મહીં, જ્યોતિ–અંડ લસિયું ત્યાં,
જલ જનની ધરી હેત પોષતી, અંડમયી જ બની ત્યાં;
અંડથી સૂર્ય અનન્ત પ્રકટિયા, ગ્રહો સૂર્ય સૂર્ય જ્યાં,
ગ્રહ–ગ્રૈહપતિમય લોક વિશે એ અંડ મોક્ષ પામે ત્યાં;
જલ–અંડતણો વળી અંડ–લોકનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ પંડ–પંડપતિનો એ.
જડ જડ અકલિત સકલ દિશા મહીં, જીવ–બીજ સ્ફુરિયું ત્યાં,
જડ જનની ધરી હેત પોષતી, બીજમયી જ બની ત્યાં;
બીજથકી તરુ પ્રાણી યોનિઓ ઉચ્ચ ઉચ્ચ પ્રકટે ત્યાં,
પ્રાણીપતિ નર પ્રાણનાથમાં બીજ મોક્ષ પામે ત્યાં,
જડ–બીજ બીજ–તરુ પ્રાણી–મનુજનો એ
રાસ અખંડ વિહાર અનન્તજ પંડ–પંડપતિનો એ. ૧
તન–તમ અકલિત સકલ દિશા મહીં અહં–જ્યોતિ ઝગઝી ત્યાં,

તન જનની ધરી હેત પોષતી, અહંમયીજ બની ત્યાં;
અહંકારી શિશુ યુવક બને એ, કામવીર્ય પ્રસરે ત્યાં,
યુવક—બાલગણ—પોષક જીહ્વે અહંકામી વિરમે ત્યાં.
શિશુ યુવકતણો વળી યુવક વૃદ્ધનો એ,
રાસ અખંડ વિહાર અનન્તજ પંડ—પંડપતિનો એ. ૧૮

સેવાધર્મે દેહધરી નિજ નિયમન પક્વ બનાવે,
અર્થકામી વિષયો જીતવા વિશ્વ આત્મ શક્તિ વિકસાવે;
સત્તાધર નિર્બલપાલક નિજ ક્ષાત્રકેતુ ફરકાવે,
નીતિ ધર્મ ધુતિ સ્થિર શુચિ ઠારક ઉદ્ધારક પ્રકટાવે;
પગ ઉદર તણો વળી પ્રાણ—જ્ઞાનનો એ,
રાસ અખંડ વિહાર અનંતજ પંડ—પંડપતિનો એ. ૨૪

ગાયત્રી સુત વેદ ગર્ભ નિજ અન્તરમાં પ્રકટાવે,
એક પછી બહુ થવા કામના ઉપર રતિ વિલસાવે;
બીજ ગૃહેથી ફુટે નવાં ગ્રહ કે ગૃહરતિ અજવાળે,
મમ—પર સમ કરી જગ કુટુમ્બની મોક્ષ વિભૂતિ લગાવે;
અંકુર ફુલ ફલબીજ ઉન્નતિનો એ
રાસ અખંડ વિહાર અનન્તજ પંડ—પંડપતિનો એ. ૩૦

કુટુમ્બ કબીલા ભમતાં સ્થિર થઇ વધી ગ્રામ ઉપજાવે,
ગ્રામ ગ્રામ લડી વ્હડી હળી મળી બળી જાનપદો પ્રસરાવે;
જાનપદો વળી જાનપદો સહ રાષ્ટ્ર સંઘ વર્તાવે.
રાષ્ટ્રભેદ લય અખિલ જગતના રામ રાજ્યમાં પાવે;
નર—નૃ સાથનો નય—સ્વતંત્રતાનો એ
રાસ અખંડ વિહાર અનન્તજ પંડ—પંડપતિનો એ. ૩૬

રસ રસ અકલિત સકલ દિશા મહીં અમિત ચક્ર ભમતાં ત્યાં,
ચક્ર ચક્ર મળતાં અથડાતાં રતિ—વિરતિ ધરતાં ત્યાં;
રસતૃષ્ણા રસભોગ પકવતાં અનુભવ જ્યોતિ સ્ફુરે ત્યાં,

ચક્રપણાનાં પડ પછી પડ ગાળંતી જ્યોતિ વ્હેડ ત્યાંઃ
સ્થૂલ-સૂક્ષ્મનો મમતા-સમતાનો એ
રાસ અખંડ વિહાર અનન્તજ સ્વયં પંડપતિનો એ. ૪૨

---

## લલિત.

૨૦૧

### મઢૂલી.

("કાનુડો ન જાણે મ્હારી પીડ." એ રાગમાં.

મઢૂલી મજાની પેલે તીર,
સંતો વ્હાલાં !
અનેરી અમારી એ લગીર !

વૃક્ષો વેલડિયોવાળાં,
કુમળાં ફળફુલ રસાળાં;-
લઇ જાવ ન્હાણું એ લગીર !
સંતો વ્હાલાં !

મનની કંઇ મોજ મજાઓ,
રસિયાં ફિરનો કંઇ લ્હાવો,
લેવાને આવજો લગીર !
સંતો વ્હાલાં !

સ્હામે સંસારી વિલસે,
વચ્ચે જીવનસરિતા વ્હે;
રેલવિયે ત્યાં રસરંગ લગીર !
સંતો વ્હાલાં !

ઉડવાય સફર સહિયારી,
સુખ દુઃખની કથા ધારી;
આનન્દ ઓર એ લગીર !
સંતો વ્હાલાં !

લગની રહેવા ન્હાવાની,
ગીતડાં પ્રભુનાં ગાવાની,
લાગે તે આવજો લગીર !
સંતો વ્હાલાં !
મહુલી મજાની પેલે તીર,
સંતો વ્હાલાં !
અનેરી અમારી એ લગીર !

---

## ૨૦૨

# વસમી વિદાય.

( ધનાશ્રી. )

વસમી એક વિદાય,
વ્હાલાંની, વસમી એક વિદાય.
પ્રેમ અને પરિચય વધતાં તો
વિરહ સહી ન શકાય;
વ્હાલાંની, વસમી એક વિદાય.
ઉમરાતા ઉપકારો ઉછળે,
ભીનાં હૈયાં ભરાય;–
વ્હાલાંની, વસમી એક વિદાય.
મન માન્યાં વ્હાલાંની વ્હાલપ,
પળ પણ નવ વિસરાય;
વ્હાલાંની, વસમી એક વિદાય.
ઓછાને અધુરા કંઇ ભાવે,
સ્વજન કર્યાં શું થાય !
વ્હાલાંની, વસમી એક વિદાય.
દિલના દેવ સમાં વ્હાલાંને
આંસુ અર્પી રહેવાય !
વ્હાલાંની, વસમી એક વિદાય.

---

૨૦૩

## દુઃખિયાંનાં બેલી.

(દા લાગ્યા ડુંગરીયે, કહાના કેમ કરિયે ? ભગવતી મીરાંના એ ભજનની ધુન.)

ધા સુણીયે દુખિયાંની,
વ્હાલાં, બન્ધુ બનિયેઃ
બન્ધુ બનિયેરે, એનાં બેલી બનિયે.
દુખિયાંને સંભાળિયે !
ા સુણિયે દુખિયાંની,
વ્હાલાં, બન્ધુ બનિયે !
એક જ જનનીનાં જયાં,
એક જ શિરછત્ર છવાયાં;
રંક ભાંડુનાં રખવાળાં લેઇયે,
રે ! હુંફે હુલાવિયે !
બેલડિયાં બાળ બરોબર,
રહેવા સજ્યાં શું સહોદર !
દુઃખે દુઃખિયારાં આળાં અંતર ચાંપિયે.
હો હૈયાળી દેઇએ !
દુઃખિયાંનાં ફેડી બન્ધન,
રચિયે ઉર આંગણ નન્દન;
દીનને દ્વારે દયાસાગર રેલિયે;
એવાં આંસુ અર્પિયે !
દુખિયાંનાં દેવ સહાયક,
દીનનાં તો સન્તન સેવક;
રંકને પગલે પ્રભુલીલા ન્યાળિયે;
પ્રભુજીને ભાળિયે !
સંપીલી મીજલસ ભરિયે,
હેયાને હેલે ચ્હડિયે;

વિજ્ઞુની વ્હાલપનાં રૂડાં જ્યોતિ વન્દિયે:
પ્રાણને ઉજાળિયે !
આ સુખિયે દુઃખિયાંની,
વ્હાલાં ! બન્ધુ બનિયે.

---

## ૨૦૪

## આશાનું સ્થાન.

( મરાઠી સાખી. )

૧

મીઠલડું મહિયર મેલીને પરને પ્રિય કરવાનું,
સ્વાર્પણ ને સ્વાશ્રયનું જીવન જીવતાં મુખ મલકાતું;
ઉમળકે ઉમંગ ધરી સેવે સુંદર સ્નેહ ભરી ?

૨

એવી ગુણિયલ ગૃહદેવીને પશુ સમ પિંજર પૂરે,
નરની અવગણનાથી નારી મુંગા મારે ઝૂરે;
જનનીને આવાં દુઃખડાં, સંતતિને શૂનાં સુખડાં ?

૩

બળબળતા હૈયામાં દૂધ ઉદ્દીપક આવે ક્યાંથી ?
વીર બાલબાલા દુધમલ્લ અવતરે હિન્દમાં ક્યાંથી ?
દુઃખી જનનીના જાયા, ક્યાંથી બને રાવ રાયા ?

૪

સ્મિતભરી સહચરી નિરંતર કાર્ય ધુરંધર બનશે,
અંતરનાં કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝમશે, શાંતિમાં દુઃખડાં શમશે ?

૫

સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરી,

અડગ ધૈર્ય ને શૌર્ય ભર્યાં સંતાન હિન્દમાં સરશે,
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે ?

૬

પોતાનાં પ્રિય દેશી જનનાં દુઃખ પરસ્પર ધરશે,
જન્મભૂમિનાં ભોળાં ભાંડું ભેળાં હળશે મળશે,
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગ સમ સુન્દર હિન્દ થશે.

૭

હિન્દજનો અર્ણવ ધ્રુધવશે, ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે;
એવું ઐક્ય થશે, એવી લલિત લીલા ખીલશે !

---

## ૨૦૫

## ફુલની પાંખડી.

### ( સોરઠ–ત્રિતાલ. )

ફુલની પાંખડી લ્યો, પ્રાણ !
ઉરની એ મધુરી લ્હાણ;
અમીમય આંખને એહસાન;
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

સ્વજન સ્નેહનાં ઝરણાં રેલે,
દિલ દરિયાવ અહો ! એ ઝીલે ;
પ્રાણ પાંદડી ખીલી રહે,
ત્યાં બીજાં શાં સન્માન ?
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

છલકાતા રસ ભાવ તરંગે,
પ્રકાશ પરિમલ ઉછળે અંગે;
પ્રફુલ્લ આત્મ કમળ ઉઘડે,

ત્યાં બીજાં શાનાં દાન ?
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

અનંત દલપર વ્હાલાં મ્હાલે,
અમર વેલ સુરતરૂ સમ ઝુલે;
પ્રીતિ લક્ષ્મી પ્રભુમય પ્રગટે,
ત્યાં પ્રભુતાનાં રસપાન !
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

દ્રષ્ટિયોગમાં મધુરૂં હસતાં,
બ્હાલ ઉમળકે અધૂરૂં વિલસતાં,
રસિયાં જન કલ્લોલ કરે
ત્યાં અધીનતાનાં તાન;
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

પ્રાણ સમાં પ્રિયજનને પરિચય
રૂમ ઝુમતું અમ જીવન રસમય:
એમાંની આ એકજ
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !
ઉરની એ અધૂરી લ્હાણ.

અમીમય આંખને અહેસાનઃ
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

---

સુમન્ત.

૨૦૬

## ગોપિકા.

(વસન્તતિલકા.)

દોહી રૂપાળી મધુરી મુજ ગાવડીયું,
ને દૂધડાં મિઠલડાં ભરી તામડીયું;
ચારો નીરી, ધણુ મહિં મુકી ધેન, ચાલી–

જાણું રૂડાં જળ હવે જમનાંજી, આલી ! ૧

સાહેલીસાથ સરખો, ઠીક જોડ જામી;
આનન્દગોઠડી મિઠી પનઘાટ પામી;
માંજ્યાં સુનેરી દીપતાં શિર બેડલાં આ,
ને પાણીડાં ભરી વળ્યાં ઘર સર્વ જાવા. ૨

રાંધ્યું ઉન્હું ઉન્હું ધર્યું પકવાન ભાણે,
ઠાકોર થાળ પીરશી, મન મોજ માણે,
ખાધાં પીધાં, શયન સેજ લીધાં, થઇ ત્યાં
જાવાની વેળ, લઇ ગોરસ વેચવાનાં. ૩

ઝૂલે ખીલી નવલી સુન્દર મંજરીયું,
ડોલે પરાગ ઝરતી ફુલ પાંદડીયું;
વૃન્દાવને ઝઝુમતી નદીતીરકુંજેઃ—
ક્યાંથી મધુર સુર ? શો વનભેદી ગુંજ્યો ? ૪

કોયલ ગીતડું શમ્યું, મનવેગ કંપ્યા,
ગાયો અને હરણિયાં ભરલ્હેર થંભ્યાં;
વાયે રસીલી, અમી રેલતી વાંસળી જ્યાં
ગોપાલબાલ, ઉર આ સરી જાતું ત્યાં-ત્યાં. ૫

[ સંસારરૂપવનમાં ગૃહકુંજ શોભે,
કર્તવ્યધેનુ પય અમૃતશું મધુ દે;
પ્રીતિપનોતું શુભ સ્નેહી કુટુમ્બ રાજેઃ-
ત્યાંયે સદા સનીહદે પતિવેણુ ગાજે. ] ૬

ખેલ્યાં બધાં વિવિધ રાસલીલા અનેરી,
ચન્દા ઢળી, સખીરી ! વેળ વીતી ઘણેરીઃ
દેહું ન ત્હોય બનતું થિર, સુર પેલો
ઘૂમ્યાં કરે જીવન ડોલતી વાંસળીનો ! ૭

૨૦૭

## કવિવરો—ગાયકગણો!

( હરિગીત. )

ઓ હૃદયરવ રેલાવનારા કવિવરો! ગાયકગણો!
સુર જીવનમાં ઉતારજો તમ વેણુ ને વીણા તણો;
' કુદરત કળા '–પ્રિય કોકિલા તમ આત્મમન્દિર પાળજો,
દ્રવી દિવ્ય કૂજન અમિરસે અમ અન્તરો અજવાળજો. ૧
મનુજન્તુઓ બંદી પડયાં અંધાર–કારાગાર આ
સંસારપંક અપાર, કેવળ ક્લેશ–વિષયાગારમાં;
પ્રકટો હૃદયરશ્મિ ત્હમે, વિકસો વિમલ ઉદ્દ્યોત ત્યાં,
હણી બેડી બન્ધન તણી, જીવન વિલાસજો આનન્દમાં. ૨
ઓ મર્ત્યભૂમિના ફિરસ્તા! દુઃખદાવાનળ બધે,
દુનિયા મહિ ચોતરફથી ભડભડ દહન્ત દીસે, અરે !
વિષવહ્નિ બાળે, ઉડ્ડયન અમ વ્યોમ ખાળે, ઉદ્ધરો
અમ જિવિત, વાંસલડી વિરલ તમ વાદ્ય વિશ્વ સુધા ભરો. ૩
ઉરવાંસળીના સુર ઉંડા સૃષ્ટિસિન્ધુ ઉલંઘતા,
અવકાશ–અવનિ અમલ મંજુલતાભર્યા કરી મ્હાલતા;
રવિકિરણતન્તુના ગુંથી તંબૂર ગંભીર ગાજતા,
અથવા વહન્તા ઇન્દુમન્દિર મન્દ સુન્દરતાભર્યાઃ ૪
આકાશની રૂપેરી આન્તર કુંજકુંજે કૂજતા,
કંઇ દેવદૂતો–ધૂમકેતુ જ્યોતિ ઝગહળ ઝૂઝતા;
પુરી માર્ગ મણિમય મોતીઓથી દૂર દ્યુતિ વિસ્તારતા,
તે સહ સુનન્દન મનતરંગ સરન્ત રસપૂરે ભર્યાઃ ૫
સજી રંગબેરંગી વસન આહ્લાદ–મદભર માનિની,
આલાપ અદ્ભુત ઝમતી સુખકર વાદળી ગજગામિની;
ક્ષણ નિમિરપટ નભ–મન્દિરા સંકેલી સ્મિતમય સુન્દરા,
ઘનગગનગર્જનમાં ઝબુકતી ભવ્ય ગાન પ્રભાભર્યાંઃ ૬

ગ્રહતારલા કંઇ ગીત મીઠલડાં સુરસ મ્હસ રેલતા,
નભગંગ ઉજ્જવલ રંગ, સંગીત નન્દ ધ્વનિ જહિં ખેલતા;
ગિરિ, સર, સરિતા, નિર્ઝરો,—સ્વર અવનવીન ઝંકારતાં,
વનવલ્લરી, તરૂપલ્લવો સ્વ સિંચતાં પ્રીતિભર્યાઃ ૭
કુસુમ સુગન્ધ અમન્દ મંજુલ કુંજકંદર ખોળતા,
અનુપમ વિહંગમ હૃદય 'સારીગમ' રસે જગ રોળતા;
સૌરભવિલીન આનલ નીલ સમુદ્રર્ઊર્મિ સ્ફુરાવતા,
સજી લલિત મધુરી શીત લહરી શાન્ત સુખસારે ભર્યાઃ ૮
નટવ્યોમ ઇન્દ્રધનુ સુરમ્ય રચન્ત, સુર મધુઝરા,
કુદરત તણા તેશુ ઝીણા ભરી, મદભીણા કર લે વીણા;
નાચન્તી પૃથ્વી નાયિકા, રજની પુરન્તી તાલ, ને
સન્ધ્યા—ઉષા મળી વિશ્વનંદલ વાદ્યરવ રેલી રહેઃ ૯
કોકિલસુકૂજનની સુરા, બુલ્બુલની વાણી તણી સુધા,
સારંગી, તંબુર ને મૃદંગી અંગ સંગીતનાં બધાં;
દિવ્યાંગનાના કંઠ કોમળ નિર્મળાં ગાયન કરેઃ—
એ નિત પ્રણયમય તમ જીવનમાં કાવ્યરસગીતા દ્રવે. ૧૦
થતી શું ર કવિવરમયૂર ! ગાયકચાતકો! રસવૃષ્ટિ એ
તમ કાજ માત્ર ?—પિપાસિતા તમ સાથ આખી સૃષ્ટિ છે;
ખુલ્લાં મુકી દો મનસદન, છો સતત અનિઝરણાં ઝરે,
અગ તૃષાપીડયાં હૃદયહરણાં સ્નાનપાન ત્યહાં કરે. ૧૧
ઉત્ક્રાન્ત ઉચ્ચા તાર ચિત્તસિતારમાં ઊર શાં શમે,
ચિન્તા અનન્ત, તિમિર. નિરન્તર શોક જે અન્તર દમે;
પળવાર તમસ્વરલીન, હૃદતલીન, તમમય થઇ અમે,
આશાનિરાશા, દુઃખસુખ, વિજયપરાજય ભૂલીએ. ૧૨
મંજુલ ઝીલન્તી મંજીરા પ્રીતિભક્તિપદતાનો મીઠાં,
ત્યાં મૂર્તિમય મનુહૃદય મોહિની તમથી સર્વ થતાં દીઠાં;
વંજુલ વહન્તી વેણુ, મોરલી રવ લવન્તી નવનવા,

કહો ક્યાંથી પશુ–ખગ–પ્રાણિ ત્હેમાં વશ કરન્ત સુરો પુર્યા? ૧૩
વીણા વિધુરી, પ્રણયપુરી, રસભરી વાગન્ત જ્યાં,
તમ હૃદયકેરી કંઇ અનેરી લહરીઓ જાગન્ત ત્યાં;
રસબસ થયેલી સુરવ–હેલીમાં જગત તરતું રહે,
લીલી જીવનવેલી, જગપિતાતરૂને વીંટેલી, ઉંચે ચ્હડે. ૧૪
ગતિમાન ગાનવિમાન તમ ઉંચાં ઉડે ગગનાંગણે,
કવિતાની કમનિય કનકમય પ્રભુ પાંખપર પ્રભુબારણે;
રસપ્રેમ–કોકિલ બુલ્બુલો સ્વર્ગીય સંગીત જ્યાં ભણે,
અમ આત્મપંખી ત્યાં વહાવો, પથ ચ્હડાવો તમ તણે. ૧૫

---

બોટાદકર.

૨૦૮

## પ્રેમ અને સત્કાર.

( ગઝલ. )

લખ્યું તે પત્રમાં પ્યારા! "નથી સત્કાર મેં કીધો,
ખબર વિવેકની મુજને, નથી તો તું ક્ષમા કરજે."
અહો! સત્સ્નેહને અંગે, સુહૃદ! એ બોલવું છાજે?
ચહે જો પ્રેમ આદરને નહિ એ પ્રેમ પ્રેમીનો.
અખંડિત પ્રેમને, બંધુ! જરૂર શું હોય આદરની!
પધારો, આવજો, બેસો, વૃથા એ વાદ શા સારૂ?
હૃદયસત્કાર જ્યાં થાતો ઉભય ઉરમાં વિના માગ્યો,
નયન સત્કાર નવ પુચ્છે, વદન સત્કાર શાને તો?
વિનય રસના તણો એવો બતાવે પ્રેમમાં ખામી,
પ્રપંચી કાજ રહેવા દો, ન પુચ્છે પ્રેમનાં પાત્રો.
હસે દિલ પ્રેમનાં ભરિયાં રહે જુદાં છતે સંગે,
વિનય સત્કારને એમાં નથી અવકાશ મળવાનો.

'પધારો એમ કહેવાથી પધારે તે પધાર્યાના,
નિમંત્રણ પ્રેમીને શાનાં ? અનાદર પ્રેમીને શાનો ?
મળ્યાં છે ચિત્ત વિણ યત્ને, શરીર તો જોડવાં છે ક્યાં ?
કરે કર આપવો શાનો ? મને મન જ્યાં મળેલાં છે.
સુહૃદનું આગમન થાતાં ઉઠે સત્કાર કરવાને,
અરે એ તો જનો જુઠા, ખરેખર બાહ્ય પ્રેમી તે !
ભલે એ થીંગડાં દેવાં હજો અતિ ઇષ્ટ શિષ્ટોને,
સ્પૃહા સત્પ્રેમના ભોગીજનો તે તેની કયમ રાખે ?
વિનયની પૂરણી માગે, અધૂરી તેટલી પ્રીતિ,
પ્રતીતિ પ્રેમની કરવા નથી અધિકાર આદરને.

---

## ૨૦૯

## ગૃહ.

( વસંતતિલકા. )

જ્યાં વિશ્વનાં ભ્રમણ માત્ર સમાપ્તિ પામે,
જ્યાં સૃષ્ટિની અરણિઓ સઘળી વિરામે;
ભૂગોળનો પ્રકટ જ્યાં પરખાય છેડો,
ને જ્યાં સુવર્ણમય મેરૂ વસુંધરાનો.
અંભોધિને ઉતરતાં વસતાં વિમાને,
ને વિશ્વમાં વિચરતાં પ્રિય સાથે સંગે;
ઉંચું સદૈવ વસતું મન, જ્યાં નિરાંતે,
નિદ્રા લઇ સુખદ શાંતિ અપૂર્વ સેવે.
અગ્નિ અનંત ઉરમાં ઉપજાવનારી,
જ્યાં નષ્ટ થાય પળમાં પરવા બિચારી;
જ્યાં ચેતનત્વ જડ વસ્તુ સમસ્ત પામે,
ને કે નવીન ઉર-ભાવ થકી વધાવે.
જ્યાં નેત્ર મીલિત છતાં અબુએ જણાય,

ને અંધકાર બળ નિષ્ફળ નિત્ય જાય;
આનંદ જે પરમ દુર્લભ પ્રાણીઓને,
તે મૂર્તિમાન બની જ્યાં દિનરાત ડોલે.
જે દેહલીપર જરા પદ મૂકવાથી,
ઇંદ્રિય માત્ર નિજ મંદિર જાય બેસી;
ને ખીલતા હૃદય–પંકજની રસીલી,
એકે રહે ન કદી પાંખડી જ્યાં અધુરી;
વિશ્વાંબરે વિહરતા વ્યવસાય સેવી,
પ્રાણી પતંગ તણી જ્યાં દૃઢ બાંધી દોરી;
જ્યાં દંભ સંસૃતિ તણા હઠી દૂર જાય,
જ્યાં માનરોગ થકી માનવ મુક્ત થાય.
જ્યાં પ્રેમનો પ્રથમ પાઠ મનુષ્ય પામે,
આત્મીયભાવ ઉર જે સ્થળમાંથી જામે;
જ્યાં વહે જગત રેલતી સ્નેહ ગંગા,
ને જ્યાં થકી હૃદયનાં સહુ દ્વાર ખુલ્યાં.
જ્યાં રંક જીવ પણ પૂર્ણ પ્રભુત્વ પામે,
ને ભૂપતિત્વ ભવ દુર્લભ સર્વ સેવે;
જ્યાં અંધ પ્રાણી પણ થાય સહસ્ર ચક્ષુ,
જ્યાં દિવ્ય દર્શન સદૈવ સ્વતંત્રતાનું.
આઘાત સંસૃતિ તણા શતધા સહીને,
ને ક્લેશના વિકટ વહ્નિ વિષે વસીને;
બેદાઘ, શુષ્ક થઇને સળગી ગયેલું,
જ્યાં પૂર્ણ પલ્લવિત માનસ થાય પાછું.
આકર્ષણો અતિ અલૌકિક રમ્ય જેનાં,
ઇંદ્રાસનો અહીં તહીં અથડાય જેમાં;
જેમાં રહ્યું હૃદય, જે હૃદયે રહેલું,
અન્યોન્યભાવ, રસ, ઐક્ય થકી ભરેલું.

સંસારના સુખદ શોભન સ્વર્ગ જેવું,
આનંદનું, પ્રણયનું ગૃહ એ અમારૂં;
સૌન્દર્ય જ્યાં સકળ વિશ્વતણું વિરાજે,
ને ન્યૂનતા વિભવમાત્ર તણી મટાડે.

---

૨૧૦

## કર્તવ્ય.

( કવાલી. )

વસંતે પંચમાલાપે રસીલી કોકિલા કૂજે,
કદી કો શબ્દ એ કાને ધરે કે ના ધરે તોએ.
સહજ સુરભિ સમર્પીને કુસુમ કર્તવ્યતા સેવે,
ભ્રમર મકરંદના ભોગી મળે કે ના મળે તોએ.
સુગન્ધિ પુષ્પ પ્રકટાવી મનોહર માલતી રાચે,
સમયને સાચવી માળી ચુંટે કે ના ચુંટે તોએ.
સુધા સ્પર્ધી ફળો દેવી ફળે માકંદ મોંઘેરાં,
પ્રવાસી કે વિપિનવાસી ગ્રહે કે ના ગ્રહે તોએ.
કરી પીયૂષની વૃષ્ટિ સુધાંશુ વિશ્વને પોષે,
જગત્ નિદ્રા તજી એને જુએ કે ના જુએ તોએ.
સદા સ્રોતસ્વતી સ્વાદુ વહે ઉરથી વિમળ વારિ,
પિપાસુ પાન્થ એ પાણી પીએ ના પીએ તોએ.
અમૂલા પ્રાણ અર્પીને જલદ સૌ પ્રાણીને પાળે,
કદર એ કાર્યની કોઇ કરે કે ના કરે તોએ.
સહીને આકરા અંશું કરે શીળી તરૂ છાયા,
શ્રમિત પન્થી તળે આવી વસે કે ના વસે તોએ.
પ્રણયના મીઠડા મંત્રો અને ગીતો અમે ગાશું,
ભલે સંસારના શિષ્યો શુણે કે ના શુણે તોએ.
હૃદયનાં આંસુડાં રેડી ભિંજવશું વિશ્વને ભાવે,

કઠિન હૈયાં મૃદુલ એથી બને કે ના બને તોએ.
પ્રબળ પડદા બધા ચીરી હૃદય ખુલ્લાં કરી દેશું,
સુભાગી સત્ય જોનારા જડે કે ના જડે તોએ.
પુનિત કર્તવ્યને પંથે વિસરશું ધર્મ્ય ધારીને,
અમારા બંધુ એ ચીલે ચડે કે ના ચડે તોએ.

---

ડાહ્યાભાઈ લક્ષ્મણ.

૨૧૧

"હું પીત લલના પીત મિઠ્ઠાં પાણી તુજ પ્રીતિ થકી."

( હરિગીત. )

યદિ હોત હું વર્ષાદ બિન્દુ
ને તું કોમળ પાંદડું,
વાદળ વિષેથી આવી તુજ
ઉર ઉપર આવી વસત હું;
ને લેત વિશ્રાન્તિ તહિં
મિઠ્ઠી અનુપમ સુખભરી,
હું ન્હાત ભેજને ન્હાત,
આનન્દે અને ઉત્સાહથી.
તું હોત સુન્દર કમળ ને
જો ભ્રમર હું વ્હાલી કદી,
તુજ હૃદય આવી રહત હું
કંઇ ખેળ કરતો તાહરી,
હું ચુસત પ્રેમે ચુસત ત્હારા
અધરનું મીઠું અમિ,
ને ચુમત તુજને ચુમત હું
બની હર્ષ ઘેલો સુખ થકી.

જો હોત મૃગ હું મમ પ્રિયે,
તું હોત નિર્ઝર નિર્મળો,
કાન્તા! કહે શું કરત હું,
વિચાર કરવું તેહનો;
નીચો પડીને તુજ કિનારે
ચુમ્બીને હે ! સુન્દરી,
હું પીત લલના, પીત મિઠ્ઠાં
પાણી તુજ, પ્રીતિ થકી.

---

૨૧૨
## પ્રભુનો પ્રેમ.
(ગઝલ.)

પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા સહુ સંકટ નિવારે છે.
અચલ આ પ્રેમ ને શ્રદ્ધા, અભય ને ધૈર્ય અર્પે છે;
જગતના ઘોર માર્ગોને, ઉજાળે, આ અચલ શ્રદ્ધા,
સકલ ભય દુઃખ ને સંદેહ તેથી દૂર થઇ જાતાં,
વિષમ દુઃખે દળાતાં ને પીડાતાં દીન હૃદયોને,
પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા નવીન ચૈતન્ય અર્પે છે;
જગતના જુલમને દુઃખોથી મુઝાતાં મનુજોનાં,
જગતના નાથની શ્રદ્ધા, સૂકાવે અશ્રુઓ ઉન્હાં.
દિયો આ દીન આત્માને પ્રભુ આ પ્રેમ ને શ્રદ્ધા,
જગતના ક્ષોભ, તાપો ને તુફાનો ધૈર્યથી સ્હેવા;
જીવનમાં વિષમ વિઘ્નોને દુઃખો બારે ભયોમાં જે,
ટકાવે ધર્મના પથમાં, અમોને શક્તિ આપો તે;
અતુલ આ પ્રેમ ને શ્રદ્ધા, દિયો સામર્થ્ય હમ્મેશાં,
અમોને, સત્ય, સુખ, સ્વાતંત્ર્યથી નિજ ભૂમિને ભરવા.

---

## વિજ્યાલક્ષ્મી.

### ૨૧૩
### "બાળુડો."

સુણજો સાહેલી બ્હેન,
મ્હારે બાળુડો;
જીવનનું હીર હો ઝુલાવતી હુંરે.
પ્રાણનો આધાર પ્રાણ,
મ્હારે બાળુડો;
જીવનનું પુષ્પ હો ઝુલાવતી હુંરે.
પ્રિયતમના પ્રેમરૂપ,
મ્હારે બાળુડો;
પ્રિયતમ–પ્રસાદ હો ઝુલાવતી હુંરે.
હૈયાનો હાર હોંસ,
મ્હારે બાળુડો;
નયનોનાં તેજ હો રમાડતી હું રે.
અબળા કર્તવ્ય–લક્ષ્ય,
મ્હારે બાળુડો;
અબળા–શણગાર હો હુલાવતી હુંરે.
દેવને દુર્લભ,
મ્હારે બાળુડો;
બાળુડો કાન હો ઝુલાવતી હું રે.
કુળની અમરવેલ,
મ્હારે બાળુડો;
કુળનો કીરીટ હો ફલાવતી હુંરે.
મ્હારા ગૃહ કુંજ માંહી,
ડોલર બાળુડો;
ખિલે ગુલાબ હો ઝૂલાવતી હુંરેઃ

હું નિર્ધનને ધનરૂપ,<br>
  મ્હારે બાળુડો;<br>
    વીરની વધાઇ હો હુલાવતી હું રે.

અભેદનો અખંડ નાદ,<br>
  મ્હારે બાળુડો;<br>
    નાચે ઘરમોર હુલાવતી હુંરે.

પ્રિયતમના પ્રેમ ભાન,<br>
  મ્હારે બાળુડો;<br>
    પ્રિયતમના રૂપ હો રમાડતી હુંરે.

પ્રભુનો પ્રસાદ પ્રેમ,<br>
  મ્હારે બાળુડો;<br>
    જીવન ઓધાણુ હો ઝુંલાવતી હુંરે.

જીવનનો સુખ સૂર,<br>
  મ્હારો બાળુડો;<br>
    જીવના સ્મિત હો હુલાવતી હુંરે.

મોઘો ઘર રત્ન રૂપ,<br>
  મ્હારે બાળુડો;<br>
    સંતો આશીશ હો હુલાવતી હુંરે.

બ્રહ્મની જ્વલન્ત જ્યોત,<br>
  મ્હારે બાળુડો;<br>
    પરિબ્રહ્મ હસ્ત હો હુલાવતી હુંરે.

ઊતરો આશીષ,<br>
  મ્હારે બાળુડો;<br>
    રક્ષો જગન્નાથ હો ઝુલાવતી હુંરે.



૨૧૪

## પ્રીતિ સ્મરણ.

( હરિગીત. )

ગૃહરાજ્ય તુંથી દીપતું, આનંદમય કલ્લોલતું,
દેવી સમી સૌંદર્યમાં, કમળા ! ત્હને કયમ હું ભૂલું ?
ગૃહ રાજ્યમાં નિજ ચિત્ત સ્વામી સુખમાં તત્પર સદા,
સાદાઇ નીતિ ભક્તિ કેરા પાઠ શીખવી ગઇ ઘણા.
ભુલવા કરૂં છું યત્ન પણ ઓ પ્રિય ! તું ભૂલાય ના,
બહુ દિવસ જે સાથે વસ્યાં સંતોષમાં, સ્મૃતિ જાય ત્યાં.
તેં સહન કર્યું છે જે બધું, તે યાદ આવે નજરમાં;
શી રીત બદલો વાળશું ? સઘળું રહ્યું છે કરજમાં.
સર્વે મળી સંતાપતાં, સદ્ગુણ ત્હારા ઢાંકતાં,
તો એ અરે સહુ વાર તે કસ્તુરી સમ સો મ્હેંકતા.
સૌનું સદા તેં સાંખીયું, ના સુખ દીઠું સ્વપ્નમાં,
તું વ્હાલસોઇ ભાભીના ભણકાર વાગે કાનમાં.
જ્યમ સ્પર્શમણિના સ્પર્શ થકી નકિ લોહ કાંચનમય બને,
ત્યમ હસ્ત ત્હારો જ્યાં ફરે, ત્યાં કાર્ય ચોખ્ખું સૌ બને.
સ્વયંપાકમાં શીખ લેઇ ત્હારાં શિષ્ય ઘર પરનાં થયાં,
તું સદ્ગુણી ભાભી વડે, ઉજળાં હતાં ગૃહ ભાઇનાં.
ઉજ્જવળ કીધું કુળ તાતનું, તું કુળ સુહાવન વેલડી
ભોળી, ભલી, તત્પર થતી સૌ કાર્ય કરવા હોંશથી.
ઇર્ષા હતી નહિં આંખમાં, અપમાન સહી પણ રીઝતી,
વૈભવ તણો નહિં મોહ ત્હારા ઉરમાં શાંતિ હતી !
હિન્દુ તણા ગૃહરાજ્યમાં ઓીજાતની કિમ્મત નહિં ✓
તું તાપસી સમ કંઇક આવાં તપ તપી ચાલી ગઇ.
ના મૃત્યુથી ડરતી કદા, ને મૃત્યુમાં સુખ માનતી,
સૌ સ્વાર્થલોભી ચિત્ત રોમાં, આજ ઉર તું રાજતી.

ના જાણુતી વાતો સુધારાની ન ભાષાઓ ભણી
ઇતિહાસ, કાવ્યો, નવલ, ના વાતો ગહન કદિ તેં કરી;
ના શોખ કે વૈભવ અગર મોટાઇ જરીએ ધારતી,
તું રામ સીતાની કથા નવરી થતાં લઇ વાંચતી.
સીતા સતીને દુઃખ તો શિર આપણે કાં ના પડે ?
દેવે સહ્યું તો બ્હેન ! કહે કાં માનવી દુઃખ ના સહે ?
પતિભક્તિમાં તું લીન સ્વામી કહેણુથી પિયર તજ્યું
સુખ દુઃખ જે સાથે સહ્યાં, સૌ સાંભર્યે ઉર દાઝતું.
તુજ બાળને સંભાળવા સૌ હોંસથી મથશે ઘણાં,
પણ ખોટ પૂરવા માતની, આ વિશ્વમાં કો છેજ ના.
આ વિશ્વના વિલાસમાં મહા ક્લેશ વિણુ કાંઇ નથી,
શાન્તિ સદા શ્રીનાથ કેરા ચરણુમાં તું જ્યાં ઠરી.
મુંઝાઇ નહિં, પરમેશમાં ચિત્ત રાખીને પરવારી ગઇ,
આ વિશ્વના વિલાસ કેરા પાઠ સૌ ભજવી ગઇ.
તું ઉન્નતિ સાધી ગઇ, છે અવનતિ જીવનારની;
સાબરમતીને તીર અગ્નિ શયન કીધું તેં સાધ્વી.
તુજ સદ્‌ગુણો સંભારતાં જે સ્નેહનાં અશ્રુ ખર્યાં,
બાપી ! તને ભેટો મીઠાં તે કુસુમ થઇને સ્વર્ગમાં.
દીન મુખ કરી રડતાં અમે આ નરકમાં ઉભાં રહ્યાં,
તું જીતી જગ ચાલી ગઇ, ગૃહ બંધુનાં સુનાં થયાં !

( થોડા ફેરફાર સાથે )

સુમતિ

## ૨૧૫

## સિન્ધુને.

( શાર્દૂલ. )

ઓ સિન્ધુ અતિ ગર્જતું રુચી પડે તેવું અને તેટલું,
કિન્તુ અન્તર મ્હારું ખિન્ન રહેશે છે જેવું ને જેટલું;

" ઘૂ ઘૂ " હર્ષથી બોલતો વધુ વધુ ઉત્સાહ તું ધારશે,
મ્હારું હૈયું વિશેષ તેમ બળશે તું યત્નમાં હારશે; ૧

( શિખરિણી. )

તરંગો ત્હારા તે અવળી અસરો અન્તર કરે,
તરંગો ચારુ છે પણ મુજ ઉરે ના જરી ઠરે;
વિચારું " આ શું છે! કયમ ન ઉદધિ ચિત્ત હરતો,
અને ખોટી છાયા હૃદય પર પાડી શું કરતો ! ૨

( હરિગીત. )

" ગર્વિષ્ટ છે શું ? તેથી ત્હારાથી વિમુખ બનું હું શું ?
" ગંભીર છે શું તે ત્હારાથી અતિ ભય ધારું શું ?
" અતિ ગાઢ છે તેથી ન સમજું કાંઈ ખુબી, નારાજ છું,
" નહિ સિન્ધુ હે ! કારણ ન એ, કહું સાંભળીને લાજ તું; ૩

( તોટક. )

અભિમાની નિધિ પ્રભુ એક કળા !
તુંથી એક ચ્હડે પ્રભુ બીજી કળા !
અતિ તેજ રુચે ઉરમાં મુજને,
ગણું તે થકી તુચ્છ હું તો તુજને; ૪

( ઉપજાતિ. )

નિત્યે રહે સ્થીર ગીરી, ગમે એ,
નિત્યે ઉભા શાન્ત ગીરી, રુચે એ;
દેખી હું ત્હેને થઉં મગ્ન પુરી,
ઉત્સાહ આવે નિરખી સુગીરિ; ૫

( હરિગીત. )

જે ચલીત અસ્થીર વૃત્તિવાળું તે ન હૃદયે ભાવતું,
જે જાય એવું પાછું છાલે ત્હેની સંગ ન ફાવતું;
ત્હારી ગતિ છે તેવી સાગર! અતીવ ચંચળ તું સદા,
તે શાન્ત સ્થીર પ્રભુની બાળાને શું રુચે કે કદા ? ૬

( તોટક. )

વળી દોષ બીજો તુજ માંહી રહ્યો,
નવ લેશ રહે ચુપ છાકી ગયો,
તુજ સાદથી તું પ્રભુને ભુલવે,
ઇશ ગુપ્ત સ્વરો સુણવા નવ દે. ૭

( અનુષ્ટુપ. )

વિઘ્નકારી ખરા કામે બન્યો છે, તું નહી ગમે,
શાન્ત ઉભા ગીરી મ્હારા ! બોલ કાં વધુ ના ગમે. ૮

( હરિગીત. )

વધુ એ વિચારો આવતાં સાગર અપ્રિય વધુ થયો,
હેતુ સમજતાં તો વળી મન સિન્ધુમાં ડુબી ગયો;
જેની કદી કોઇ પણ રીતે નહી તુલના કરે,
તેવો સમુદ્ર અગાધ મુજ ઉર સાગરે ડુબી મરે; ૯

( વસંતતિલકા. )

જે સિન્ધુના ક્રૂર તરંગ પ્રચંડ ઘોર,
ઇચ્છિત જે ઘસડીને ગળી જાય ભોગઃ
ત્હેને તરંગ મનના—મુજના—ગળે છે,
ને ત્હેની સાથ મુજને ઘસડે બળે તે. ૧૦

---

૨૧૬

## શાન્તિ.

( હરિગીત. )

સહુ શાન્ત રહો મમ પ્રિય સુહૃદ શકુ શાન્ત શાન્ત પુરાં બનો,
એ શાન્તિ દેવી મુજ સમીપ આવે ન તે શું કંઇ ગણો ?

\+ × × ×

રે દેવી ! દેવી ! આવ જ્હેલી આત્મ એક અધીર છે,
સર્વે ત્રિતાપથી તમ તે તુજ કાજ તૃષ્ણુ અધીર છે. ૧

( દ્રુત વિલંબિત. )

મૃદુ મૃદુ કંઇ ગા, પ્રિય દેવી હે !
તુજ સ્વભાવનું દાન કંઇ તું દે.
ઝુલ મહિ ઝુલતા શિશુ જેમ હું,
મધુર હાલરડું ઝટ માગું છું.

( હરિગીત. )

નથી જનની મ્હારે, દેવીઓ ! ગાવા કંઇ ગીતો મીઠાં,
નથી માત મ્હારે, શાન્તિ હે ! હાલરડાં ગાવા મીઠાં,
પ્હેલાં હતી, પણ તે સમે અજ્ઞાન હું પુરી હતી,
ગીતથી થતા આનંદને તે વેળ લેશ ન સમજતી. ૩

( વસંતતિલકા. )

એ હર્ષ હું સમજતાં શીખું ત્હેની પહેલાં,
ને દિવ્ય નેત્ર ઉરનાં ઉઘડ્યાંની પહેલાં,
ગાતી મધુરી જનની ઉડી આંહીથી ને,
થતાં અલોપ કરી જાગૃત વૃત્તિઓને. ૪

( અનુષ્ટુપ. )

પ્રાપ્ય વસ્તુ વિના જ્ઞાને, ગુમાવી જ્ઞાન જે થતું,
વારિ જોઇ તૃષા વેઠી મરે તે સમ લાગતું. ૫

( હરિગીત. )

કિન્તુ નહી મુજ સ્વામી સાચો ઇશ પૂર્ણ દયાળુ છે,
મુજ સમ દુઃખિતને કાજ કંઇ પણ બાકી તોયે રાખ્યું છે,
પરમાર્થી જન ત્હારાં સમાં જગમાં કંઇ કંઇ છે મૂક્યાં,
જે દુઃખી ઉરોને સ્વસ્થ કરવા કાર્યમાં નથી હજી ચુક્યાં. ૬

× × + ×

રહો શાન્ત હા હું શ્રવણ કરું છું શાન્તિના મધુરા સ્વરો,
એ છેક સમિપે આવી ગાયે હાલ—શા મધુરા રવો.

ને શાન્તિ તે મુજ સંગ શાન્તિ ધારી વાતો આદરે.
કંઇ શબ્દ પણ ઉચ્ચર્યા વિના તે વાત મ્હારાથી કરે. ૭

## શ્રીમતી 'લહરી.'

૨૧૭

### જીવન મિત્રો.

પ્રીતિગુણે દૃઢ ગુંથન ગુંથીને, હૃદય બે અમ એક ગુંથી દીધું;
કર મહિં કર લે જગમાં રમ્યાં, જીવન બે પણ એક ગુંથી કર્યું.
હૃદય ગુંથણી શી સુખદા બની ? જીવન ગુંથણી સુન્દર શોભતી;
સુખદ સ્વપ્ન ગયું ક્ષણમાં ઉડી, યમદૂતે હતું તે " હતું ના " કર્યું !
દુઃખદ તે દિનથી ત્હમને, સુખે ! જીવન મિત્ર ગણ્યાં મમ પુસ્તકો !
નિરખતાં ત્હમને ઉર ઉછળે, હરખ અશ્રુ વહે મુજ નેનથી.
પ્રિયજનો ઉર સ્નેહ ધરે ઘણો, નયન અશ્રુ વહે મુજ માટ તો;
તદપિ પાસ રહી ન શકે સદા, નિજ કુળે નિજ ધર્મ બજાવતાં.
દુઃખ તિમિર કદિ ઉર વ્યાપતું. હૃદય આશ વિલુપ્ત થતી કદી;
નયનથી દુઃખ અશ્રુ વહી જતાં, મુંઝવણો અતિ આ ચિત્તને દમે.
સમય તે ત્હમને કરમાં ગ્રહું, ચિત પરોવું તુમાં, પ્રિય પુસ્તકો !
તિમિરનું દળ ઉરથી ફેડતાં, હૃદય આશ ત્હમે ઝળકાવતાં;
મૂક છતાં ઉર સાન્ત્વન દો ત્હમે, કર વિના મુજ અશ્રુ લ્હુવો ત્હમે;
કદી કદી પ્રભુ ગાન સુણાવતાં, અમી રસે ઉરને ન્હવરાવતાં.

× × × × ×

નહિં ભુલું ઉપકાર કીધા ત્હમે, ત્યજીશ ના ત્હમને જીવું ત્યાં સુધી;
વિલય દેહ તણો મુજ જો થશે, તમ પ્રસાદી રહે મુજ આત્મમાં.

## મોહનલાલ પાર્વતીશંકર.

૨૧૮

### બાળક.

( ભુજંગી. )

રૂડું બાળુડું કુમળું છેક ન્હાનું,
કરે ચિન્તનો ગૂઢ જે છાનું માનું
ઉકેલી શકે કોણ તે વિશ્વમાંથી ?
સુણે ગાન મીઠું અને દિવ્ય ક્યાંથી ? ૧

( વસંતતિલકા. )

ગાનનો પ્રભવ ક્યાં ? સરિતા વહે ક્યાં ?
માધુર્ય—સંચય રહ્યો દુર દેશમાં ક્યાં ?
એ ગાનનું ઝરણુ અમૃત શું મધુરૂં
વ્હેતુ અખૂટ નિશદિન વિશુદ્ધિ દેતું. ૨

અનુષ્ટુપ.

અસત્યો ને પ્રપંચો સૌ ફેડતું ક્ષણ એકમાં,
આસુરી ભાવ સંહારી, રેલતું સુખ રેલમાં. ૩
ઉપન્યું ગાન એ ક્યાંથી ? કોણ એ તે કહી શકે ?
ધન્ય તે બાળુડાં સન્ત સાંભળી સમજી શકે. ૪

વસંતતિલકા.

આ વિશ્વની મલિનતા, જડતા, અશુદ્ધિ,
અન્યાય, સ્વાર્થભરી નિર્બળ મન્દ બુદ્ધિ.
તે શું કદી ગ્રહી શકે ગૂઢ ભાવ એના ?
તે શું કદી સુણી શકે સમજી શકે યા ? ૫

મંદાક્રાન્તા.

નાના એ વા શિશુ જનતણો છે અધિકાર શુદ્ધ,
ને સાધુ જે વિમલ હૃદયી નિર્વિકારી પ્રબુદ્ધ;

તે સદ્‌ભાગી સબળ ઝીલવી ગાનની દિવ્ય ધારા,
ઓ સંસારી! કરી શકીશ શું? મૂઢ! માયા ગ્રસેલા? ૬
ઉંડા ભાવો જગતી ઉરમાં બાળને કૈંક કેતું,
ને સૌન્દર્યો પ્રકૃતિ પુરૂષોનાં સહુ ખોલી દેતું.
છૂપા ભેદો કુદરતતણા ગાન એ શોધી કહાડે,
ને આનંદે લદબદ કરી સ્વર્ગનું સુખ આપે. ૭

અનુષ્ટુપ્.

દિવ્ય એ સુખના સાથી સંસારી શું બની શકે?
જોતો જે બાળ–યોગી તે અન્યને શું કહી શકે? ૮

ભુજંગી.

જુવે ચન્દ્ર ને તારલા, વ્યોમ ભૂરૂં,
જુવે પંખીઓ ગીત ગાતાં મધુરૂં;
જુવે પુષ્પ ખીલ્યાં સુવાસે ભરેલાં,
જુવે ભૃંગ જે ગુંજવા પ્રેમ ઘેલા. ૯

વંશસ્થ.

અને જુવે તે જગના મનુષ્યને,
જુવે વળી તે રૂપ ત્હેનું ચારૂ જે;
જુવે મધુરાં મુખ ચન્દ્ર બિમ્બમાં,
અનેક ભાવો પલટાય જે ઘણા. ૧૦

સ્રગ્ધરા.

જોતો તે બાળયોગી મનુજ હૃદયના ભાવ જે દુઃખમિશ્ર,
જોતો તે તે વિચારો નિજ મતલબના હર્ષ કે શોક ઘેરા;
જોતો ને અશ્રુ લ્હોતો દુઃખી મનુજતણાં દિવ્ય આશ્વાસ દેતો.
જોતો ને મેલ ધોતો તિમિર જગતનાં ફેંકતો સૂર્ય એ તો. ૧૧

દ્રુતવિલમ્બિત.

મનુજના સહુ દુઃખ વિડારતો,
સુખ મધુર દઈ મન ઠારતો;

તિમિર લોકતણું મનમાં હરે,
અનુપ જ્ઞાન પ્રકાશ બધે કરે. ૧૨
સ્થાપતો સુખનું રાજ્ય, કાપતો સર્વ આપદા,
બોલતો વિશ્વ સૌન્દર્યો, મુખથી નવ બોલતો. ૧૩
દિવ્ય જે ચારૂતા છાઇ જગમાં, જગ લોકમાં,
અબોલ્યા બોલથી તે તો સ્હેલથી સ્હમજાય છે. ૧૪

### માલિની.

વય કંઇ વધુ થાતાં બાળુડાંને મુખેથી,
નવલ મધુર વાણીની મીઠી સેર છુટી;
મુખ દશન કળીથી શોભતું રમ્ય ચારૂં,
સુમધુર મલકાતું બોલતું કાલું કાલું. ૧૫

### ભુજંગી.

ઘડીમાં હસે ને ઘડીમાં રૂવે એ,
ઘડીમાં અહીં, ત્યાં ઘડીમાં ઘુમે એ;
નહીં લેખવે બન્ધને બાળ રાજા,
મુખે બોલતો બોલ વેગેથી ઝાઝા. ૧૬

### અનુષ્ટુપ.

અજમાવે નવી શક્તિ કંઇક અન્તરના બળે,
વાક્યનો વેગ એ રોકયો રોકાયે નહિ કોઇથી. ૧૭
જેવું છે મૌન ગંભીરૂં મધુરૂં રસથી ભર્યું,
તેથી એ વધુ આ મીઠું બોલતું મૃદુ બાળનું. ૧૮
નવી શક્તિ શિશુની આ જોર અદ્દભુત દાખવે,
રોકાયે વેગ ના એનો સૌન્દર્ય એ ખમાય ના. ૧૯

### ભુજંગી.

હવે એ થયું બાળ મ્હોટું ગભીરૂં,
ત્યજી બાળચેષ્ટા વદે ધીરૂં ધીરૂં;
કંઇ અલ્પ ભાષી, છતાં અર્થવાળું,
મુખેથી વદે સ્પષ્ટ સાદું રસાળું. ૨૦

હતું મૌન દીઠું જેહ પ્હેલું,
હતું બોલવું મીઠડું કાલું ઘેલું;
પરન્તુ મીઠી બેઉથી એ વધારે,
વદે વાણી ગંભીર તે પ્રૌઢ આજે. ૨૧

સ્ત્રગ્ધરા.

વ્હાલી ? છે સ્નેહ રૂડો સુમધુર રસિલો આપણો શું ન એવો ?
પ્હેલાં રહેતો છૂપાયો વદન નયનમાં,–રે શું છૂપાય તેવો ?
છોડીને દીર્ઘકાળે શરમ ભય સહુ એહ મારે ઉછાળા
હાવાં અદ્વૈત પામી હૃદય ઉભયનાં શાન્ત આનન્દ ડૂબ્યાં. ૨૨

---

૨૧૯

## એક અબળાના ઉદ્ગાર.

### ( શિખરિણી )

ઘણાં દુઃખો જોયાં, અસહ વ્રણ હૈયા પર થયા !
ગણ્યાં જેને મ્હારાં સ્વજન પ્રણયી, તેય પલટ્યાં !
ફરી ભૂંડી આજે અવર જનને વિઘ્ન કરતા !
પતિ પ્યારા તેયે અશરણ પરે રોષ ધરતા ! ૧
હતી ન્હાની ત્યારે રસિક રમતો રોજ રમતી,
સખી શાણી સાથે સરલ ફર સ્વચ્છન્દ ભમતી;
તજ્યાં તે સર્વેને જનક–જનનીને પણ તજ્યાં;
તજ્યો મોંઘો બંધુ, પતિ, પતિ, પતિ, એકજ ભજ્યા. ૨
સ્મરી પ્રાણાધારા, દિવસરજની જાપ જપતી,
જરા આઘા થાતાં વિરહ અનલે ઉગ્ર તપતી;
સદા ધારી આજ્ઞા શિર પર, સહુ કાર્ય કરતી,
અને એ વ્હાલાનું ઉર રિઝવવા આશ ધરતી. ૩
થયું સર્વ મિથ્યા ? જીવન સઘળું નિષ્ફલ ગયું ?
હતું જે ના મ્હારૂં હૃદય, નવ મ્હારૂં થઇ શક્યું ?

કીધા યત્નો કોટી પણ સકળ તે વ્યર્થ નીવડ્યા ?
ન દુર્ભાગી દારા ઉપર કરૂણા સ્નેહ ઉતર્યા. ૪
સદા સેવું છું ને પતિ ચરણને સેવીશ સદા !
છતાં કર્માયું આ નહિ વિકસશે જીવન કદા !
હમારે તો સર્જ્યું રૂદન કરવું રાતદિનનું ?
ભરીને નિશ્વાસો, સ્મરી ફરી ફરી દુઃખ રડવું ! ૫
જશુ માતા પાસે હૃદય દ્રવશે, દીન બનશું,
રડીશું ને એનું રૂદન નિરખી શાન્ત થઇશું;
સહ્યાં દુઃખો સર્વે અવર પડશે તેય સહીશું !
કહ્યું ના કોને ! ને મરણ પળમાંયે ન કહીશું. ૬
બલે સન્તાપોથી, સતત ઉર મ્હારૂં સળગતું;
બલે એ વ્હાલાના વચન-શરનું લક્ષ્ય બનતું;
તપસ્વિનાં જેવાં તપ કઠિનનું એ ફલ હજો ?—
નહીં નારી કેરો દુખદ મુજને જન્મ મળજો ! ૭

---

## ૨૨૦

## વચન અને કર્મ.

### ( શિખરિણી )

રચ્યાં કાવ્યો રૂડાં, કંઇ અવનવાં પુસ્તક લખ્યાં,
સભાઓમાં મ્હોટા સ્વર થકી ઘણાં ભાષણ કર્યાં,
છટાથી જ્યાંને ત્યાં વચન અતિ ઉદ્દામ ઉચર્યાં—
વળ્યું શું જો એવાં વચન કૃતિમાં નાજ ઉતર્યાં ? ૧
પ્રીતિ કેરા પાઠો અવર જનને કંઇક શિખવ્યા,
અરે ઓ બંધુઓ પ્રીતિમય બનો ! એમ પ્રલપ્યા,
વળ્યું શું એથી જો વચન સહુ એ નિષ્ફળ વહ્યાં
અને પોતાનાંયે હૃદય શુચિ પ્રેમે નવ દ્રવ્યાં ? ૨

સ્વભૂમિને માટે જીવન સઘળું અર્પણ કરો,
મરયા રહો ? આપી ઘો સકળ ! હૃદયે લેશ ન ડરો ?
કહ્યું એવું એવું, પણ ન કંઇયે હાથથી કર્યું,
મળ્યું શુન્યે સુનું વચન મુખથી જેહ નિસર્યું. ૩
પ્રભુની પ્રીતિ તે સકળ સુખનું કારણ મહા,
ભજો તેને ભાવે, નવ વિસરશો આ અવનિમાં
બની મોટા જ્ઞાની વચન કંઇ કૈં ગંભીર વધા,
છતાંયે–કર્મોમાં–નિયમ પ્રભુ કેરા નવ ગણ્યા. ૪
દયા–પ્રીતિ એના ઉપર સઘળી ધર્મ રચના;
વધા એવું એવું, હૃદય ન કદાપિ દ્રવી શકયાં,
નહીં દાઝયાં દેખી દુઃખ અવરનાં લેશ દિલમાં
નહીં ભીજ્યાં તેનો નિરખી વસમા ન્યાય જગના. ૫
તજો ખોટા ભેદો, મમત–અભિમાનો પરિહરો,
તજો ટુંકી બુદ્ધિ, કંઇક મન મ્હોટાં પણ કરો
કહ્યું એવું તોયે નિજ હૃદયમાં ફેર ન પડયો,
નજીવી વાતોમાં સ્વજન થકીયે તું લડી પડયો. ૬

( અનુષ્ટુપ. )

વિચારો વચનો ત્હારાં પ્રૌઢ ને શુભ હો ભલે,
પરિપાક નહીં એનો થશે શું કાર્યમાં હવે ? ૭

---

## ૨૨૧
## નિરાશા પછીની આશા.

હતી જ્યાં ઘોર રાત્રી ત્યાં ઉષા કેરો ઉદય થાશે,
ભયાનક મૌનને સ્થાને મધુર સંગીત પણ થાશે.
જ્યહાં ધિકતા વિષમ વન્હિ ત્યહાં અમી બિન્દુડાં સરશે,
સુતાં નિશ્ચેષ્ટ થઇને જે ફરી કિલ્લોલ તે કરશે.
રવિનાં ઉગ્ર રશ્મિથી તપેલી ભૂ ઉપર થાશે,

ફરી વર્ષાંતણી ધારા સુગંધી વાયુ પણ વાશે;
નિરાશાની પછી આશા અશાન્તિની પછી શાન્તિ.
રૂદન અંતેજ હર્ષાશ્રુ ધરે કાંઈ અવનવી કાંતિ,
ઉદય ને અસ્તના ચક્રો સદા ગતિમાન થઇ રહે છે.
વિપદ સંપદ તણાં જોડાં અલગ પણ સાથમાં રહે છે.
વિપત્તિ વ્યાધિએ ત્યારે, ભલે આ વિશ્વમાં રહેજો
હમો ને અમારાં તે ભલે દુઃખ દર્દ પણ રહેજો.
પ્રભુ ! સામર્થ્ય એ આપો, સહન કરીયે ત્રિવિધ તાપો
નિરાશામાં છુપાઇ છે અમર આશા ઉરે થાપો.

---

ચન્દ્રશંકર.

૨૨૨

## "ચાહીશ હું."

### ( હરિગીત )

છે સ્નેહ માયા–મોહબન્ધન, સ્નેહ વિષમય પાશ છે,
છે સ્નેહ મોટો મોક્ષ બાધક, સ્નેહ આત્મ વિનાશ છે;
માટે કદી ચ્હાશો નહિ–જો હોય હેતુ મુક્તિનો,
ડિંડિમ બજાવી બોધ દે રસહીન કૈં કૈં જ્ઞાનીઓ.
સંસારના કૈં "અનુભવી" શિખ આપતા બની ડાહ્યલા.
ઇજારદારો હોય જાણે સર્વ દુનિયાદારીના;
સ્નેહની વાતો બધી છે, સ્વાર્થ કેરી વંચના
કે વિષયની મૃગ તૃષ્ણિકા, કે ઉભરા ઉન્માદના.
માને ભલે તે ત્હેમને જે ઠીક લાગ્યું દીલથી,
ચાહ્યા વિના મુજને જરા પણ ચ્હેન તો પડતું નથી;
શાને દબાવું ઉમળકા જે ઉછળતા શુચિ સ્નેહના?
ચાહીશ હું, ચાહીશ હું, ચાહીશ હું તો સર્વથા.

---

મણિકાન્ત.

૨૨૩

## મંગળ.

—ગઝલ—

અમારા હીંદમાં સર્વે;
    સ્થળે પ્રશ્ન સ્થાપજો—મંગળ !
અહા ! સૌ આર્યના અંતર
    વિષે બસ વ્યાપજો--મંગળ !
કરી મન માનતી વૃષ્ટિ;
    વધાઇ આપજો—મંગળ !
પ્રભુ ભારત તનૂ દિલમાં;
    ભલાઇ છાપજો--મંગળ !
વધો હુનર કળા હીંદે;
    સફળ કાર્યો થજો—મંગળ !
વળી વ્યાપાર પણ વધજો;
    સુબુદ્ધિ વાધજો—મંગળ !
તમો પાસે સકળ પત્નિ
    પતિનું માગજો—મંગળ !
ગવાજો ગીત ને વાજાં;
    વિભૂજી વાગજો—મંગળ !



# પદ્ય સંગ્રહ.

## શંકાવાળા પાઠોની અને જૂની ભાષાનાં કાવ્યોમાંના શબ્દોની ટુંક નોંધ.

( લીટી કાવ્યની ગણેલી છે. )

કાવ્ય ૨. પાનું ૧.

લીટી ૨ મોરા=મોહોર્યા; ને મોહોર આવ્યા.

કાવ્ય ૩. પા. ૨.

લી. ૫ નરવેડો=નિર્ણય.

„ ૬ અચવો રસ=જે રસ ક્યાંયથી નીકળેલો નથી, ગળેલો–પડેલો–નથી તે; ઉત્તમ રસ; અલૌકિક રસ.

કાવ્ય ૮. પા. ૫.

લી. ૯ મેરૂગરભિતનુ—?

કાવ્ય ૯. પા. ૬.

લી. ૧૦ અરધઉરધની માંહે=' અધઃઉર્ધ્વ 'નો અપભ્રંશ થઇ બનેલ શબ્દ ' અરધઉરધ, ' નીચે ઉંચે, સઘળી જગાએ એવા અર્થમાં.

કાવ્ય ૨૭. પા. ૨૨.

બાણે બાણકૃત કાદમ્બરીનું પદ્યમય ભાષાંતર કર્યું છે. કંઠપરંપરાએ ઉતરી આવે એવું નહિ હોવાથી તેની ભાષા જૂનું સ્વરૂપ સાચવી રહી છે; ' એ ' ને બદલે ' ઇ ' એ વુર્ત પારખી શકાય તેવો ફેર છે.

લી. ૧ અતિાશ–અતિશેં–અતિશય.

બારિ–બારે=બારથી.

નગ=ઝાડ.

નમ્ય=નમેલાં.

લી. ૩ એલારજ–એળચીના છોડની રજ.

લી. ૪ સહકારહ મંજરી=સહકાર–આમ્રવૃક્ષ–ની મંજરી.

લી. ૬ રાજિત=શોભીતું; વિરાજમાન.

લી. ૮ મોહન મોર તણા રવ થાય=મોરના મોહ પમાડે તેવા અવાજ થતા હતા.

પૃષ્ઠ ૨૩.

લી. ૯ નીહાર=ઓસ; ઝાકળ.

લી. ૧૦ વાડવ=બ્રાહ્મણ.

જાણી ગૌહીંસારવ ઘોષ–કેમ જાણે ગાયના ભસકવાના અવાજ થતા ન હોય !

લી. ૧૧ હંસ પોત પાસિ લિ માન–હંસનાં પોત–બચ્ચાં–પાસે માન લે–માન મૂકાવે–ને આંટી દે તેવાં ( સફેત ).

લી. ૧૬ ઋષિ...ત્યાગ. ત્યાગ કરતી વખતે, બલિદાન અગ્નિમાં હોમવા વખતે, જે સ્વાહા ઉચ્ચાર કરવામાં આવે છે તે બોલ, ઋષિની પંક્તિઓ ઉચ્ચારે છે.

લી. ૧૭ કપિલ કથિત દર્શન કારિકા–કપિલે કહેલ દર્શનની કારિકા. સાંખ્યકારિકા નામનો સાંખ્યશાસ્ત્રનો એક ગ્રંથ છે.

લી. ૧૮, ૧૯ માં યજ્ઞ વખતે જે જે પાત્રાદિ સાહિત્યો જોઇએ તેનાં નામ છે.

કૃષ્ણાજિન–કાળા મૃગનું ચામડું.

સ્રુવ–સરવો.

ઉલી–' ઉત્રીલી ' જોઇયે.

નિચાત્ર–છૂટું છાપવું જોઇયે–નિ ચાત્ર.

પ્રણિતા–' પ્રણીતા ' જોઇયે–વાડકા જેવું ગોળ પાત્ર.

પિતૃર્તર્પણ—પિતૃને બદલે પોતુ જોઇએ.

લી. ૨૦ પંક્તિવારિકા—આડ.

લી. ૨૨ અક્ષ—અક્ષમાળા.

લી. ૨૩ વિદ્રુમ—પરવાળા.

લી. ૨૫ કર્કંધૂ=કાકડી. પનસ=ફણસ. કોકડી—રાણુકોકડી.

લી. ૨૬ જ્યાં ધુમાડાથીજ મલિનતા ( કાળાશ ) દેખાય છે, પણ ચિત્તની મલિનતા કોઇનામાં નથી; ૨૭—પોપટની ચાંચમાંજ રતાશ છે, કોઇના મુખ પર ક્રોધના પ્રસંગની રતાશ નથી. ૨૮ માત્ર કુશ ઘાસની અણિ સ્વાભાવિક રીતે તીક્ષ્ણ છે તેટલુંજ—માણુસ કોઇના સ્વભાવ તીક્ષ્ણ નથી. ૩૩ પાવક—અગ્નિની—આસપાસ ભમવું—પ્રદક્ષિણા—થાય છે, પણ શાસ્ત્ર વિષે કોઇને ભમવું—મુંઝાવું—ગોથાં ખાવાનું—થતું નથી. ( કો એનિ ને બદલે કોએનિ વાચો ), ૩૫. ક્રતુ ( = યજ્ઞ ) થી દીક્ષાવિધિ કરિ—શાસ્ત્રમાં કહેલી દીક્ષા પ્રમાણે—વધકર્મ થાય છે. યજ્ઞમાં પશુહિંસા થાય છે, પરંતુ બીજી કોઇ રીતે કોઇ પણ ધર્મ છાંડતો નથી—વધ કરતો નથી.

પૃષ્ટ ૨૮.

લી. ૩૭, યજ્ઞમાં મુનિના બાલ—વાળ—નો નાશ થાય છે—બાલને—બાળકને આશ્રમ વાસમાં મૃત્યુ તો છેજ નહિ. ૩૮. રામ—રામચંદ્રજી અને રામા—રમા—યુવાન સ્ત્રી. ૪૧ વૃદ્ધ થયા—વૃદ્ધ થયે-દ્વિજ—દાંતનો પાત થાય છે; દ્વિજ—બ્રાહ્મણુ વૃદ્ધ હોય તો પણુ તેનો પાત થતો નથી—તે તો સંપૂર્ણ આયુષ્ય ભોગવે છે. ૪૨. શ્રીફળની વાંછા કપિને—વાંદરાને થાય છે. ( શ્રીફળ=બીલાં ), બ્રાહ્મણુને નહિં. ઉદ્ભિદ્—વન-સ્પતિ—નાં મૂળનેજ અધોગતિ છે—બીજા કોનેય નહિ. ૪૩. ગીતનું વ્યસન હરિણુનેજ છે અને ભોગ સર્પ-

નેજ—સર્પનેજ ભોગ (ફેણવાળો દેહ) હોય છે, બીજા કોઇને ભોગ (=વિલાસ) નથી.

કાવ્ય ૨૮. પૃષ્ઠ ૨૪.

રાજકુમાર ગુરૂને ઘેરથી સર્વ વિદ્યા ભણી પુરપ્રવેશ કરે છે, ત્યારે તેને જોવા મળેલી સ્ત્રીઓની ઉત્કંઠા અને અંદર અંદરની વાતચીતનો ખ્યાલ આપનાર વર્ણન છે. કુમાર માટે લાગણી, કુમારના રૂપનું વર્ણન, સ્ત્રીઓનો આતુરતાભર્યો સ્વભાવ, અને વિનોદ પ્રસંગનું અચ્છું ચિત્ર છે.

લી. ૧ ગિહિલી—ઘેલી.

લી. ૩ ચંદ્રલેખાઇ—ચંદ્રલેખા એ કપાળે ધારણ કરવાનું આભૂષણ છે. ચંદ્રલેખાઇ 'સાહચર્ય' તૃતીયા છે.

લી. ૪ ગિર્યા—પડયાં.

લી. ૫ દામ—સેર.

લી. ૬ લીલાગતિ ગ્રહુ—જરા ધીમી ગતિ ગ્રહણ કર. ધીમી ચાલ.

લી. ૧૩ ચીતવુ—સંભાળ; વિચાર કર; ચિંતા રાખ.

પૃષ્ઠ ૨૫.

લી. ૧૯ તારા શરીરનો ભાર—પયોધર ભાર—મને પીડે છે, જરા આઘી ઉભી રહે.

લી. ૨૫ ઉપાયુ—ઉપજ્યો.

લી. ૩૮ શહેરૂ—માથાપર શિખાએ વીંટેલો હાર

લી. ૪૧ મધ્યનામક રત્ન હાર માંહિ—હારમાં મધ્યનામક—વચ્ચેનો એક—રક્ત છે—લાલ છે.

લી. ૪૨ પરભાગ—બાઇનો ભાગ. વધેલો ભાગ.

પૃષ્ઠ ૨૬.

લી. ૪૪ જાણિ જવા માંહિં કુંદ—જવાકુલ (જેવા ઓઠ) માં કુંદ (જેવા દાંત) હોય નહિ!

લી. ૪૫ અશ્વની ખરીના પડવાથી ઉડેલી રજ વાળ પર લાગી છે.

લી. ૪૬ બલાહકથી લોઇ નાખી, કપડાંના છેડાથી પવન કરે છે, વાયુ નાખે છે.

લી. ૫૨ મ્યલિયા જન જે ખેત્ર-જે જન તે જગાએ મળ્યા હતા તે બધા.

કાવ્ય ૨૯. પૃષ્ટ ૨૬.

લી. ૨ નમિત રુદંન-નીચા સ્વરનું રુદન.

લી. ૩ એ શું ધટિ ?=એ શું ધટે ? એ શું હશે ?

લી. ૪ વેગિ વહી નિ=વેગથી વહીને-જલદી ચાલીને.

લી. ૫ પ્રગટતાં-'પ્રગટ તાં' જોઇએ. ત્યાં કાંઇ પ્રગટ-સ્પષ્ટ-પ્રીછ્યું નહિં-ઓળખાયું નહિં, સમજાયું નહિં, કારણ કે સ્થળ ( જ્યાંથી રૂદન આવતું હતું તે ) વેગળું હતું.

લી. ૮ પડવડુ-પ્રગટ, સ્પષ્ટ.

લી. ૯ હા હા હણ્યું એ આક્રંદ કરનારના શબ્દ છે. આંહિંથી તે રૂદન શરૂ થાય છે.

પૃષ્ટ ૨૭.

લી. ૨૩ મિત્ર મુહુનિતાં પડખિઇ-હે મિત્ર, તું ત્યાં મારી વાટ જોજે. પડખિઇ-પ્રતીક્ષા કરજે. પડખવું-પડખ-જેમ પરીક્ષ પરથી પરખ, નિરીક્ષ પરથી નિરખ તેમ પ્રતીક્ષ પરથી પડખ.

લી. ૩૦ જાસુ-તું જઇશ ? દેઇ છેહ-છેહ દઇને દગો દઇને.

લી. ૩૧ ધુનિ-દેનેં.

કાવ્ય ૩૦. પૃષ્ઠ ૨૭.

લી. ૧ પુણ્યઇ-પુણ્યે, પુન્યથી.

લી. ૫ પુણ્યવંત નઇ—પુણ્યવંતને.

પૃષ્ઠ ૨૮.

લી. ૧૯ મયગલ—મેગળ—મદગળતા—હાથી.

લી. ૩૩–૩૪ પુણ્યવંતને ઘેર ત્રણેવાર—ત્રણે વખત ( સવાર બપોર અને સાંજ ) અને એકસો આઠ વાર મંગળ કાર્ય ચાલુ રહે છે.

લી. ૩૮ નિતુ—નિત્ય.

પૃષ્ઠ ૨૯.

લી. ૪૫ પુહુવિં—પૃથ્વીમાં, દુનિયામાં.

કાવ્ય ૩૧. પૃષ્ઠ ૨૯.

લી. ૧ થાકિઇ—થાકીને, ઓછા છતાં.

પૃષ્ઠ ૩૦.

લી. ૯ ભવાડી—લગાડી.

લી. ૧૯ સરઇ—સરે—ચાલે છે.

લી. ૨૦ કલાહિ—?

લી. ૨૨ ચેડવા—' ચડેવા ' જોઇએ. ચડવા.

પૃષ્ઠ ૩૧.

લી. ૩૧ ચસં—' ચઢી ' જોઇએ.

લી. ૩૮ પસાઇ—પ્રસાદથી—કૃપાથી.

લી. ૪૨ ત્રંબાલુ હાથિઉ—ત્રાંબાલુ—ત્રાંબાનું વાસણ—માર્યું.

કાવ્ય ૩૨ પૃષ્ઠ ૩૧.

લી. ૩ રાસ=બળદને હાંકવા માટે રાખવામાં આવે છે તે દોરી.

લી. ૪ ગણુ—ખેતરમાં હળને એક વાર ફેરવવું એ ' ગણુ ' દીધી કહેવાય છે. ચાર ગણુ દીધાથી ખેતર બરાબર સાફ થઇ જાય છે. પહેલી ગણુ પયોરની—સીધી—દેવી. ગુંડાં—ડુંબરાં આગલા પાકનાં જે કાંઇ ભોંથાં, મૂળીયાં વગેરે રહી ગયેલાં હોય તે.

લી. ૭ ખેતર આવ્યાં તાર—ખેતર બરાબર જોઇએ તેવાં તૈયાર થયાં.

લી. ૮ ત્રાટકતિ—એકદમ, ઝપાટામાં.

લી. ૧૦ ઓળે ચઢ્યું—ઓળા પાડવા જેવો વખત આવી લાગ્યો ત્યારે વાડની મકર વેલ—વાડ કરવાની ઢીલ કર નહિ.

લી. ૧૧ પાકશે રૂપારેલ—રૂપું રેલબંધ આવે એવો પાક થશે.

લી. ૧૨ મેડો નાખ—ખેતરમાં પાક આવે ત્યારે વચમાં એક મેડો નાખી રખોપું કરવાની જરૂર પડે છે.

લી. ૧૪ ઢાળીડો—ઢાળનાર, ખેતરમાં પાક હજી ઉભો હોય, ત્યારે તેમાંથી પાકીને કેટલો માલ તૈયાર ઉતરશે એ અટકળ કરવી તેને 'ઢાળવું' કહે છે. અડસટ્ટો કાઢનાર. ઢાળ ભરેલી થાય માં ભરેલીને બદલે 'ભલેરી' જોઇએ. ભલેરી—સારી.

કાવ્ય ૩૪. પૃષ્ઠ ૩૩.

લી. ૪ નિસતારો=છેડો; નિકાલ, ઉદ્ધાર.

કાવ્ય ૭૨. પૃષ્ઠ ૯૨.

લી. ૪૧ હલકા હોલ હલ હલ થયો—

હલકા ને બદલે હાલક કરીએ તો અર્થ બરાબર થાય. હાલકહોલ—જેમ ડામકડોળ તેમ હાલકહોલ.

કાવ્ય ૭૪. પૃષ્ઠ ૧૦૧.

લી. છેલ્લેથી દશમીઃ છૂટે સામો પાપજ પાપ=શાપ જેને આપવામાં આવે તે તો છૂટે—તેનાં પાપથી તે મુક્ત થાય, પણ સામો (=શાપ દેનારો) પાપને પામે છે.

કાવ્ય ૭૫. પૃષ્ઠ ૧૦૧—૨—૩—૪.

લી. પા. ૧૦૨ ની ૧૬. જેમ જડયાં મોતી લાસ્ય. લાસ્ય=લાળ (=હાર). મોતીની હારની હાર જડી દીધી હોય તેવું લાગતું હતું.

તેજ પાના પરની લીટી ૨૧. સમૈયાં—સમિયાણા; તંબુના જેવાં કપડાંની ચંદની—ઘંઅચોરસ કે ચોરસ હોય તે; મથાળે સપાટ છત હોય છે, તંબુની પેઠે ટોચ નથી હોતી.

પા. ૧૦૩ પર લીટી ૪. પટકા ચુએ પરમ. પરમ—ઘણા. હાથી પર રંગેલ ઝુલ પટકા નાખ્યા હતા તેનો રંગ એવો સુંદર અને ભભકદાર હતો કે કેમ જાણે તે પટકામાંથી રંગ ટપકતો નહોય એવું લાગતું હતું.

તેજ પાનાપર લીટી ૨૦. ચિત્રામ—ચિત્રામણમાં.

કાવ્ય ૮૧. પૃષ્ઠ ૧૧૧—અસાડ માસના વર્ણનમાં છેલ્લેથી ચોથી લીટી. ગેર ગંભીર—ગેરનો અર્થ બેસતો નથી. ઘોરગંભીર હોય એમ અટકળ કરી શકાય.

કાવ્ય ૮૬. પૃષ્ઠ ૧૧૭

લી. ૯ તથા ૧૨. ઉન્મુનિ—?

કાવ્ય ૯૦. પૃષ્ઠ ૧૧૯.

લી. ૯ મૃત્યુની પોણીરે—?

કાવ્ય ૧૧૦. પૃષ્ઠ ૧૩૪.

લી. ૭ સંસેક—?

કાવ્ય ૧૧૬. પૃષ્ઠ ૧૪૨.

લી. ૭ વગલ વંશી—વર્ણસંકરને જેના વંશમાં વિશુદ્ધિ નહિ રહી હોય; જે સંકરતાને પામ્યા હોય તેવા વંશવાળાને.

( નોંધ. નં. ૨૭, ૨૮, ૨૯ માં શ્રી. કેશવલાલ હ. ધ્રુવની ટીકા તથા નં. ૩૦. ૩૬ માં રા. દેરાસરીની ટીકાપર આધાર રાખવામાં આવ્યો છે. )

# લેખકો તથા તેમનાં કાવ્યના અંકો.



| | કાવ્ય સંખ્યા. | કયા પૃષ્ઠથી શરૂ. |
|---|---|---|
| અખો | ૩૨ થી ૪૭ | ૩૧ |
| કલાપી | ૧૮૦ થી ૧૮૭ | ૨૧૬ |
| કેશવલાલ હરિરામ | ૧૭૨, ૧૭૩, ૧૭૪ | ૨૦૫ |
| ખબરદાર અરદેશર ફરામજી | ૧૯૩ થી ૧૯૬ | ૨૪૦ |
| ગિરધર | ૯૬ | ૧૨૩ |
| ગોવર્દ્ધનરામ | ૧૬૬ થી ૧૭૧ | ૧૯૯ |
| ચન્દ્રશંકર | ૨૨૨ | ૨૮૭ |
| થોભણ | ૧૧૩ | ૧૩૭ |
| દયારામ | ૧૧૪ થી ૧૩૫ | ૧૩૭ |
| દલપતરામ | ૧૪૨ થી ૧૪૫ | ૧૬૫ |
| દેવાનંદ | ૧૦૬ | ૧૩૧ |
| ધીરો | ૮૩, ૮૪ | ૧૧૫ |
| નરભેરામ | ૮૨ | ૧૧૪ |
| નરસિંહ મ્હેતા | ૧ થી ૧૪ | ૧ |
| નરસિંહરાવ | ૧૪૯ થી ૧૫૮ | ૧૭૫ |
| નર્મદાશંકર | ૧૩૬ થી ૧૪૧ | ૧૬૦ |
| નવલરામ | ૧૪૬, ૧૪૭, ૧૪૮ | ૧૬૯ |
| નાનો | ૧૧૦ | ૧૩૪ |
| ન્હાનાલાલ કવિ | ૧૮૮ થી ૧૯૨ | ૨૩૧ |
| નિરાંત | ૮૫ | ૧૧૬ |
| નિષ્કુલાનંદ | ૧૦૭, ૧૦૮, ૧૦૯ | ૧૩૨ |
| ડાહ્યાભાઇ લક્ષ્મણ | ૨૨૧, ૨૧૨ | ૨૭૧ |
| પદ્મનાભ | ૩૦, ૩૧ | ૨૭ |
| પ્રીતમદાસ | ૭૬ થી ૮૦ | ૧૦૪ |
| પ્રેમાનંદ | ૪૮ થી ૬૪ | ૪૬ |
| બળવંતરાય ઠાકોર | ૧૯૭ થી ૨૮૦ | ૨૫૧ |

| | | |
|---|---|---|
| બાપુ | ૮૬, ૮૭, ૮૮ | ૧૧૭ |
| બાલાશંકર | ૧૬૭ | ૧૯૮ |
| બોટાદકર દામોદરદાસ | ૨૦૮ થી ૨૧૦ | ૨૬૭ |
| બ્રહ્માનંદ | ૯૭, ૯૮ | ૧૨૫ |
| ભાલણ | ૨૪ થી ૨૯ | ૨૪ |
| ભૂખણ | ૧૦૧, ૧૦૨ | ૧૨૭ |
| ભોજો | ૮૯ થી ૯૩ | ૧૧૯ |
| મણિકાન્ત | ૨૨૩ | ૨૮૮ |
| મણિલાલ નભુભાઇ | ૧૫૯ થી ૧૬૩ | ૧૯૧ |
| મણિશંકર રત્નજી ભટ્ટ | ૧૭૫ થી ૧૭૮ | ૨૦૭ |
| મનોહર સ્વામી | ૯૪, ૯૫ | ૧૨૨ |
| મીઠો | ૧૧૧ | ૧૩૫ |
| મીરાંબાઇ | ૧૫ થી ૨૩ | ૧૪ |
| મુક્તાનંદ | ૯૯, ૧૦૦ | ૧૨૬ |
| મોહનલાલ પાર્વતીશંકર દવે | ૨૧૮,૨૧૯,૨૨૦,૨૨૧, | ૨૮૧ |
| રઘુનાથદાસ | ૧૦૩, ૧૦૪, ૧૦૫ | ૧૨૯ |
| રત્નેશ્વર | ૭૪ | ૯૪ |
| રત્નો | ૮૧ | ૧૦૭ |
| રમણભાઇ | ૧૭૯ | ૨૧૫ |
| રાવો | ૧૧૨ | ૧૩૬ |
| લલિત (જન્મશંકર મહાશંકર) | ૨૦૧ થી ૨૦૫ | ૨૫૮ |
| લહરી ( એક અજ્ઞાત વિધવાબાઇ ) | ૨૧૭ | ૨૮૦ |
| વિજયા લક્ષ્મી (સૌ) | ૨૧૩, ૨૧૪ | ૨૭૩ |
| વીરજી | ૭૫ | ૧૦૧ |
| સામળ | ૬૫ થી ૭૩ | ૮૨ |
| સુમતિ (સૌ.) | ૨૧૫, ૨૧૬ | ૨૭૬ |
| સુમન્ત (રામમોહનરાય જશવંતરાય) | ૨૦૬, ૨૦૭ | ૨૬૩ |
| હરિલાલ હર્ષદરાય ધ્રુવ | ૧૬૪, ૧૬૫, ૧૬૬ | ૧૯૬ |

# કાવ્યના પ્રારંભના શબ્દો પ્રમાણે અનુક્રમણિકા.


| | સંખ્યાંક. | |
|---|---|---|
| | કાવ્ય. | પૃષ્ઠ. |
| અખિલ બ્રહ્માંડમાં એક તું | ૧૨ | ૭ |
| અટકબંધીને આળસ નાવે | ૯૧ | ૧૨૦ |
| અનેક જુગ વીત્યારે | ૭ | ૪ |
| અન્ય શાણા જન વગી | ૧૫૬ | ૧૮૮ |
| અભિનવો આનંદ આજ | ૩૮ | ૩૬ |
| અમારા હિન્દમાં સર્વે | ૨૨૩ | ૨૮૮ |
| અમે જોગી બધા વરવા | ૧૮૨ | ૨૨૨ |
| અમે તો આજ તમારા | ૧૭૪ | ૨૦૬ |
| અમે રે જડભરતિ જોગિયા | ૧૦૯ | ૧૩૩ |
| અવનિ પરથી નભ ચડ્યું વારિ | ૧૬૯ | ૨૦૧ |
| અહિંયાં સહસ્રલિંગ | ૧૪૪ | ૧૭૫ |
| અહિલોચન ઉડીને આવ્યો | ૬૪ | ૭૬ |
| આજ મહારાજ જલ પર ઉદય | ૧૭૫ | ૨૦૭ |
| આઠ વરસ માંહિ આઠ દિન | ૩૧ | ૨૯ |
| આ તન રંગ પતંગ સરીખો | ૯૮ | ૧૨૫ |
| આંખ ભર્યે શું થાય | ૧૬૨ | ૧૯૪ |
| ઉગતા સૂર્યની સામે | ૧૮૩ | ૨૨૩ |
| ઉગ્યું સવાર સુખરૂપ | ૧૯૦ | ૨૨૩ |
| ઉદ્ધવ એક સમે વ્હાલો | ૭૬ | ૧૦૪ |
| ઉન્મત્તે! ઉતાવળી! | ૨૮ | ૨૪ |
| ઉભા રહો તો કહું વાતડી | ૧૨૬ | ૧૫૧ |
| ઉંટ કહે આ સમામાં | ૧૪૪ | ૧૭૬ |
| એક મને થઇ ગોવિંદ ગારે | ૧૧૩ | ૧૩૭ |
| એક શરણાઇવાળો | ૧૪૪ | ૭૬૬ |

| | | |
|---|---|---|
| એક સમે રાજા ચડયો | ૬૯ | ૮૮ |
| એક સમે હનુમાન ગરૂડ | ૧૩૨ | ૧૫૬ |
| એ ભૂમી અમારી | ૧૬૪ | ૧૬૯ |
| એવા રે અમો એવા | ૫ | ૩ |
| એવું કહી સોંપ્યો સહી | ૭૫ | ૧૦૧ |
| એવું બતાવે કોઇ આજ | ૧૬૧ | ૧૯૩ |
| ઓધવજી અબળા તે સાધન | ૧૦૫ | ૧૩૦ |
| ઓધવજી અમને દુઃખ દીધું | ૯૯ | ૧૨૬ |
| ઓધવજી અમ સાથે રસિયો રૂસણે | ૧૦૩ | ૧૨૯ |
| ઓધવજી છે અળગીરે | ૧૧૪ | ૧૩૭ |
| ઓધવજી સંદેશો કહેજો શ્યામને | ૧૦૪ | ૧૨૯ |
| ઓ પેલો ચાંદલિયો | ૧ | ૧ |
| ઓ મૃત્યુ! ઓ દુઃખ! ભલેજ મ્હાલો | ૧૫૮ | ૧૯૧ |
| ઓ સિન્ધુ! અતિ ગર્જ તું | ૨૧૫ | ૨૭૬ |
| ઓ હૃદયરવ રેલાવનારા | ૨૦૭ | ૨૬૫ |
| કહેણુ કામ કહેતાંરે | ૮૭ | ૧૧૭ |
| કરૂ થાપટ થાપટ પાણુ | ૨૪ | ૨૧ |
| કશી વાતનો ખર્ખરો | ૧૦૨ | ૧૨૮ |
| કહે અખો હું ઘણુંએ રટયો | ૪૨ | ૪૦ |
| કંઇ લાખો નિરાશામાં અમર આશા | ૧૬૩ | ૧૯૫ |
| કાયઓ કહે છે કાયમીને | ૯૦ | ૧૧૯ |
| કામણુ દીસે છે અલબેલા | ૧૨૫ | ૧૫૦ |
| કારતક રસની કુંપળી | ૮૦ | ૧૦૭ |
| કાયા બનીરે તારી કારમી | ૭૮ | ૧૦૫ |
| કાયા માયા કુડીરે | ૧૦૬ | ૧૩૧ |
| કાંઇ નહિં મારૂં નાથ | ૯૪ | ૧૨૨ |
| કેડેથી નમેલી ડોશી | ૧૪૪ | ૧૬૮ |

| | | |
|---|---|---|
| કોઇ કહેશો | ૧૯૨ | ૨૩૬ |
| ગમતે આજ પ્રેમની ઝલક, | ૧૬૦ | ૧૯૨ |
| ગરબે રમવાને ગોરી નીસર્યા રે | ૧૨૩ | ૧૪૭ |
| ગીરધારીરે સખી ગીરધારી | ૧૦૦ | ૧૨૬ |
| ગુજારે જે શિરે તારે | ૧૬૭ | ૧૯૮ |
| ગુણવંતી ગુજરાત અમારી | ૧૯૫ | ૨૪૮ |
| ગૃહરાજ્ય તું'થી દીપતું | ૨૧૪ | ૨૭૫ |
| ઘણા પુન્યના ભાવથી | ૧૦૧ | ૧૨૭ |
| ઘણાં દુઃખો જોયાં | ૨૧૯ | ૨૮૪ |
| ઘુ ઘૂ ઘૂ ઘૂ ઘૂઘવતી | ૧૬૬ | ૧૯૭ |
| ઘેલાં અમે ભલે થયાંરે | ૨૧ | ૧૯ |
| ચંદ્રીએ અમૃત મોકલ્યાં | ૧૯૦ | ૨૩૬ |
| ચાલ ચાલ સખી! મેલ મથલું | ૨ | ૧ |
| ચિત્ત તું શિદને ચિંતા કરે | ૧૩૩ | ૧૫૮ |
| છબીલા નંદનારે | ૨૫ | ૨૧ |
| છે સ્નેહમાયા મોહ બંધન | ૨૨૨ | ૨૮૭ |
| જગ! ગજવજે ઘોર ગીતડાં | ૧૮૮ | ૨૩૧ |
| જગતનું સુખ ઝાકળનું છે | ૭૯ | ૧૦૬ |
| જતાં તાં સાંજે જ્યાં | ૧૯૭ | ૨૫૦ |
| જદુપતિ નાથ તે | ૧૪ | ૮ |
| જય જય ગરવી ગુજરાત | ૧૩૭ | ૧૬૦ |
| જલ જલ અકલિત સકલ | ૨૦૦ | ૨૫૬ |
| જળમાં અલ્યા જોજોરે | ૮૮ | ૧૧૮ |
| જંગલ વસાવ્યું રે જોગિયે | ૧૦૮ | ૧૩૩ |
| જાગીને જોઉં તો | ૧૧ | ૬ |
| જાણો તો વશીકરણી વિદ્યા | ૧૫૯ | ૧૯૧ |
| જાણ્યું જાણ્યું હેત તમારૂં | ૧૬ | ૧૪ |

| | | |
|---|---|---|
| જે કોઇ પ્રેમ અંશ અવતરે | ૧૧૬ | ૧૪૨ |
| જેને વેદ પુરાણે વખાણીઓરે | ૫૯ | ૬૫ |
| જેને પિયુ મળવાનો પ્રેમ હોય | ૮૪ | ૧૧૬ |
| જોગી જીવોરે એવા જગતમાં | ૧૦૭ | ૧૩૨ |
| જ્યાં જ્યાં નજર મારી ઠરે | ૧૮૪ | ૨૮૭ |
| જ્યાં લગી આતમા તત્વ | ૧૦ | ૬ |
| જ્યાં વિશ્વનાં ભ્રમણ | ૨૦૯ | ૨૬૮ |
| જ્ઞાની શૂર સૌંકા થઇ ધરે | ૪૭ | ૪૩ |
| ટેક ન મેલેરે | ૯૭ | ૧૨૫ |
| ડગલું ભર્યું કે ના હઠવું | ૧૪૦ | ૧૬૪ |
| તરણા ઓથે ડુંગર રે | ૮૩ | ૧૧૫ |
| તિમિર તારક સર્વ ગયાં શમી | ૧૫૩ | ૧૮૦ |
| તું મારે ચાંદલીએ ચોંટયો | ૪ | ૨ |
| તૂટયો મારો તંબુરાનો તાર | ૧૭૩ | ૨૦૫ |
| તેજે ઘડયાં અમ અંગ | ૧૫૨ | ૧૭૮ |
| દરદ દીલ દરદીનું દરદીજ | ૧૪૩ | ૧૬૬ |
| દમયન્તી છે દોષ રહિતા | ૪૯ | ૪૭ |
| દવ તો લાગેલ ડુંગરમાં | ૧૭ | ૪૭ |
| દીઠું આશ્રમ અતિશિ રમ્ય | ૨૭ | ૨૨ |
| દીધાં છોડી પિતા માતા | ૧૭૦ | ૨૦૧ |
| દોહી રૂપાળી રૂડી ગાવડીયું | ૨૦૬ | ૨૬૩ |
| ધા સુણીએ દુઃખીઆની | ૨૦૩ | ૨૬૦ |
| ધ્યાન ધર હરિતણું | ૬ | ૩ |
| નથી નિપજતો પ્રેમ | ૮૨ | ૧૧૪ |
| નરને ઉપજે દઢ વૈરાગજી | ૩૯ | ૩૬ |
| નરસિંહ મ્હેતે ઘેર તેડાવ્યા | ૫૭ | ૬૩ |
| નરી સરળતા કોણ પૂજશે | ૧૮૬ | ૨૩૨ |

| | | |
|---|---|---|
| નવ કરશો કોઇ શોક | ૧૪૧ | ૧૬૫ |
| નહિં નાથ! નહિં નાથ! | ૧૭૮ | ૨૦૯ |
| નહિં પ્રીતને નહિં વેહેરરે | ૮૫ | ૧૧૬ |
| નહિં રે વિસારૂં હરિ | ૨૩ | ૨૦ |
| નાટકનો એમ નીપજે ભેદ | ૪૧ | ૩૮ |
| નાઠે મૂકે ન ભુખ | ૬૬ | ૮૩ |
| નારદ કહે સાંભળરે અર્જુન | ૬૦ | ૬૭ |
| નારદનાં વચન સુણી | ૪૮ | ૪૬ |
| નામ પામ્યા પશુ | ૮ | ૫ |
| નિશ્ચેના મેહેલમાં વસે | ૧૨૯ | ૧૫૪ |
| નીરખને ગગનમાં | ૯ | ૫ |
| નીલ લીલમ સમા લાલ ગાલે | ૧૬૭ | ૧૯૯ |
| પચરંગી પટકુળ ધારી | ૧૪૬ | ૧૬૯ |
| પડયા જખમ સો સહ્યા | ૧૮૭ | ૨૩૦ |
| પુરુષઇ એક આરોગિ પાન | ૩૦ | ૨૨ |
| પુત્રી તેને પદ્મની | ૬૮ | ૮૬ |
| પૂછે અઢારે વર્ણને | ૭૩ | ૯૬ |
| પૂજતાં પ્રતિમા ગુણ સેજ | ૪૪ | ૪૧ |
| પૃથિવીનો એક રથ કીધો | ૬૨ | ૭૩ |
| પ્રકટ મળે સુખ થાય | ૧૩૧ | ૧૫૫ |
| પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા | ૨૧૨ | ૨૭૨ |
| પ્રભો! શિર નમ્યું | ૧૯૮ | ૨૫૧ |
| પ્રીતિ ગુણે દઢ ગુંથન ગુંથાને | ૨૧૭ | ૨૬૫ |
| પ્રીતડીની રીત અતિ અટપટી | ૧૧૮ | ૧૪૩ |
| પ્રેમચંદાની બલિહારી | ૧૩૭ | ૧૬૨ |
| પ્રેમની પીડા તે કોને કહીએરે | ૧૭૭ | ૧૪૩ |
| પ્રેમની પ્રેમની પ્રેમની રે | ૧૮ | ૧૮ |

| | | |
|---|---|---|
| ફુલની પાંખડી લ્યો પ્રાણ | ૨૦૫ | |
| બહુ ગૂઢ તરૂમાં બેસીને | ૧૭૯ | ૨૧૫ |
| બહુ સામર્થ્ય હોય છે જ્યાં | ૪૩ | ૪૧ |
| બાવરો બેરી હજીએ ન આવ્યો | ૧૬૫ | ૧૯૭ |
| બેડો બાઇ બુડતો તારો રે | ૧૧૨ | ૧૩૬ |
| બોલમાં બોલમાં બોલમાં રે | ૧૫ | ૧૪ |
| બ્રહ્મબાળા ખૂબી ખીલીરે | ૧૩૭ | ૧૬૧ |
| ભક્ત તો તે જે પ્રીછી ભજે | ૪૬ | ૪૩ |
| ભલે ફુંકો ફુંકો | ૧૮૦ | ૨૧૬ |
| ભાઇ રે સ્વયંપદ જે સાચું | ૩૪ | ૩૩ |
| ભાષાને શું વળગે ભૂર | ૪૫ | ૪૨ |
| ભૂતળના લોકે એક સમે | ૧૪૪ | ૧૬૮ |
| ભૂપ મેં દીઠી ગર્વ ઘેલડી | ૫૦ | ૪૯ |
| ભૂલી ભમે છે ભામની | ૫૪ | ૫૫ |
| ભેખ તો ભાવટ થકી ભુંડારે | ૮૯ | ૧૧૯ |
| મદુલી મજાની પેલે તીર | ૨૦૧ | ૨૫૮ |
| મન ઇચ્છા નૈષધરાય તણી | ૫૧ | ૫૦ |
| મનજી મુસાફરરે | ૧૩૫ | ૧૬૦ |
| મન તું ગમાર થા માં | ૧૭૨ | ૨૦૫ |
| મહેમાનો! ઓ! વ્હાલાં પુનઃ | ૧૭૭ | ૨૦૮ |
| માતા જસોદા ઝુલાવે પુત્ર | ૧૨૧ | ૧૪૪ |
| માન કર્યું મૂઢ મતિ | ૭૨ | ૮૨ |
| માનવરાજે રચ્યાં મન્દિરો | ૧૫૦ | ૧૭૬ |
| માનીતી તું છે મોહનતણી | ૧૨૨ | ૧૪૬ |
| મારા વ્હાલારે લાગો છો વહાલા | ૧૨૮ | ૧૫૩ |
| મારી ભરત ભૂમિ | ૧૪૮ | ૧૭૨ |
| મારે ઘેર આવજો ખાવા | ૧૧૦ | ૧૩૪ |

| | | |
|---|---|---|
| માર્કંડેય કહે દ્વિજ મહામતિ | ૬૩ | ૭૩ |
| માળાનો મર્મ નવ જાણ્યો | ૮૬ | ૧૧૭ |
| મીઠડલું મહિયર મેલીને | ૨૧૦ | ૨૭૦ |
| મીઠા દીર્ઘ ધ્વનિ થકી | ૧૮૧ | ૨૧૯ |
| મીરાં મન મોહન શું માન્યું | ૧૧૫ | ૧૩૯ |
| મુખડાની માયા લાગીરે | ૨૨ | ૨૦ |
| મુજ અબળાને મોટી મિરાત | ૨૦ | ૧૯ |
| મુજ વૃત્તમાં નથી કો નવાઇ | ૧૭૧ | ૨૦૩ |
| મોરલી વાય છે વૃંદાવનમાં | ૨૬ | ૨૨ |
| મોસાળ પધારો રે | ૫૨ | ૫૩ |
| યદિ હોત તું વર્ષાદ બિન્દુ | ૨૧૧ | ૨૭૧ |
| યંત્ર આ બ્રહ્માંડનો | ૧૫૭ | ૧૮૯ |
| રચ્યાં કાવ્યો રૂડાં | ૨૨૦ | ૨૮૫ |
| રહેવા દે રહેવા દે આ સંહાર | ૧૮૬ | ૨૩૦ |
| રંગભર આવે સલુણો છેલ | ૧૨૭ | ૧૫૨ |
| રામ તું રામ તું નામ જેનું જપે | ૩૫ | ૩૩ |
| રામ રમકડું જડીયું રે | ૧૯ | ૧૮ |
| રૂડું બાગડું કૂમળું છેક નાનું | ૨૧૮ | ૨૮૧ |
| લખ્યું તેં પત્રમાં પ્યારા | ૨૦૮ | ૨૬૭ |
| લવે વિશ્વે લોકો | ૧૫૪ | ૧૮૨ |
| લોચન મનનો રે કે | ૧૩૦ | ૧૫૪ |
| વધ કોમળ વાહળી આગળ જા | ૧૯૪ | ૨૪૬ |
| વસમી એક વદાય | ૨૦૨ | ૨૫૯ |
| વસંતે પંખમા લાવે | ૨૧૦ | ૨૭૦ |
| વાગે વૃંદાવનમાં વાંસળી રે | ૧૨૪ | ૧૪૯ |
| વ્હાલી બાળાં સહન કરવું | ૧૮૫ | ૨૨૮ |
| વિરહ વૈરાગ્યે જેનું મન તપેજી | ૪૦ | ૪૭ |

| | | |
|---|---|---|
| વીરા આવો ઝટ રણમાં | ૧૫૩ | ૨૪૦ |
| વૈદર્ભી વનમાં વલવલે | ૫૩ | ૫૪ |
| વૈષ્ણવ જન તો તેને કહીએ | ૧૪ | ૯ |
| શાન્ત આ રજની મહિં | ૧૫૧ | ૧૭૭ |
| શાન્તિ શીતળ વરશી ને | ૧૫૫ | ૧૮૩ |
| શું જાણે વ્યાકરણી | ૧૨૦ | ૧૪૪ |
| સખી હું તો જાણતી જે | ૧૧૯ | ૧૪૩ |
| સખે ! હૃદય ક્યાં હશો | ૧૫૯ | ૨૫૨ |
| સજ્જન સંભળાવ જોરે | ૧૪૨ | ૧૬૫ |
| સત્ય સુધા શ્રીકૃષ્ણ નામ છે | ૭૭ | ૧૦૫ |
| સત્યે સ્વર્ગ ને સત્યે મોક્ષ | ૬૫ | ૮૨ |
| સદ્વિદ્યાથી સુવર્ણ | ૬૭ | ૮૫ |
| સમજણ વિનારે સુખ નહિ | ૩૭ | ૩૫ |
| સમજી સિદ્ધાન્ત જે સાર ગ્રહી | ૩૬ | ૩૪ |
| સર જોઇ અહો ચાલતાં | ૨૯ | ૨૬ |
| સરોવર સમુદ્રાકાર | ૭૦ | ૯૦ |
| સહજ ગણી ન વિસારો | ૧૫૬ | ૨૪૯ |
| સહુ ચલો જીતવા જંગ | ૧૩૯ | ૧૬૩ |
| સહુ શાન્ત રહો મમ પ્રિય સુહૃદ | ૨૧૬ | ૨૭૯ |
| સંતો આવો અમારડા દેશમાં જો | ૯૫ | ૧૨૨ |
| સંતો દિયારે અગમ પર ડેરા | ૯૩ | ૧૨૧ |
| સંતો મૂળરે ગ્રાહે તો | ૯૨ | ૧૨૧ |
| સંતો રે વનસ્પતિ ફૂલી | ૩૪ | ૩૨ |
| સંસારનું નૂર છે નાર | ૧૪૭ | ૧૭૧ |
| સાંતીડું જોડીને સમજાવીએ | ૩૨ | ૩૧ |
| સાંભળજો વ્હાલાંઓ વચનો | ૧૭૬ | ૨૦૮ |
| સાંભળ સૈયર સુરજ ધરીને | ૩ | ૨ |

| | | |
|---|---|---|
| સાંભળ સહીયર વાતડી | ૧૧૧ | ૧૩૫ |
| સુણજો સાહેલી બ્હેન | ૨૧૩ | ૨૭૩ |
| સુણી શ્રીરંગ મ્હેતા આવ્યા ધાઇ | ૫૮ | ૬૪ |
| સુદેવ સભામાં આવીઓ | ૫૬ | ૫૮ |
| હતી જ્યાં ઘોર રાત્રો ત્યાં | ૨૨૧ | ૨૮૬ |
| હરિ જેવો તેવો હું દાસ તમારો | ૧૩૪ | ૧૫૯ |
| હરિનો મારગ છે શૂરાનો | ૮૦ | ૧૦૬ |
| હવે કથા ભાખું ચાલતી | ૭૪ | ૯૮ |
| હાલક હુલક ત્રાસ | ૭૨ | ૯૦ |
| હિરણ્યકશિપુ હઠે ચડયો | ૬૧ | ૭૧ |
| હે સખી જ્યારે સ્યામ સુંદર વર | ૯૬ | ૧૨૩ |
| હો હરિ સત્ય તણા સંઘાતી | ૫૫ | ૫૬ |




# શુદ્ધિપત્રક.

**નોંધઃ—**રેફ ઉડી જવો, મીંડું ઉડી જવું, દીર્ઘસ્વરકનું ભાંગી જવું, વિરામચિન્હ ઉડી જવાં; એવી એવી અશુદ્ધિ તો ઘણી જગાએ માલુમ પડશે. તેવી બધી આપવાની જરૂર જણાઇ નથી. દીલગીરીની વાત છે કે શુદ્ધિપત્રક વિનાનું પુસ્તક ભાગ્યેજ છપાય છે.

| કાવ્ય. | પાનું. | લીટી. | શુદ્ધ | અશુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧૧ | ૬ | ૩ (કાવ્યની) | પ્રંચ | પંચ |
| ૧૪ (૩) | ૧૦ | ૩ (પાનાની) | એઢાવા | ઓઢવા |
| ૧૪ (૫) | ધન્ય એ નાર અવતાર સફલ કર્યો પછીના ભાગમાં કૃષ્ણ શ્રીકૃષ્ણ મુખ એમ કહેતો જોઇએ. | | | |
| ૧૪ (૯) | ૧૪ | ૧૦ (પાનાની) | વિનાત | વિનતિ |
| ૧૬ | ૧૪ | ૪ (કાવ્યની) | વાલ્ર હોય | વાલ્રપ હોય |
| ૧૬ | ૧૫ પાનામાં છેલ્લેથી પાંચમી | | સંભારી | સંભાળી |
| ૧૬ | ૧૫ પાનામાં છેલ્લેથી ત્રીજી | | ઘરકેથી | ઘરથી |
| ૨૨ | ૨૦ | ૯ (કાવ્યની) | રાંડવાનો | રંડાવાનો |
| ૨૭ | ૨૩ | ૧૮ (કાવ્યની) | ઊલી નિચાત્ર | ઊત્રીલી નિ ચાત્ર |
| ,, | ,, | ૨૦ ( ,, ) | પિતૃકાજિ | પોતૃકાજિ |
| ૨૮ | ૨૪ | ૮ ( ,, ) | ધંન | ઘંન |
| ૩૦ | ૨૮ | છેલ્લેથી બીજી | ધરિ | ઘરિ |
| ૩૧ | ૩૦ | ૧૪ (પાનાની) | ચેડવા | ચડેવા |
| ૩૧ | ૩૧ | ૧ ( ,, ) | ચસં | ચઢી |
| ,, | ,, | ૨ ( ,, ) | ધરણી | ઘરણી |
| ૩૨ | ૩૨ | ૩ ( ,, ) | ઢાળ ભરેલી | ઢાળ ભલેરી |
| ૪૦ | ૩૭ | ૧ (કાવ્યની) | જેવું મન | જેનું મન |
| ૪૧ | ૪૦ | ૬ (પાનાની) | વેદ | વદે |

| કાવ્ય. | પાનું. | લીટી. | શુદ્ધ | અશુદ્ધ. |
|---|---|---|---|---|
| ૭૪ | ૯૮ | ૪ (કાવ્યની) | લીર | ધીર |
| ૭૪ | ૯૯ | ૧૬ (પાનાની) | સમાના | સમોતા |
| ૭૪ | ૯૯ | પાનામાં છેલ્લી | માર્યો | મારો |
| ૭૪ | ૧૦૦ | ૭ (પાનાની) | વળગ્યો પગ | વળગ્યો પન્નગ |
| ૭૪ | ૧૦૦ | ૧૩ ( „ ) | ક્ષીતિએ | ક્ષીતિ એ |
| ૮૧ | ૧૦૮ | ૧૦ ( „ ) | લાગ્યો | લાગ્યો |
| ૮૧ | ૧૦૦ | ૯ ( „ ) | કેશું | કેશુ |
| ૮૧ | ૧૧૨ | ૩ ( „ ) | ગારી | ગોરી |
| ૮૨ | ૧૧૪ | પ્રેમ વિષે એ શીર્ષક ન જોઇએ. | | |
| ૯૩ | ૧૨૧ | પાનામાં છેલ્લી | ધરકું | ધરકું |
| ૯૪ | ૧૨૪ | કડી ૧૧ લીટી ૧ | પાદળ | પાદપ |
| „ | „ | „ લીટી ૨ | વડસંતા | વરસંતા |
| ૯૯ | ૧૨૬ | ૧૧ | ધણી | ધણી |
| „ | „ | ૧૫ | નાથ | નાથે |
| ૧૦૭ | ૧૩૨ | ૫ (કાવ્યની) | નિરખીને. | નિરખીને |
| ૧૧૪ | ૧૩૮ | ૫ | ગાયેરે; | ગાયેરે, |
| ૧૩૬ | ૧૬૧ | ૬ (પાનાની) | * પશ્ચિમ | પશ્ચિમ |
| ૧૪૪ (૨) | „ | | ઉંટ કહે આ સભામાં | ઉંટ કહે આ સભામાં |
| ૧૪૪ (૩) | ૧૬૮ | ૭ | વિખાયા બંધ; | વિખાયા બંધ. |
| „ | „ | ૮ | માયામાં મતિ રહી. | માયામાં મતિ રહી; |
| ૧૫૦ | ૧૭૬ | ૧૪ (કાવ્યની) | ઉચ્ચારે | ફુચ્ચારે |
| ૧૫૩ | ૧૮૨ | ૭ (પાનાની) | જે ક્ષણે. | જે ક્ષણે |
| ૧૫૫ | ૧૮૬ | છેલ્લેથી બીજી | તે વેળ | તે વેળ |
| ૧૬૩ | ૧૯૬ | બીજી પાનાની | બદન | બદન |
| ૧૬૬ | ૧૯૭ | ૫ (કાવ્યની) | ફુટયો | ફ્રુટયો |
| „ | ૧૯૮ | ૪ (પાનાની) | ધુમાળી | ધુમાળી |

| કાવ્ય. | પાનું. | લીટી. | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|---|
| ,, | ,, | ૭ ( ,, ) | કો કો કે કેની | કાં કો' કો'ની |
| ,, | ,, | ૫ ( ,, ) | તલપિ તે | તલપિ તેં |
| ૧૭૨ | ૨૦૫ | ૩ (કાવ્યની) | મમ તું | મન તું |
| ૧૭૩ | ૨૦૬ | ૧૩ (પાનાની) | હવે બીજી નથી | હવે બીજી નથી |
| ૧૭૫ | ૨૦૭ | ૧ (કાવ્યની) | જોઇને; | જોઇને |
| ૧૭૮ | ૨૧૫ | કાવ્યની છેલ્લેથી ત્રીજી | શ્રતિ પર | શ્રુતિ પર |
| ૧૮૧ | ૨૨૦ | ૩ | જનકને | જનકના |
| ૧૮૩ | ૨૨૩ | ૧૭ પહેલો શબ્દ | દી | દૂદી |
| ૧૮૮ | ૨૨૯ | ૧૨ (કાવ્યની) | યારી | યાદી |
| ૧૯૦ | ૨૩૩ | ૫ ( ,, ) | સુંચર્યું તું. | સંચર્યું તું, |
| ,, | ,, | ૬ ( ,, ) | અર્પતાં'તાઃ | અર્પતાં'તા; |
| ,, | ,, | ૮ ( ,, ) | દેવ પાદે, | દેવ પાદે. |
| ,, | ૨૩૪ | ૧૫ (પાનાની) | સ્થલની | સ્થૂલની |
| ૧૯૧ | ૨૩૬ | પ્રશ્ન ચિન્હ છે ત્યાં બધેય આશ્ચર્ય ચિન્હ જોઇએ. | | |
| ૧૯૨ | ૨૩૮ | ૧૨ (પાનાની) | આસપાસ. | આસપાસ |
| ,, | ,, | ૧૪ ( ,, ) | રમતા | રમતા, |
| ૧૯૩ | ૨૪૦ | પહેલી કડીમાં બધી જગાએ, બીજી કડીમાં છઠ્ઠી લીટીમાં, અને ત્રીજીની પહેલી તથા ચોથી લીટીમાં, જ્યાં જ્યાં પ્રશ્નચિન્હ છે ત્યાં ત્યાં આશ્ચર્ય ચિન્હ જોઇએ. | | |
| ,, | ૨૪૫ | ૧૫ મી કડી ત્રીજી લીટી | જગમાં. | જગમાં |
| ૧૯૯ | ૨૫૨ | પાનામાં છેલ્લેથી ૪ | ઢળતી ઝાડના | ઢળતી ઝાડીના |
| ,, | ,, | ,, ૨ | સ્ફાટિક | સ્ફટિક |
| ,, | ,, | છેલ્લી | શકુંતક લગી | શકુંતકલગી |
| ,, | ૨૫૩ | પાનામાં ૮ | ધરે ફુલ | ધરે ફુલ |
| ,, | ૨૫૫ | ૪ (પાનાની) | સૃષ્ટિએ | સૃષ્ટિ એ |

| કાવ્ય. | પાનું. | લીટી. | શુદ્ધ | અશુદ્ધ. |
|---|---|---|---|---|
| ,, | ,, | ૫ ( ,, ) | ઇતિહાસમાં, | ઇતિહાસમાં. |
| ,, | ,, | ૧૨ (પાનાની) | દુષ્કાલમાં. | દુષ્કાલમાં |
| ,, | ,, | ૧૫ ( ,, ) | પદા ઘાતના; | પદાઘાતના; |
| ,, | ૨૫૬ | ,, ( ,, ) | લહે | લહે, |

**પાઠ નોંધઃ**—કાવ્ય ૧૪૬ વસંતવર્ણન કડી દશમીમાં 'હોળી· રમણુ, આ હર્ષ મરણુની' એમ છપાય છે. નવલરામે પોતે છપાવેલી પહેલી આવૃત્તિ જોતાં તેમાં 'હર્ષ ઝરણુની' એમ પાઠ છે, અને તેજ સ્વીકારવા જેવો છે.



